નવા વધારા સાથે

પ્રકાશન નં. ૪૪૮

"મારી વાતો પહોંચાડો, ભલેને એક જ વાત હોય !"
(હદીસ શરીફ)

# તોહફ-એ-દુન્યા વ આખિરત

## (ભાગ-૨)



મકબૂલ અને મખ્સૂસ વઝાઈફ





પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ-૩૯૨૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજ.-ઈન્ડિયા).

પ્રકાશન નં. ૪૪૮

"મારી વાતો પહોંચાડો, ભલેને એક જ વાત હોય !"
(હદીસ શરીફ)

# તોહફ-એ-દુન્યા વ આખિરત

## (ભાગ-૨)

નવા વધારા સાથે

(સંવર્ધિત આવૃત્તિ)

જન્નત નાં હસીન મનાઝિર

: પુનરવલોકન :
(મવલાના) હસન ભડકોદ્રવી (સા.)



પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ-૩૯૨૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજ.-ઈન્ડિયા).

# તોહફ-એ-દુન્યા વ આખિરત (ભાગ-૨)

**નવા વધારા સાથે** (સંવર્ધિત આવૃત્તિ)


પ્રકાશન નં. : ૪૪૮

પ્રત : ૨૧૦૦

આવૃત્તિ : ત્રીજી (વધારા સહિત)

હિજરી સન : ૧૪૨૯

ઇસ્વી સન : ૨૦૦૮

કિંમત :







**પ્રકાશન વિભાગ :**

દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ,
મહમૂદનગર, મુા. પો. કંથારીઆ—૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજરાત—ઈન્ડિયા)

**PUBLICATION DEPARTMENT:**
**DARUL ULOOM BHARUCH, MAHMOODNAGAR**
**AT & PO. KANTHARIA, DIST. BHARUCH (GUJ)**
**PIN : 392 015, INDIA**

# અનુક્રમણિકા

| ક્રમ | વિષય | પેજ નં. |
|---|---|---|

બિસ્મિહી તઆલા

# જન્નતનાં દશ્યો

## ★ નઝમ ★

શાઇરે ઇસ્લામ હઝરત મુઝતર ગુજરાતી (બી.એ.)

વા'દા હૈ મુઅ્મિનોંસે ખુદાએ કરીમકા,
ઉન્કે લિએ મકામ હૈ ખુલ્દે નઈમકા.

કુર્આંકી ઈસ્તિલાહમેં જન્નત કહે જિસે,
ઈક લા–ઝવાલ દારે મસર્રત કહેં જિસે.

નહ્રેં રવાં હૈ જિસમેં શરાબે તહૂરકી,
શીરે લઝીઝ વ શહદે મુસફ્ફાકી, નૂરકી.

તસ્નીમ વ સલસબીલકે ચશ્મોંકી સરઝમીં,
જિનકી નઝીર ગુલશને આફાકમેં નહીં.

ગુલહાએ રંગા રંગકે તખ્ત ખીલે હૂએ,
પત્તોંકી લરઝિશોંમેં તરાને મિલે હૂએ.

શીરીં ફલોંકે બોઝસે શાખેં ઝુકી હૂઈ,
સાહિલ પે જૈસે નકરઈ મોજેં રુકી હૂઈ.

બાગોંમેં મોતિયોંકે તરાશે હૂએ ખિયામ,
જિનમેં જમાલ–આફરીં હૂરોંકા હૈ કિયામ.

ઐસે ખિયામ જિનકા તસવ્વુર મહાલ હૈ,
હૂરેં જિનકા હુસ્ન ફકીદુલ મિષાલ હૈ.

ઝીનત–દેહ કુસૂર હૈં, ગિલમાને પાક રૂ,
સાગિર બ–કફ, સલામ બ લબ, નગ્મા દર ગુલૂ.

જન્નતકી કોઇ ચીઝ ઝવાલ આશ્ના નહીં,
શાઈસ્તહ બકા હૈ, વબાલ આશ્ના નહીં.

ઈસ ઘરમેં જબ ખુદાકે પરસ્તાર જાએંગે,
આંખોંમેં નૂર, દિલમેં નયા કૈફ પાએંગે.

• • •

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا
صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ
حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط




## જન્નતનો અર્થ

જન્નતનો અર્થ છે : ઢાંકવું—પરદો કરવો—છુપાવવું, તેના પછી છાંયડાવાળા ઝાડને કહેવા લાગ્યા. પછી છાંયડાવાળા ઝાડોના બાગને પણ જન્નત કહેવા લાગ્યા અને પછી ઈસ્લામી બોલ ચાલમાં આ જગ્યાનું નામ રાખવામાં આવ્યું, જયાં સારા અમલ કરવાવાળા અલ્લાહના ફરમાંબરદાર બંદા કિયામતના પછી હંમેશા હંમેશ રહેશે.

## નામ રાખવાનું કારણ

જન્નતને જન્નત શા માટે કહે છે ? એટલા માટે કે આ જગ્યા લોકોની નજરોથી આ દુનિયામાં પોશીદહ અને છુપાયેલી છે અને આ આંખોથી તેને કોઈ જોઈ શકતું નથી અને ન કોઈ માણસ પોતાના આ કાનોથી તેની પૂરી હકીકત સાંભળી શકે છે.

"અને અલ્લાહ તઆલાએ ત્યાંની રાહતો અને સહૂલતો અને નેઅમતો મખ્લૂકની નજરોથી છુપાયેલ રાખેલ છે."

"લા અય્નુન્ રઅત્ વલા ઉઝુનુન્ સમિઅત્" (બુખારી)

فَلَا تَعْلَمُ نَفْسٌ مَّآ أُخْفِيَ لَهُمْ مِّنْ قُرَّةِ أَعْيُنٍ ج (السجدة ۳۲:۱۷)

# જન્નતની લંબાઈ અને પહોળાઈ

(૧) જન્નતની પહોળાઈના વિશે કુર્આનનો ફેંસલો છે કે તેની પહોળાઈ જમીન અને આસમાનના બરાબર છે. "વ જન્નાતિન્ અર્દુહસ્સમાવાતુ વલ્અર્દૂ ઉઈદ્દત લિલ્ મુત્તકીન."

(૨) અને તેની લંબાઈના વિશે મુસ્લિમ શરીફની હદીષથી આટલી ખબર પડે છે કે સૌથી ઓછા મરતબાવાળા જન્નતીને જન્નતમાં જે વિસ્તાર આપવામાં આવશે તે પૂરી દુનિયાના વિસ્તારથી દસ (૧૦) ગણો વધારે હશે.

(૩) બીજી જગ્યાએ છે કે જન્નતમાં એક ઝાડ એટલું ફેલાયેલું છે કે જો કોઈ સવાર તેના છાંયડામાં સો વર્ષ સુધી ચાલે તો એનો છાંયડો પૂરો ન થાય અને તમારી કમાન મૂકવાની જગ્યા પૂર્વ—પશ્ચિમથી પણ વધારે સારી હશે.

(બુખારી)

(૪) અને એક અલ્લાહથી ડરવાવાળાને બે બાગ એટલા મોટા મળશે, જેની લંબાઈ અને પહોળાઈ એટલી હશે કે જે તેના પૂરા ભાગમાં ફરવાનું ઈચ્છે તો સો વર્ષમાં પૂરું થાય.

(જવાહિરુત્તફાસીર, સૂરએ સૉદ ૩૯૪)

(૫) દરેક મુઅ્મિનના માટે જન્નતમાં એક મોતીથી બનેલો તંબુ હશે, જેની લંબાઈ સાઠ (૬૦) માઈલની હશે અને તે તંબુના એક એક ખૂણામાં તેની બીવીઓ એવી રીતે થોભશે કે એકને બીજી જોઈ ન શકે. (બુખારી, મુસ્લિમ)

(૬) જન્નતના એક એક દરવાજાની બાજૂઓની વચમાં એટલી પહોળાઈ હશે કે જો કોઈ માણસ તેની પહોળાઈમાં ચાલે તો તેની પહોળાઈ ચાલીસ (૪૦) વર્ષમાં પૂરી થાય.

(મુસ્લિમ શરીફ)

(૭) જન્નતમાં સો (૧૦૦) મંઝિલો છે. દરેક બે મંઝિલના વચમાં એટલું અંતર છે, જેટલું જમીન અને આસમાનની વચમાં, એટલે પાંચસો (૫૦૦) વર્ષનું અંતર છે અને ફિરદૌસ બધાથી ઉપરના દરજાનું નામ છે અને તેનાથી જન્નતની ચારેવ નહેરો નીકળે છે અને જન્નતુલ ફિરદૌસના ઉપર અલ્લાહનો અર્શ છે. જયારે તમે અલ્લાહથી માંગો તો જન્નતુલ ફિરદૌસને માંગો. (તિરમિઝી શરીફ)

(૮) જન્નતવાળા પોતાના ઉપરવાળાઓને ઊંચાઈના કારણે એવી રીતે જોશે કે જેવી રીતે તમે ચમકદાર તારાઓને જુઓ છો, જે બાકી રહ્યો હોય આસમાનના પૂર્વ અથવા પશ્ચિમના ભાગમાં. સહાબા (રદિ.)એ કહ્યું કે આ તો પયગમ્બરોની મંઝિલો છે. પયગમ્બરોના સિવાય ત્યાં બીજું કોણ પહોંચી શકે છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે કેમ નહીં, કસમ છે તે ઝાતની જેના કબઝામાં મારી જાન છે, તે લોકો જરૂર પહોંચશે જે અલ્લાહ પર ઈમાન લાવ્યા અને રસૂલોને સાચા માન્યા. (બુખારી—મુસ્લિમ)

(૯) જન્નતમાં સો (૧૦૦) દરજજા છે અને એક એક મંઝિલ એટલી મોટી છે કે જો પૂરી દુનિયાના લોકો તેમાં ભેગા થઈ જાય તો તેમના માટે તે એક દરજજો કાફી (બસ) છે.

**સવાલ :** આટલી મોટી જન્નત ક્યાં હશે ?

**જવાબ :** સાતેવ આસમાનના ઉપર અર્શે ઈલાહીની નીચે અને અર્શે ઈલાહી જન્નતની એવી છત હશે જેવી રીતે આસમાનો— જમીનની છત બનેલી છે.

**સવાલ :** તે વખતે આસમાન હશે કે નહિ હોય ?

**જવાબ :** નહીં, પરંતુ આસમાન ખોલી આપવામાં આવશે

અને તેમાંથી જન્નતમાં જવાના રસ્તા પેદા કરી આપવામાં આવશે.

**સવાલ :** જયારે આ સૂરજ રોશની વગરનો કરી આપવામાં આવશે અને તેમાં કોઈ રોશની ન હશે તો જન્નતમાં અંધારું રહેશે અથવા કોઈ રોશની પણ હશે ?

**જવાબ :** હા, ત્યાં પણ અલ્લાહના અર્શમાંથી એક ખાસ પ્રકારનું નૂર પહોંચાડવામાં આવશે અને જયારે રાતનો સમય હશે તો પરદા નાખી આપવામાં આવશે, જેનાથી જન્નતી લોકો સમજી જશે કે હવે આરામનો વખત આવી ગયો છે અને સવાર થતાં જ પરદા હટાવી લેવામાં આવશે, જેનાથી જન્નતી લોકો સમજી જશે કે હવે સવાર થઈ ગઈ અને હરવા—ફરવા માટે પોતપોતાની આરામની જગ્યાઓમાંથી નીકળી આવશે.

## જન્નતનો મસાલો

સહાબએ કિરામ (રદિ.)એ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછયું કે જન્નતની ઈમારત કઈ વસ્તુથી બનાવવામાં આવી ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તેની એક ઈંટ સોનાની છે અને એક ચાંદીની. કાંકરીઓ મોતીઓ અને યાકૂતની છે અને તેની માટી ઝઅ્ફરાનની બનેલી કેસરી અને (ખૂશ્બુદાર) સુગંધિત હશે. જે કોઈ એમાં દાખલ થશે આરામ અને ચેનમાં રહેશે અને હંમેશાના માટે જીવતો રહેશે. ત્યાં તેને કદી પણ મૌત ન આવશે, ન તેના કપડાં ખરાબ થશે, ન તેની જુવાની કદી ફના થશે, બલકે ત્યાં પણ હંમેશાના માટે જુવાન રહેશે.

(મુસ્નદે અહમદ, તિરમિઝી શરીફ)

**સવાલ :** જન્નત ક્યારે મળશે ?

**જવાબ :** જ્યારે પૂરી દુનિયા ફના (નાબૂદ) થઈ જશે તો અલ્લાહ તઆલાના હુકમથી કિયામત કાયમ થઈ જશે અને બધા લોકોને બીજી વખત જીવતા કરવામાં આવશે અને પછી ન્યાયના ત્રાજવા પાસે તેમને ભેગા કરવામાં આવશે અને ત્યાં દરેક માણસના હિસાબ–કિતાબ કરીને નેક લોકોને જન્નતમાં દાખલ કરવામાં આવશે અને બદકારોને દોઝખ (જહન્નમ)માં.

## જન્નતના વિશે એક શક

**સવાલ :** જાહેરમાં કુર્આન અને હદીસથી ખબર પડે છે કે જન્નત ઈન્સાનની નેકી અને અલ્લાહના હુકમો(ની ફરમાંબરદારી)ને માનવાનો બદલો છે. જેને આખિરતના ઉધાર પર રાખવામાં આવ્યો છે. તે કયારે મળે ? ક્યારે કિયામત વાકિઅ–કાયમ થાય ? ક્યારે હિસાબ થાય અને ક્યારે જન્નતમાં જઈએ ? છેવટે આ દુનિયામાં જ નેકીનો બદલો કેમ નથી મળતો ? શું અલ્લાહ તઆલા આ દુનિયામાં બદલો દેવા પર કાદિર નથી ?

**જવાબ :** હા, અલ્લાહ તઆલા દુનિયામાં બદલો દેવા પર કુદરત ધરાવે છે, પરંતુ અલ્લાહ તઆલા હિકમતવાળો પણ છે અને તેની હિક્મત આ પસંદ કરે છે કે દરેક માણસનો બદલો (નેકીનો બદલો) જન્નત અને સજા (બુરાઈનો બદલો) દોઝખ આપવામાં કિયામતનો ઈન્તિઝાર કરવામાં આવે. આ મુખ્તસર વાતની તફસીલ–વઝાહત આ છે કે ઈન્સાનની ત્રણ હાલતો છે :

## પહેલી દુનિયાની હાલત

આ જિંદગીમાં ઈન્સાન પર ત્રણ પ્રકારના હક્કો છે, જેવી રીતે કે ખાવું—પીવું, સૂવું અને આરામ કરવો. મતલબ કે સેંકડો પ્રકારની જરૂરતોની જિંદગીમાં ફસાયેલ છે, તેને પોતાની જાતના હુકૂક કહે છે

## બીજી હાલત

જેવી રીતે કે પતિ—પત્નીનો સંબંધ દોસ્તો, માં—બાપ, બેટા—બેટી વગેરેની રિશ્તેદારીની જિમ્મેદારીઓમાં ઘેરાયેલ છે. કોઈની ખુશીમાં શામિલ થવું, કોઈની ગમીમાં હાજરી આપવી જરૂરી. આ પ્રકારને બંદાઓના હક્કો કહે છે.

## ત્રીજી હાલત

અસલ માલિક અલ્લાહ તઆલાની તાબેદારી અને તેની ઈબાદતની ઝિમ્મેદારી. ક્યાં તો નમાઝ છે, કોઈ વખત રોઝાનો હુકમ છે, કોઈ વખત હજ, કોઈ વખતે જિહાદ અને કોઈ વખત ઝકાત વગેરેની પગલે પગલે પાબંદીઓ છે. મતલબ આ કે આ હાલમાં ઈન્સાન દરેક રીતે પાબંદ જ પાબંદ છે અને ફારસીનો આ શે'ર

**દમ—બ—દમ પા બસ્તા દામે તુઅમ**

મતલબ આ કે કોઈ વખત એવો નથી જેમાં બિચારો ઈન્સાન દરેક રીતે આઝાદ અને બેફિક્ર હોય અને આ જ કારણે આ દુનિયાને "દારુલ અમલ અને દારુલ મિહ્‌ન" —તકલીફ અને મશક્કતોનું ઘર કહે છે.

## જન્નતનો કિસ્સો અલ્લાહની ઝુબાનથી

(૧) અલ્લાહથી ડરનારાઓ અને ફરમાંબરદારોને જે જન્નતનો વાયદો કરવામાં આવ્યો છે તેની હાલત આ છે કે તેમાં ઘણી નહેરો તો એવા પાણીની છે, જેમાં જરા પણ ફેરફાર ન થશે અને ઘણી નહેરો શરાબની છે, જે પીવાવાળાઓને ઘણી મજાવાળી અને સ્વાદિષ્ટ લાગશે અને ઘણી નહેરો મધ (શહદ)ની છે, જે બિલકુલ સાફ હશે અને જન્નતી લોકોના માટે દરેક જાતના ફળ હશે. (સૂરએ મુહમ્મદ, પારહ ૨૬)

(૨) જે માણસ કિયામતની હાજરીનો ડર રાખીને અલ્લાહની ફરમાંબરદારી કરશે તેના માટે બે જન્નતો હશે : એક અલ્લાહના ડરનો બદલો અને બીજું ગુનાહોને છોડવાનો બદલો. આ બન્નેમાં મેવાવાળા ઝાડ વધારે હશે અને દરેક ઝાડમાં જાત જાતનાં ફળ હશે અને આ બગીચાની લંબાઈ એટલી હશે કે જેમાં દરમિયાની ચાલથી જો કોઈ માણસ ચાલે તો સો વર્ષમાં તેની લંબાઈ પૂરી થઈ શકે અને તેમાં ઊંચા દરજાના મકાનો હશે અને એ બન્નેવ બગીચાઓમાં બે ઝરણાં ચાલુ થશે. એકનું નામ તસ્નીમ અને બીજાનું નામ સલસબીલ અને બન્ને ઝરણાંમાં આ ખાસિયત હશે કે જન્નતમાં રહેવાવાળો માણસ જ્યાં ઈચ્છે અને પોતાના મકાનના જે દરજામાં ઈચ્છે તે જગ્યાએ કોઈ સંકોચ વિના પાણી લઈ લે. આ બંને બગીચામાં એક ખાસિયત આ હશે કે આમાં બે જાતના ફળ હશે. એકની શકલ દુનિયાનાં ફળોની જેમ અને બીજાની શકલ નવી હશે. જે કદી ન કોઈએ જોઈ હશે અને ન સાંભળી હશે અને આ લોકો જન્નતમાં તકિયો લગાવીને એવા બિસ્તરાઓ પર આરામ કરશે. જેનો નીચેનો ભાગ રેશમના કપડાનો હશે અને તેનો ઉપરનો (ભાગ) નૂરનો હશે અને

તેનાં ફળોની આ ખાસિયત હશે કે તેની ડાળીઓ ઝુકેલી હશે અને તેનાં ફળ જયારે પણ દિલ ઈચ્છશે તરત જ આપોઆપ મોઢામાં પડી જશે અને આ બન્ને બાગોમાં નીચી નજરવાળી, હયાવાળી નવજવાન છોકરીઓ હશે, જેમને તેમના શૌહરોના સિવાય કોઈએ પણ હાથ લગાડયો ન હશે અને તે ઔરતો એવી ખૂબસૂરત હશે જેવી રીતે કે લઅલની–તરાશેલી તસવીરો. મતલબ આ બન્નેવ જન્નતો સોનાની બનેલી હશે અને તેમનો બધો સામાન પણ સોનાનો હશે. (બુખારી–મુસ્લિમ) જે પહેલા લોકોના ભાગમાં આવશે અને આ બન્નેના સિવાય બે જન્નતો ચાંદીની હશે અને તેનો બધો સામાન પણ ચાંદીનો હશે. (બુખારી–મુસ્લિમ) અને તેનો રંગ એવો વધારે પડતો લીલો હશે કે જોવાથી આંખોમાં નૂર અને દિલમાં ખુશી અને તાજગી વધશે અને તેમાં જોશ મારતા બે ઝરણાં હશે અને વધારે પડતાં ફળ ખાસ તૌર પર ખજૂરો અને દાડમ હશે, જે સ્વાદિષ્ટ હોવાની સાથે ખોરાક પણ છે અને દવા પણ છે અને આ ચારેવ બાગોમાં એવી ઔરતો હશે, જે ખૂબસૂરત પણ હશે અને સારા અખ્લાકવાળી પણ હશે, જે મોતીઓથી સજાવેલા તંબૂઓમાં બેઠી હશે. જેમને તેમના શૌહરો સિવાય કોઈએ પણ હાથ ન લગાડયો હશે અને આ જન્નતના રહેવાવાળા લીલા ગાલીચા અને કિંમતી બિસ્તરાઓ પર તકિયા લગાવીને બેઠા હશે અને આ બન્ને જન્નતો જમણી તરફના લોકોના ભાગમાં આવશે.

સૂરએ વાકિઅહમાં ઈરશાદ છે :

(૩) અને બધા પહેલા લોકો રત્નોથી જડેલા તખ્તો પર તકિયો લગાવીને આમને સામને બેઠા હશે. તેમની સેવામાં છોકરાં ફરતા હશે, જે હંમેશા છોકરાં જ રહેશે. તેમના હાથોમાં સાફ શરાબના પ્યાલા અને કુંજા હશે અને તે શરાબ

પણ એવી હશે જેનાથી ન માથાનો દુખાવો થશે અને જેનાથી ન પરેશાની આવશે અને એ છોકરાઓના સાથે ફળ પણ હશે, જે દિલને પસંદ થશે અને તેમના પાસે પક્ષીઓના ગોશ્ત જે તેમની તબીઅતના પ્રમાણે હશે. આ બધું હાજર હશે અને ત્યાં હૂરો પણ હશે, જેમની આંખો મોટી મોટી ઘણી સાફ ખૂબસૂરત મોતીની જેમ હશે. સલામતીના સિવાય બીજી કોઇ બેકાર અને નામુનાસિબ વાત ન સાંભળશે અને જમણી તરફવાળા બોરડીઓના બગીચાઓમાં રહેશે, જે દુનિયાની જેમ કાંટા—વાળા ન હશે અને હંમેશા રહેવાવાળો છાંયડો અને વહેતું પાણી અને જાત જાતના ફળોમાં રાચશે, જે એ વખત સુધી ન તૂટયા હશે અને તેના વપરાશ પર કોઇ જાતની પાબંદી ન હશે અને દુનિયાની ઔરતોને નવી રીતે પેદા કરીને અને તેમને કુંવારી, દિલ ખુશ કરવાવાળી અને મુનાસિબ ઉંમર આપીને જમણી તરફવાળાઓની તસલ્લી અને દિલ ખુશ કરવાનો સામાન કરશે. (સૂરએ વાકિઅહ, પારહ ૨૭)

(૪) અને તેમની ઈસ્લામની મજબૂતી ઈસ્લામના બદલામાં વિશાળ અને વિસ્તૃત જન્નત છે, જેની પહોળાઇ જમીન તથા આસમાનના બરાબર છે. તેમને પહેરવાના માટે ઊંચી જાતના રેશમી લિબાસ આપવામાં આવશે અને તે મસહરિઓ પર આરામ અને ઈઝઝતથી તકિયો લગાવીને ઉપસ્થિત હશે. ઋતુ એ પ્રમાણમાં દિલને ખુશ કરવાવાળી હશે કે ન ગરમીની સખતી, ન વધારે પડતી ઠંડી અને જન્નતનાં ઝાડો તેમના ઉપર ઝુકાયેલા હશે અને તે ફળવાળા ઝાડોનાં લૂમ એવી રીતે નઝદીક હશે કે જો કોઇ જન્નતી તોડવાનું ઇચ્છે તો બેસીને અથવા સૂઈને અથવા ઊભા થઇને મતલબ કે જેવી રીતે તેનું દિલ ચાહે આરામથી તોડી લે અને તેની પાસે ચાંદીનાં વાસણો અને ચાંદીના બનેલા પ્યાલા એટલા સાફ અને હલકા કે

જોવાથી કાચના ખબર પડે અને પ્યાલાઓનો અંદાઝો અને તેની બનાવટ એટલી દુરુસ્ત હશે કે પીવાવાળાઓની તરસ અને ખોરાકના બરાબર હશે. ન થોડી વધારે અને ન થોડી ઓછી અને એ લોકોને શરાબનો એવો જામ પિવડાવાશે, જેમાં સૂંઠ મળેલી હશે અને આ શરાબને સ્વાદિષ્ટ અને મજાવાળી બનાવી આપશે, પરંતુ તે દુનિયાની સૂંઠ ન હશે, પરંતુ એક ઝરણું જેનું નામ સલસબીલ છે તેનો થોડોક ભાગ લઈને તે શરાબમાં મિલાવી આપશે અને તેમની સેવા માટે થોડાક છોકરાં નક્કી કરવામાં આવશે, જેમની ખાસિયત આ છે : (૧) તે હંમેશાની બચપણની જ ઉંમરમાં રહેશે. તે કદી પણ જવાન અથવા ઘરડા ન થશે. (૨) તે ઘણાં જ હુસ્નો—જમાલવાળા પાકીઝા હશે. રંગ એટલો પાકીઝહ કે જોવા—વાળા તેમની પાકીઝગી અને ચમક જોઈને ખ્યાલ કરશે કે જાણે મોતીના દાણા ફેલાયેલા છે અને જ્યારે એ જગ્યાને જુઓ તો ખ્યાલ કરો કે ત્યાં જાત જાતની એવી નેઅમતો છે, જેની કોઈ હદ નથી અને ખતમ ન થવાવાળી હુકૂમત છે. એમના ઉપર બારીક કપડાં અને ઘણા જ ચમકદાર રેશમના બનેલાં અને મજબૂત રેશમના કપડાં પણ હશે, જેનો રંગ લીલો હશે અને બાદશાહના નિકટવર્તીઓ અને દરબારીઓની નિશાની જાહેર કરવાના માટે તેમના હાથોમાં ચાંદીના કંગન હશે અને આ બધી નેઅમતોમાં બધાથી વધીને આ દૌલત મળશે કે રબ્બુલ આલમીન જાતે—પોતે પોતાના હાથોથી પાક કરવાવાળી શરાબ પિવડાવશે (જેની હાલત પીવાવાળાને પૂછો) અને ફરમાવતા હશે કે આ તમારા નેક કામોનું ઈનામ છે, કારણ કે તમારી મહેનત અમોને પસંદ આવી ગઈ.

(સૂરએ દહ્ર, પારહ ૨૯)

(૫) બેશક, ડરવાવાળાઓને તમન્નાઓ મળે છે અને

તેમનો દરજ્જો ઊંચો અને પ્રતિષ્ઠિત હોય છે કે એમના માટે ફળોથી લચેલા ચાર દીવારીના બગીચા છે અને તે બગીચાઓમાં દ્રાક્ષની ટટ્ટીઓનું છાપરું છે અને નવજવાન—હસીન કુંવારી ૧૭—૧૮ વર્ષની છોકરીઓ છે અને શરાબના છલકતા પ્યાલા અને તેની મજલિસમાં કોઈ બેકાર અને જૂઠી વાત ન થશે, એટલે કે આ નશાથી પાક અને સાફ હશે અને આ બદલો છે તારા અલ્લાહના તરફથી જે તેણે પોતાના ફઝલથી તારા હિસાબના પ્રમાણે આપ્યો છે.

(સૂરએ નબા, પારહ ૩૦)

**નોટ** : હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે જન્નતની વસ્તુઓના નામ દુનિયાની જેમ છે, પરંતુ એની હકીકતો દુનિયાની વસ્તુઓથી બિલકુલ મુખાલિફ (વિરુદ્ધ) હશે, એટલા માટે કે દુનિયાની વસ્તુઓનો માદ્દો (પદાર્થ) માટી જેવી જાડી વસ્તુ છે અને જન્નતની વસ્તુઓનો માદ્દો (પદાર્થ) નૂર છે, જે ઘણી નરમ (સાફ) છે.

(૬) બેશક, નેક લોકો આરામમાં હશે અને દરેક પ્રકારની નેઅમતોથી સરફરાઝ (સન્માનિત) હશે અને સોનાથી જડાયેલા તખ્તો પર બેસીને જન્નતની રોનક (શોભા) અને ત્યાંનું દશ્ય સંકોચ વિના પોત પોતાની જગ્યાએથી જોશે અને તેમના ચહેરાઓ પર ઈનામ અને રાહતોના કારણે ખાસ પ્રકારની સ્ફૂર્તિ (પ્રફુલ્લતા) હશે. તેમને પીવાના માટે મુશ્ક અને ખાસ સીલ કરેલી શરાબ મળશે. એટલા માટે કે તે મુશ્કની ખુશ્બૂ તે શરાબમાં ભળી જાય અને પીવાવાળાના દિમાગને ખુશ અને સુગંધિત કરી આપે અને જો તેમાં મિલાવવાનું દિલ પસંદ કરે તો (સોડા નહિ) પરંતુ તસ્નીમની મિલાવટ કરવામાં આવશે અને તસ્નીમ જન્નતનું એક ખાસ ઝરણું છે, જેની ખાલિસ શરાબ અલ્લાહના ખાસ ખાસ

બંદાઓને જ આપવામાં આવશે, પરંતુ એમાં થોડો ભાગ સુગંધના તૌર પર અબરાર એટલે નેક બંદાઓને પણ આપવામાં આવશે., બસ, જોઈએ કે (દોડે) અને શોખ કરે શોખ કરવાવાળા.

**નોટ** : હદીષમાં આવે છે કે તે મુશ્કની ખુશ્બૂ તે પ્રમાણમાં તેજ હશે કે જો કોઈ માણસ તેમાં હાથ ડબોળીને બહાર કાઢે તો દુનિયાની બધી જીવવાળી મખ્લૂક તેની ખુશ્બૂથી મસ્ત અને બેકરાર થઈ જાય.

(૭) ઘણાં ચહેરા તે દિવસે લીલાછમ અને પોતાની કમાઈના કારણે બાઈઝઝત હશે. ઊંચી ઊંચી જન્નતોમાં ઘણા સુકૂન અને આરામમાં હશે અને ત્યાં કોઈ ગમ પહોંચાડવાવાળી વાત ન સાંભળશે અને તેમાં એક ઝરણું વહેતું હશે, જેનું પાણી બરફથી વધારે ઠંડું અને મધથી વધારે મીઠું અને ત્યાં ઊંચા તખ્ત અને તે તખ્તો પર પ્યાલાઓ વ્યવસ્થિત મૂકેલા હશે અને મખમલ જેવા ગાલીચા દરેક તરફ ફેલાયેલા હશે. એટલે કે બેકાર પડેલા હશે. એટલા માટે કે જયાં જન્નતવાળાઓનું દિલ પસંદ કરે તેને પાથરી શકે.

(સૂરએ ગાષિયહ, પારહ ૩૦)

(૮) બધા જ દુન્યવી દોસ્ત તે દિવસે એટલે કે કિયામતના દિવસે એક બીજાના દુશ્મન થઈ જશે. હા, (પરંતુ) અલ્લાહથી ડરવાવાળા લોકોની દોસ્તી દુનિયાની જેમ ત્યાં પણ બાકી રહેશે, જેવી રીતે દુનિયામાં આ લોકો એક બીજાના કામ આવશે અને ફરમાંબરદારોને અલ્લાહ તઆલાના તરફથી એક અવાજ આપવામાં આવશે, જેનો અર્થ આ હશે : (૧) હે મારા બંદાઓ ! તમારા ઉપર આજે કોઈ જાતનો ડર અને બીક નથી અને ન હવે પછી પણ તમારા ઉપર કોઈ જાતનો ગમ હશે.

(૨) હે અમારી આયતો પર ઈમાન લાવીને અમારા હુકમોને માનવાવાળાઓ ! તમે પોતાની બીવીઓને પોતાના સાથે લઈને ખુશી ખુશી જન્નતમાં દાખલ થઈ જાઓ. (૩) તમારી સેવા કરવાવાળા તમારી પાસે સોનાની રકાબીઓ અને ગ્લાસ લઈને આવતા રહેશે. (૪) અને ટૂંકમાં આ કે જન્નતમાં તે દરેક વસ્તુ હાજર હશે, જેને દિલ પસંદ કરશે અને જેને જોવામાં આંખોને મજા હાસિલ થશે. મતલબ આ કે તમે ત્યાં હંમેશા હમેશ એક જ હાલતમાં રહેશો. ન બીમારી આવશે અને ન ત્યાં કોઈ નેઅમત ખતમ થશે, ન ત્યાં (દુનિયાના માલદારોની જેમ) કોઈ જાતની દુશ્મની હશે, ન ઘડપણ આવશે અને ન કોઈને મૌત આવશે.

બેહિશ્ત એ જગ્યાનું નામ છે, જ્યાં ન કોઈ જાતની તકલીફ હશે અને ન કોઈ જાતનો લડાઈ—ઝઘડો હશે.

## જન્નતનો કિસ્સો નબી (સલ.)ની ઝુબાનથી

(૧) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી, હુઝૂર ! આપ મારી માફી કિયામતના દિવસે ફરમાવશો ? આપે ફરમાવ્યું, હું જરૂર તારી માફી કરીશ. આથી મેં આપને અરજ કરી; હુઝૂર ! હું તમને ક્યાં શોધું ? આપે ફરમાવ્યું કે પુલસિરાત પર જોજો. મેં ગુઝારિશ કરી કે આપની ત્યાં મુલાકાત ન થાય તો ? આપે ફરમાવ્યું તો પછી ત્રાજવાના પાસે જોજો. મેં ફરી પૂછયું કે જો આપની ત્યાં પણ મુલાકાત ન થાય તો ? આથી આપે ફરમાવ્યું કે તો મને હૌઝે કૌષરના પાસે શોધી લેજો. હું આ ત્રણે જગ્યાઓમાંથી કોઈ એક

જગ્યા પર જરૂર તમને મળીશ.

(તિરમિઝી વ કા—લ હદીષુન્ ગરીબુન્)

## મૌતની મૌત

(૨) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાયત કરી : જ્યારે જન્નતી જન્નતમાં પહોંચી જશે અને દોઝખી દોઝખમાં પહોંચી જશે ત્યારે મૌતને (ઘેટાંની શકલ)માં લાવવામાં આવશે અને જન્નત અને દોઝખની વચમાં તેને ઝબહ કરવામાં આવશે અને એક અવાજ દેવાવાળો અવાજ લગાવશે કે હે જન્નતવાળાઓ ! હવે મૌત નથી. હે દોઝખવાળાઓ ! હવે કોઈને મૌત ન આવશે. આ જોઈને જન્નતીઓની ખુશીમાં વધારો થઈ જશે અને દોઝખ—વાળાઓની ગમીમાં વધારો થઈ જશે. (બુખારી—મુસ્લિમ)

## જન્નતની ઔરત

(૩) આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાયત કરી : અલ્લાહના રસ્તામાં સવારે અથવા સાંજે નીકળવું દુનિયા અને તેની બધી વસ્તુઓથી ઘણું સારું છે અને જો જન્નતવાળાઓની કોઈ ઔરત જમીનની બાજુ (તરફ) ઝાંકી લે તો તેની ખૂબસૂરતીના કારણે પશ્ચિમ અને પૂર્વ રોશન થઈ જાય અને પૂર્વથી પશ્ચિમ સુધી બધા વિસ્તારને સુગંધિત કરી દે અને તેની ઓઢણી દુનિયા અને જે કંઈ દુનિયામાં છે, બધાથી સારી છે.

**નોટ** : ફી સબીલિલ્લાહ (અલ્લાહના રસ્તા)થી મતલબ જિહાદ, ઈલ્મની તલાશ અને કુર્આન શરીફના તર્જુમાના માટે

અથવા તબ્લીગના માટે ઘરથી નીકળવું છે.

(૪) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાયત કરી : પહેલી જમાઅત જે જન્નતમાં દાખલ થશે તેમના ચહેરા ચૌદમી રાતની જેમ ચમકદાર હશે અને આ ચહેરા અમ્બિયા અલયહિમુસ્સલામના હશે અને બીજી જમાઅતની શકલો ચમકદાર તારાઓની જેમ હશે. દરેક માણસ માટે બે—બે બીવીઓ હશે, જેમની આંખોની સફેદી ઘણી જ સફેદ અને તેમની ભ્રમરો ઘણી જ કાળી હશે અને તેની આંખો ઘણી જ પહોળી હશે. દરેક બીવીના ઉપર સિત્તેર (૭૦) કપડાં (જન્નતી પોશાક) હશે. તેમની પિંડલીઓનો અંદરનો ગુદો (માંસલ) પાકીઝગી અને નરમીના કારણે હાડકાં અને ગોશ્તની બહાર આરપાર નજર આવશે. હંમેશા સવાર—સાંજ આ જન્નતી લોકો અલ્લાહ તઆલાને યાદ કરશે. ન તે બીમાર થશે, ન પેશાબ—પાખાનું કરશે, ન થૂંકશે અને ન નાક સાફ કરવાની જરૂરત પડશે. એમના વાસણો સોના અને ચાંદીના હશે. એમની અંગીઠી (સગડી)ના કોલસા ઊદ (અગર) હશે અને એમના પરસેવાની ખુશ્બૂ મુશ્કની જેમ હશે. બધા જ આપસમાં અખ્લાકવાળા હશે અને તેમના ચહેરા પોતાના બાપ હઝરત આદમ (અલૈ.)ની જેમ હશે અને તેમના કદ આસમાનમાં સાઠ (૬૦) હાથના હશે :

(બુખારી વ મુસ્લિમ શરીફ)

(૫) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જન્નતમાં એક મજલિસ હશે, જેમાં હૂરો એવી સારી અવાજથી ગાશે કે આવો અવાજ મખ્લૂકે આથી પહેલાં કદી ન સાંભળ્યો હશે અને એમનું ગીત આ હશે;

તર્જુમો : અમે હંમેશા હંમેશ રહીશું, કદી હલાક ન થઈશું.

અમે આરામ દેવાવાળીઓ છે, કદી સુસ્તી ન કરીશું. અમે રાઝી અને ખુશ રહેવાવાળીઓ છે અને નારાજ ન થઈશું. મુબારકબાદી છે તે માણસના માટે જેના માટે અમે છીએ અને તે અમારા માટે છે. (તિરમિઝી)

હૂર તે ઔરતને કહે છે જેમની આંખોની સફેદી ઘણી ચમકતી અને ભંવ ઘણી વધારે કાળી હોય એનો અર્થ ફરાખ ચશ્મ એટલે કે મોટી મોટી આંખોવાળી.

(૬) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જન્નતી મર્દ જન્નતમાં સિત્તેર (૭૦) તકિયાઓ પર એવી રીતે આરામ કરશે કે એક પાસાથી બીજું પાસું બદલશે તો એ મુદતમાં જાત જાતના તકિયા પર માથું લગાવશે. આ દરમિયાનમાં એક ઔરત આવશે અને મુહબ્બત કરતી તે મર્દના ખભા પર હાથ મારશે. તે મર્દ મોઢું ફેરવીને જોશે તો તે ઔરતના ગાલ અરીસાથી વધારે ચમકદાર અને સાફ હશે અને તે માણસને તેના મોઢામાં પોતાનો ચહેરો નજર આવશે અને તે ઔરતના કપડાંની આ હાલત હશે કે તેમાં જે મોતી લાગેલાં હશે તેમાં ઓછા દરજાના મોતીની હાલત આ હશે કે જો તે મોતી દુનિયામાં કોઈ વખત હાજર હોય તો પોતાની ચમકથી પૂર્વથી પશ્ચિમ સુધીને રોશન કરી આપે અને પછી સૂર્યની જરૂરત ન રહે. તે વખતે આ ઔરત આ જન્નતી મર્દને સલામ કરશે. આ મર્દ તેની સલામનો જવાબ આપીને પૂછશે કે તું કોણ છે ? તે જવાબ આપશે કે અલ્લાહ તઆલાએ જન્નતની બાકી નેઅમતો ઉપરાંત આ નાચીઝને તમારી સેવા માટે મોકલી છે, જે પ્રમાણમાં આપનો હક હતો તે તો આપને મળી ગયો. હવે અલ્લાહ તઆલાએ વધારે મને આપી છે અને ઔરતના ઉપર રંગ રંગના સિત્તેર (૭૦) કપડાં એવા બારીક હશે કે તે મર્દની નજર એ કપડાંથી

પસાર થઈને તેના શરીર પર એવી રીતે પડશે, જેવી રીતે કે ખુલ્લા શરીર પર પડે છે અને તે ઔરતના શરીર અને ચામડીની પાકીઝગીની હાલત આ હશે કે તેની પિંડલીની નરમી (ગલી) તે કપડાંના અંદરથી નજર આવશે અને આ ઔરતના માથા પર એવો કિંમતી તાજ હશે, જેનું ઓછા દરજાનું મોતી પૂરી દુનિયાને રોશન કરી આપે. (મુસ્નદે અહમદ)

**સવાલ :** પહેલા તો સિત્તેર કપડાં, પછી ચામડી, પછી ગોશ્ત અને પછી હાડકાંના વચમાંથી નરમી (ગલી) કેવી રીતે જોઈ શકાય ?

**જવાબ :** આજના યુગમાં એક સાધન ચાલ્યું છે, જેને ડોક્ટરો એક્સ–રે કહે છે. તેને લગાવીને શરીરના અંદરની બધી વસ્તુ હાડકું અને તેની નરમી (ગલી) સુધી દેખાય જાય છે. તો શું અલ્લાહ તઆલા દુનિયાના માણસોથી પણ લાચાર છે ?

## જન્નતના મર્દની તાકાત

(૭) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાયત કરી કે જન્નતી મર્દને જન્નતમાં એટલી તાકાત આપવામાં આવશે (જે બોત્તેર ઔરતોના) માટે બસ હશે. સહાબએ કિરામ (રદિ.)એ ગુઝારિશ કરી કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આટલી ઔરતોથી સંભોગ કરવાની આ મર્દમાં તાકાત હશે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જયારે તેને સો (૧૦૦) મર્દોની તાકાત આપવામાં આવશે તો પછી આટલી ઔરતોથી સંભોગ કરવાની તાકાત કેમ ન હશે. (તિરમિઝી શરીફ)

(૮) જનાબ રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાયત કરી : જો જન્નતની વસ્તુઓમાંથી નખની બરાબર દુનિયામાં જાહેર થઈ જાય તો બધી જમીનને સંવારી દે અને જો એક જન્નતી માણસ દુનિયામાં જુએ અને તેના કપડાં દુનિયામાં જાહેર થઈ જાય તો તેની રોશની સૂરજની રોશનીને ખતમ કરી દે અને તેની રોશનીમાં એવી રીતે છુપાઈ જાય કે જેવી રીતે સૂરજ નીકળીને તારાઓને છુપાવી દે છે અને તારાઓની રોશની સૂરજ નીકળતાં જ છુપાઈ જાય છે.

(૯) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જન્નતી મર્દોના ચહેરા પર દાઢી ન હશે, જેવી રીતે નવી નવી જવાનીમાં ગાલો પર વાળ નથી નીકળતા. તેમની આંખો કુદરતી સુર્મર્ગી (એટલે કે કુદરતી જ સુરમો લાગેલી) હશે. તેમની જવાની ખતમ ન થશે. તેમનાં કપડાં જૂનાં અને મેલા ન થશે. (તિરમિઝી શરીફ, દારમી)

કારણ કે હદીસમાં ''કુહલી''નો શબ્દ આવ્યો છે અને મકહલ તેને કહે છે, જે પલકોની જડો (મૂળ) કુદરતી કાળી હોય અને જોવાવાળાને ખબર પડે કે તેણે સુરમો લગાવેલો છે અને ઝુર્દુનનો અર્થ એ છે કે તેના શરીર પર બિલકુલ વાળ ન હોય અને મુર્દુનનો અર્થ તે છોકરા છે, જેમની દાઢી ન આવી હોય.

(૧૦) હઝરત મુઆઝ બિન જબલ (રદિ.) ફરમાવે છે : હુઝૂર સરદારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાયત કરી કે જન્નતી લોકો જન્નતમાં એવી રીતે દાખલ થશે કે એમના શરીર પર કોઈ વાળ ન હશે. પૂરા શરીરની ચામડી સાફ હશે. એટલે કે શરીરના કોઈ પણ ભાગ પર વાળ ન હશે, ન છાતી પર, ન બગલોમાં, ન બીજી જગ્યાએ અને

ચહેરા પર દાઢી ન આવી હશે. આંખો કુદરતી સુરમો લગાવેલી ખબર પડશે. એમની ઉંમર ત્રીસ (૩૦)થી તેત્રીસ (૩૩) વર્ષની હશે. અહિંયા હઝરત મુઆઝ (રદિ.) ભૂલી ગયા કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રીસ (૩૦) વર્ષની ઉંમર કહી અથવા તેત્રીસ (૩૩) વર્ષની. (તિરમિઝી)

## નીચા દરજાનો જન્નતી

(૧૧) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે નીચા દરજાનો જન્નતી તે માણસ હશે કે તેના માટે એંસી (૮૦) હજાર સેવા કરવાવાળા હશે અને બોતેર (૭૨) બીવીઓ હશે અને તેના માટે એક તંબૂ લગાવવામાં આવશે. તે મોતી અને ઝબરજદ અને યાકૂત (મોતીનું નામ છે)નો બનેલો હશે અને આ તંબૂની લંબાઈ અને પહોળાઈ એટલી હશે જેટલી જાબિયહથી લઈને સન્આ સુધી. જાબિયહ એક શહેર છે શામ (દેશ)માં અને સન્આ યમન (શહેર)માં એક જગ્યા છે. નીચા દરજાના જન્નતીનો તંબૂ લંબાઈ અને પહોળાઈમાં એટલો હશે જેવી રીતે કે જેટલી દૂરી યમન અને શામની વચમાં છે.

## નીચા દરજાના જન્નતીથી અલ્લાહની ત્રણ વાતો

(૧૨) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જન્નતમાં નીચો દરજો આ હશે કે અલ્લાહ તઆલા તે જન્નતીને ફરમાવશે, જે તારી તમન્ના હોય તે માંગ. હવે આ માણસ જે પ્રમાણમાં પણ તેની તમન્ના હશે તે બધું જ માંગી લેશે. આથી અલ્લાહ તઆલા બે વખત

ફરમાવશે કે જન્નતી ! જે તારી તમન્નાઓ હતી તે તેં માંગી લીધી ? તે અરજ કરશે કે હું બધું જ માંગી ચૂકયો. ત્રીજી વખતે અલ્લાહ ફરી ફરમાવશે કે તારા માટે તે બધી વસ્તુઓ છે જેની તેં તમન્ના કરી, પરંતુ એની સાથે સાથે આટલી જ બીજી પણ અમારા તરફથી એટલે કે એક તારા માંગવા પર અને એક પોતાના તરફથી ઉમેરીને તેને ડબલ કરી આપ્યું. (મુસ્લિમ શરીફ)

(૧૩) આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, નીચા દરજાનો જન્નતી તે માણસ હશે જે પોતાના બગીચાઓ, પોતાની ઔરતો, પોતાની નેઅમતો અને પોતાની સેવા કરવાવાળાઓને, પોતાના આરામ કરવાના તખ્તોને એક હજાર વર્ષની દૂરીથી જોશે. એટલે કે ઓછા દરજાના જન્નતીની માલિકી જન્નતમાં એટલી પહોળી હશે, જેનો વિસ્તાર એક હજાર વર્ષનો હશે. (તિરમિઝી શરીફ)

## જન્નતનું બજાર

(૧૪) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જન્નતમાં એક બજાર લગાવવામાં આવશે અને જન્નતી લોકો દરેક જુમ્આના દિવસે તે બજારમાં આવતા રહેશે અને જે જે વખતે આ લોકો બજારમાં આવશે તો ઉત્તરી (બાજુથી) હવા ચાલીને તેમના ચહેરાઓ અને કપડાંઓ પર જાત જાતની ખુશબૂઓ છાંટી દેશે અને આ હવાની ખાસ અસર આ હશે કે આ હવાના લાગવા પછી લોકો પહેલાંથી વધારે ખૂબસૂરત હસીનો—જમીલ થઈ જશે અને જયારે આ લોકો અહિંયાથી મુત્મઈન્ન થઈને પોતપોતાનાં મકાનોમાં પાછા જશે તો ઘરવાળા તઅજ્જુબની સાથે તે લોકોને કહેશે કે તમે તો અહિંયાથી જઈને ઘણાં જ ખૂબસૂરત થઈ ગયા છો. (છેવટે એનું કારણ શું છે ?) આ લોકો કહેશે

કે અલ્લાહની કસમ ! અમારી ગેરહાજરીમાં તમારો હુસ્નો–જમાલ પણ ઘણો જ ખૂબસૂરત થઇ ગયો (તેનું શું કારણ છે ?) ઘરવાળાઓની ખૂબસૂરતીનું કારણ પણ કદાચ તે હવા હશે, જેણે મર્દોને ખૂબસૂરત બનાવી આપ્યા હતા.

(મુસ્લિમ શરીફ)

(૧૫) હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જન્નતમાં એક બજાર હશે, પરંતુ એમાં કોઇ જાતનું ખરીદ–વેચાણ ન થશે. એમાં મર્દોની શકલો–સૂરતોના સિવાય બીજું કંઈ પણ ન હશે. બસ, જ્યારે કોઇને કોઇ ચહેરો સારો લાગશે તો તે જન્નતી તેમાં દાખલ થઇ જશે અથવા આનો અર્થ આ છે કે જે ચહેરો પણ એને પસંદ હશે, એવી શકલ તેની કરી આપવામાં આવશે. (તિરમિઝી શરીફ)

(૧૬) સઈદ ઈબ્ને મુસય્યિબ (રદિ.)એ હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી મદીના મુનવ્વરહના બજારમાં મુલાકાત કરી. આથી અબૂ હુરયરહ (રદિ.)એ ફરમાવ્યું કે સઈદ ! હું દુઆ કરું છું કે અલ્લાહ તઆલા તારી અને મારી આવી રીતે જન્નતના બજારમાં મુલાકાત કરાવે અને આપણા બન્નેને ત્યાં ભેગા કરાવી દે. આથી હઝરત સઈદ (રદિ.)એ અરજ કરી કે શું જન્નતમાં પણ બજાર હશે ? અબૂ હુરયરહ (રદિ.)એ ફરમાવ્યું : હા, જરૂર હશે. મને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખબર કરી કે જન્નતવાળા જ્યારે જન્નતમાં દાખલ થશે તો પોતપોતાના અમલોના પ્રમાણે પોતાની મંઝિલોમાં થોભશે, જેમના અમલ વધારે અને સારા હશે તેમના દરજા પણ ઊંચા અને ઘણા મોટા હશે. પછી દર અઠવાડિયે જુમ્આના દિવસે આ લોકોને હુકમ આપવામાં આવશે કે પોતપોતાની જગ્યાએથી નીકળે. આ લોકો હુકમ

સાંભળતાંની સાથે પોતપોતાની મંઝિલોથી બહાર નીકળશે અને પોતાના પાલનહારની ઝિયારતનું ગૌરવ હાસિલ કરશે અને તે દિવસે અલ્લાહ તઆલા પોતાની મહેરબાનીથી તેમને માલામાલ કરશે અને અલ્લાહ તઆલા જન્નતના સૌથી મોટા બગીચામાં સભા કરશે અને ત્યાં હેસિયતના પ્રમાણે અલગ અલગ જાતની ખુરશીઓ લગાવવામાં આવશે. અમુક તો નૂરની બનેલી હશે, અમુક મોતીઓની અને અમુક યાકૂતની બનેલી, અમુક ઝુમુર્રદ (લીલા કલરનો કિંમતી પથ્થર)ની બનેલી હશે અને પોતાના દરજાના પ્રમાણે દરેક જન્નતી તે ખુરશીઓ પર બેસી જશે અને બધાથી નીચા દરજાના જન્નતી મુશ્ક અને કાફૂરની ટેકરીઓ પર બેસશે અને ખૂબી આ હશે કે ટેકરીઓ પર બેસવાવાળી કૌમને આ પણ ખબર ન હશે કે ખુરશીઓ પર બેસવાવાળા લોકો અમારાથી ઊંચા દરજામાં છે અથવા અમે. એટલા માટે કે જન્નતમાં દરેક માણસ પોતપોતાના રહેઠાણ અને મરતબા પર ખુશ અને શુક્રિયા અદા કરવા—વાળો હશે અને એનાથી ઊંચા દરજાની તમન્ના પણ ન કરશે. એના પછી હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ગુઝારિશ કરી કે અમે પોતાના પરવરદિગારને જોઈશું ? આપે ફરમાવ્યું કે હા, જરૂર જોશો. શું તમે સૂરજ અને ચૌદમી રાતના ચાંદને જોવામાં શક કરો છો ? મેં ગુઝારિશ કરી કે નહીં. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; એવી જ રીતે તમે પોતાના પરવરદિગારને જોવામાં શક ન કરશો, અને તે મજલિસમાં કોઈ પણ એવો ન હશે, જેનાથી અલ્લાહ તઆલા કોઈ વાસ્તા વગર વાતચીત ન કરશે અને સામ સામે બિલકુલ પરદા વગર હાજર હશે અને તે દરમિયાનમાં એક આદમીને ફરમાવશે કે હે ફલાણાના છોકરા ફલાણા ! શું તને તે દિવસ યાદ છે, જેમાં તેં આ ફલાણી વાત કહી હતી ? અને પછી અલ્લાહ તઆલા

તે માણસને તેની અમુક તે અહદ (વચન) તોડવાનું યાદ અપાવશે, જે તેણે દુનિયામાં કરી હતી. બસ, આ ગુઝારિશ કરશે કે અય અલ્લાહ ! શું તેં મારા ગુનાહ માફ નથી કરી આપ્યા ? હુકમ થશે કે કેમ નહીં. મારી માફીની વુસ્અત અને પહોળાઈના કારણે તું આ દરજા પર પહોંચ્યો. આ દરમિયાનમાં તેમના ઉપર એક વાદળ આવશે અને એવી ખુશ્બૂ (સુગંધ)નો વરસાદ વરસાવશે કે આ વખત સુધી કદી એવી સુગંધ કોઈએ ન સૂંઘી હશે અને આ વરસાદના દરમિયાન હુકમ થશે કે ઊભા રહો અને આવો એ વસ્તુની તરફ, જે મેં તમારા માટે તૈયાર કરી રાખી હતી અને જે વસ્તુને તમારું દિલ પસંદ કરે, સંકોચ વિના તેને લઈ લો. આ હુકમને સાંભળતાં જ અમે એક બજારમાં આવીશું, જેની ચારેવ બાજુ ફરિશ્તા ઊભેલા હશે અને આ બજારમાં અમે એવી એવી વસ્તુઓ જોઈશું, જે આ વખત સુધી ન આંખોએ જોઈ હશે અને ન કાનોએ સાંભળી હશે અને ન દિલોમાં એનો ખ્યાલ આવ્યો હશે અને આ પછી અમારી પસંદની વસ્તુઓ અમને મફત આપી દેવામાં આવશે, કારણ કે આ બજારમાં ખરીદ અને વેચાણ ન હશે અને આ બજારમાં જન્નતવાળા એક બીજાથી મુલાકાત કરશે અને એક ઊંચા દરજાવાળો માણસ પોતાનાથી નીચા દરજાના જન્નતીથી મુલાકાત કરશે અને તેને પોતાનો લિબાસ આ અદના દરજાના જન્નતીના મુકાબલામાં સારો ન લાગશે, પરંતુ તરત જ ખબર પડશે કે મારો વિચાર ખોટો છે અને તેનાથી વધારે ખૂબસૂરત નથી અને આ વિચારનું બદલવું એ કારણથી હશે કે એને ગમ ન થાય અને બીજાને મોટાઈ ન થાય. આ પછી અમે પોતપોતાનાં ઘરોમાં પહોંચીશું તો અમારી ઔરતો અમારાથી મુલાકાત કરીને કહેશે, "મરહબંવ્ વ અહ્લા" તમે આટલા ખૂબસૂરત થઈને કેવી રીતે આવ્યા, જ્યારે તમે અમારી પાસેથી ગયા હતા તો તે વખતે

આટલા હસીન અને જમીલ ન હતા. એના જવાબમાં અમે લોકો કહીશું કે અમને આજે અલ્લાહની નઝદીકીની ખુશનસીબી હાસિલ થઈ છે. બસ, તેની નઝદીકી અને દોસ્તી તેના લાયક છે કે અમે તે ખૂબસૂરત હાલતમાં તમારી પાસે પાછા ફરીએ.

## જન્નતી મર્દ અને ઔરતો

(૧૭) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જન્નતમાં પહોંચીને જન્નતવાળા મર્દ અને ઔરત જન્નતમાં ખાશે—પીશે, પરંતુ ખાવા છતાં આ લોકો ન થૂંકશે, ન પેશાબ કરશે, ન પાખાનું કરશે, ન એમને નાક સાફ કરવાની જરૂરત પડશે. સહાબા (રદિ.)એ દરખ્વાસ્ત કરી કે ખાવાનું (પાખાનું) શરીરથી કેવી રીતે નીકળશે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, એની બે રીત હશે, પહેલી ડકાર આવશે, બીજું એમને મુશ્કની જેમ સુગંધિત પરસેવો આવશે અને પાખાનું આ બન્નેના વાસ્તાથી શરીરથી બહાર નીકળી જશે અને આ લોકોથી તસ્બીહ અને અલ્લાહના વખાણ એવી રીતે બેકાબૂ શરૂ થશે, જેવી રીતે શ્વાસ કોઈ તકલીફ વગર આપોઆપ નીકળતો રહે છે. (મુસ્લિમ શરીફ)

## જન્નતવાળાઓથી ચાર વાતો

(૧૮) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે (જ્યારે જન્નતી લોકો જન્નતમાં પહોંચી જશે) તો એક અવાજ દેવાવાળો તેમને અવાજ આપશે : (૧) અય જન્નતવાળાઓ ! તમે લોકો હંમેશા હંમેશ તંદુરસ્ત રહેશો અને કદી પણ બીમાર ન થશો, (૨) અને તમે

જીવતા રહેશો અને તમારા પર કદી પણ મૌત ન આવશે, (૩) અને તમે લોકો હંમેશા હંમેશ જવાન રહેશો. કોઈ વખત પણ ઘરડા ન થશો, (૪) તમારા માટે ફૈંસલો છે કે તમે હંમેશા સુકૂન અને આરામમાં રહો અને કદી તકલીફ અને મુસીબત ન જુઓ. (મુસ્લિમ શરીફ)

## જન્નતમાં દાખલ થવાવાળાઓના દિલ

(૧૯) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જન્નતમાં ઘણી કૌમો એવી રીતે દાખલ થશે કે એમનાં દિલ પક્ષીઓનાં દિલની જેમ નરમ અને સાફ એટલે કે દુશ્મની વગર અને દરેક પ્રકારની ખોટથી પાક હશે.

(મુસ્લિમ શરીફ)

## જન્નતવાળાઓ સાથે અલ્લાહની ખાસ વાતો

(૨૦) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા જન્નતી મર્દો અને ઔરતોને અવાજ આપીને કહેશે કે અય જન્નતવાળાઓ ! આના જવાબમાં જન્નતવાળાઓ "લબ્બૈક" કહેશે, એટલે કે અય અમારા પાલનહાર ! અમે તારા દરબારમાં હાજર છે અને ભલાઈ તારા કબજા અને કુદરતમાં છે. જેને ચાહે તું અતા કરી દે અને જેને ચાહે ન દે, કારણ કે તું માલિક છે. તે વખતે અલ્લાહ તઆલા તે જન્નતવાળાઓને હિદાયત કરશે : "શું તમે લોકો મારાથી રાજી છો !" જન્નતી લોકો અરજ કરશે કે અય અમારા પાલનહાર ! તારાથી રાજી ન થઈશું તો કોનાથી

રાજી થઈશું ? કારણ કે તેં તો અમને તે વસ્તુઓ પોતાના ફઝલો કરમથી અતા કરી, જે પોતાની મખ્લૂકમાંથી કોઈને પણ નથી આપી. આથી અલ્લાહ તઆલા હુકમ કરશે કે શું આનાથી સારી અને ઊંચી વસ્તુ તમને ન આપું ? જન્નતવાળા અરજ કરશે, અય અમારા પરવરદિગાર ! આ નેઅમતોથી વધારે કંઈ વસ્તુ સારી હશે (જે તેં અમને જન્નતમાં આપેલી છે. એટલે કે દરેક પ્રકારની ખાવાની વસ્તુઓ, સારા સારા લિબાસ, ઊંચા ઊંચા ઘરો અને બગીચા વગેરે) આથી અલ્લાહ તઆલા શાનુહૂ હિદાયત કરશે : હું તમને પોતાની રઝામંદીનો પરવાનો આપું છું અને હવે કદી પણ તમારાથી નારાજ ન થઈશ. એટલે કે અલ્લાહ તઆલાની રઝામંદીનો પરવાનો એટલો કિંમતી છે કે જન્નતની બધી નેઅમતોની એના મુકાબલામાં કંઈ જ હેસિયત નથી અને બેકિંમત છે.

(૨૧) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે વખતે જન્નતી લોકો પોતાની નેઅમતોમાં મશગૂલ હશે. અચાનક એમના માટે એક નૂર જાહેર થશે તો આ લોકો પોતાનું માથું ઊંચકશે. એટલા માટે કે આ નૂરને જુએ. બસ, જોશે કે પરવરદિગારે ઉપરથી આ લોકો પર પોતાની તજલ્લી નાખી છે. તે વખતે અલ્લાહ રબ્બુલ ઈઝઝતની પહેલી વાત આ હશે : "અસ્સલામુ અલયકુમ યા અહ્લલ્ જન્નહ" અને આ તે જ સલામ હશે, જેનો વાયદો કુર્આન શરીફમાં આ રીતે કરવામાં આવ્યો; સલામુન્ કવ્લમ્ મિર્રબ્બિર્રહીમ. (સૂરએ યાસીન, પારહ ૨૩)

આ પછી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; પછી અલ્લાહ તઆલા આ લોકો તરફ મુહબ્બતથી જોશે અને (આ રીતે) આ લોકો પણ ખુલ્લમ ખુલ્લા કોઈ પરદાના વગર અલ્લાહ તઆલાને જોશે અને અલ્લાહના

દીદારની આ લોકો પર આ અસર હશે કે જયાં સુધી એમની નજરોની સામે અલ્લાહનો દીદાર રહેશે, જન્નતની કોઈ નેઅમતના તરફ બિલકુલ જ ધ્યાન ન આપશે. જો કે દીદારે ઈલાહીમાં એટલા મશગૂલ થઈ જશે કે જન્નતની બધી નેઅમતો ભૂલી જશે. આ પછી અલ્લાહ તઆલા પોતાનું નૂર એટલે કે પોતાની જાતની વચમાં પાછા પરદા નાખી આપશે અને આ લોકોની નજરોથી છુપાઈ જશે, પરંતુ આ નૂરની અસર અને જોવાની હાલત અને લઝઝત હવે પણ બાકી રહેશે. (ઈબ્ને માજહ)

**સવાલ :** હંમેશા હંમેશ એમને જોવાનો જમાલ કેવી રીતે બાકી રહેશે, જયારે કે તે બધી નેઅમતોથી વધારે ઊંચી નેઅમત હશે ?

**જવાબ :** આ પણ અલ્લાહ તઆલાનું મોટું એહસાન છે, કારણ કે જન્નતની ઉમ્દગી હોવા છતાં પણ અલ્લાહ તઆલાનો જમાલ કોઈ તઅલ્લુક વગર જોવાની ઈન્સાનોમાં તાકાત હશે એટલા માટે થોડી ઘડીઓના માટે પોતાનો દીદાર કરાવ્યો. પછી જન્નતની નેંઅમતોમાં લગાવ્યા. આથી દરેક વખતે નવી મજા એમને હાસિલ થઈ. સૂર્ય દરરોજ નીકળે છે. એને કોઈ પણ શોખના સાથે નથી જોતું, પરંતુ ઈદનો ચાંદ વર્ષમાં એક વખત નીકળે છે તો કેટલા શોખથી એને જુએ છે.

## જન્નતનો ઊડવાવાળો ઘોડો

(૨૨) હઝરત અબૂ અય્યૂબ અન્સારી (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે એક ગામડિયો માણસ આવીને કહેવા લાગ્યો કે યા રસૂલલ્લાહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું ઘોડાઓનો ઘણો શોખીન છું. શું જન્નતમાં ઘોડાઓ પણ હશે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જો તું જન્નતમાં દાખલ થયો તો તને યાકૂત (એક કિંમતી પથ્થર)નો બનેલો એક ઘોડો આપવામાં આવશે અને તેની બે પાંખો હશે. પછી તને એના ઉપર સવાર કરાવવામાં આવશે અને પછી તું જે જગ્યાએ ઈચ્છશે તને ઉડાવીને લઈ જશે. (તિરમિઝી શરીફ)

જેવું કે આ જન્નતનું હવાઈ જહાઝ હશે, પરંતુ આપણા ત્યાંના હવાઈ જહાઝની શકલ માછલીની જેમ હોય છે અને જન્નતના હવાઈ જહાઝની શકલ ઘોડાની જેમ હશે. આ હવાઈ જહાઝ એલ્યુમિનિયમનું બનેલું હોય છે, તે જહાઝ યાકૂતનું હશે. પછી તઅજ્જુબ કઈ વસ્તુનો. અમુક નાસ્તિકોને આ હદીસનો મતલબ સમજમાં ન આવતો હતો અને જાત જાતના શક હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કર્યા કરતા હતા, પરંતુ હવાઈ જહાઝની શોધે આ જાહેરી ઈબાદત કરવાવાળાઓને ચૂપ કરી દીધા.

## જન્નતનાં ઝાડ

(૨૩) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જન્નતમાં કોઈ પણ ઝાડ એવું ન હશે, જેનું થડ સોનાનું ન હોય. (તિરમિઝી શરીફ)

અને દરેક ઝાડની ડાળીઓ અલગ અલગ છે. કોઈની સોનાની તો કોઈની ચાંદીની, કોઈની યાકૂતની અને કોઈની ઝુમુર્રદની અને કોઈ ઝાડની મોતીની અને જાત જાતની કંટીઓ અને અલગ અલગ ફળોથી એમને સજાવવામાં આવ્યાં છે

અને દરેક ઝાડની નીચે નહેર ચાલુ હશે.

(મઝાહિરે હક, જિલ્દ ૪, સફા : ૪૩૮)

(૨૪) હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદિ.)ના સાહિબઝાદી હઝરત અસ્મા (રદિ.) ફરમાવે છે કે એક વખતે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસે મુબારકમાં સિદ્‌રતુલ મુન્તહાનો ઝિક્ર આવ્યો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તે એટલું મોટું છે કે જો તેજ ચાલવાવાળો સવાર તેની ડાળીઓના છાંયડામાં ચાલે તો સો વર્ષમાં તેના છાયડાને પૂરો કરે અને આ ઝાડ પર સોનાના તીડો છે. કદાચ આ તીડોથી મુરાદ નૂરાની ફરિશ્તાઓ હોય, જે આ ઝાડ પર અલ્લાહ તઆલાની તારીફ અને વખાણમાં લાગેલા રહેલા છે અને એમના ચમકદાર પળો (પાંખો)ને સોનાના તીડોથી ઉદાહરણ આપવામાં આવ્યું હોય અને તેનાં ફળ એટલા મોટા છે કે જેટલું માટલું હોય છે.

(તિરમિઝી શરીફ)

સિદ્‌રતુલ મુન્તહા એક ઝાડનું નામ છે, જેની શરૂઆત છટ્ઠા આકાશથી છે અને એ સાતમા આકાશ પર પૂરી થાય છે. લગભગ ૩ ઈંચ સિદ્‌રતુલ મુન્તહાની લંબાઈ છે અને પાંચ સો (૫૦૦) વર્ષનો રસ્તો છે અને આ જગ્યા પર અવ્વલીન લોકો અને આખિરીનનો ઈલ્મ પૂરો થઈ જાય છે અને આના ઉપરનો ઈલ્મ મખ્લૂકમાંથી કોઈને પણ નથી અને ન ત્યાંથી ઉપર કોઈ ફરિશ્તો જઈ શકે છે અને આ જિબ્રઈલ (અલૈ.)ની જગ્યા છે. આના ઉપર તે પણ નથી પહોંચી શકતા, પરંતુ આપણા સરદાર મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ જગ્યાથી પણ ઊંચે અને એવી જગ્યાએ પહોંચ્યા, જ્યાં ન કોઈ પયગમ્બર પહોંચ્યા, ન કોઈ ફરિશ્તો પહોંચ્યો. વ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.

(૨૫) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે દોઝખી મુસલમાન ફકીરોની જેમ જન્નતવાળાઓના રસ્તામાં સફ બાંધીને (લાઈન બનાવીને) ઊભા હશે. અચાનક એમની સામેથી એક દોઝખી ગુનેહગાર મુસલમાન શોર કરવા લાગશે કે અય ફલાણા ! એટલે કે એનું નામ લઈને એને અવાજ આપશે કે શું તમે મને નથી જાણતા ? હું તે માણસ છું, જેણે એક વખતે તમને દુનિયામાં પાણી પિવડાવ્યું હતું અને કોઈ આ હશે કે હું તે માણસ છું જેણે તમને વુઝૂ કરવાના માટે પાણી આપ્યું હતું. આ જન્નતી એનો ઈકરાર કરશે અને આ ઉપકારના બદલામાં તે જન્નતી મુસલમાન અલ્લાહ તઆલાને તેની સિફારિશ કરશે અને તેને જન્નતમાં દાખલ કરાવી આપશે. એટલે કે જો દુનિયામાં કોઈ ગુનેહગાર તકવાવાળા દીનદારો અને ઉલમા અને નેક લોકોની ખિદમત (સેવા) કરશે તો આ લોકો આ સેવાનું ફળ કિયામતના પછી આ પામશે કે આ હઝરાતની સિફારિશથી જન્નતમાં દાખલ થશે અને આ હદીસમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મુસલમાનોને શોખ અપાવ્યો છે કે ઉલમા અને સુલહાની સેવા કર્યા કરો. કદાચ તમે પોતાના (બુરા) આમાલના કારણથી જહન્નમમાં પહોંચી જાઓ તો તમારી સેવા તે વખતે કામ આવી જાય અને આ લોકોની સેવાના કારણે તમે પણ જન્નતમાં પહોંચી જાઓ અને આ લોકોની દોસ્તી પસંદ કરો અને ઉલમાની મુહબ્બત દિલથી કર્યા કરો, કારણ કે આ લોકોની દોસ્તી અને મુહબ્બત દુનિયાની ઝીનત (શણગાર) છે અને આખિરતનો છુટકારો અને નૂરાનિયતનો સબબ છે. (ઈબ્ને માજહ શરીફ)

## જન્નતમાં ખેતી

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં ગામડામાં રહેવાવાળા એક સહાબી બેઠા હતા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ વાત ફરમાવી રહ્યા હતા કે જન્નતીઓમાંથી એક માણસ અલ્લાહ તઆલાથી ખેતી કરવા ઈજાઝત હાસિલ કરશે. અલ્લાહ તઆલા ફરમાવશે કે શું તું આ (ભરપૂર) નેઅમતોમાં નથી, જે તારી ચાહતના પ્રમાણે મળી ગઈ છે. તે અરજ કરશે કે હા, (છે તો બધું જ) પરંતુ મારું દિલ ચાહે છે. (આ રીતે તેને ઈજાઝત આપવામાં આવશે.) તે જમીનમાં બીજ નાખશે અને ખેતર તૈયાર થઈને કપાઈ જશે અને પહાડોના બરાબર ઢગલા લાગી જશે. અલ્લાહ તઆલા ફરમાવશે કે, હે આદમના પુત્ર ! આ તો લઈ લે. તારી લાલચનું પેટ કોઈ વસ્તુ નથી ભરતી. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ ઈરશાદ સાંભળીને ગામડિયા સહાબીએ ગુઝારિશ કરી કે ખુદાની કસમ ! તે માણસ કુરૈશી અથવા અન્સારી હશે, એટલા માટે કે આ લોકો ખેતી કરવાવાળા છે. અમારો ધંધો તો ખેતી નથી. (ભલા) અમે કેમ એવી દરખ્વાસ્ત કરવા લાગીએ ? આ વાત સાંભળીને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને હસવું આવી ગયું.

## જન્નતનાં પક્ષીઓ

જન્નતવાળાઓને ખાવાના માટે પક્ષીઓનો ગોશ્ત પણ મળશે, જેવી રીતે કે સૂરએ વાકિઅહમાં "વલહ્મી તયરિમ્ મિમ્મા યશ્તહૂન" ફરમાવ્યું છે. હઝરત અનસ (રદિ.)થી

રિવાયત છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાયત કરી કે બેશક, જન્નતમાં લાંબી લાંબી ગરદનોવાળા ઊંટોના બરાબર પક્ષીઓ છે, જે જન્નતનાં ઝાડોમાં ચરે–ફરે છે. હઝરત અબૂબક્ર (રદિ.)એ ગુઝારિશ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તે તો ઘણી જ સારી જિંદગીમાં છે. આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાયત કરી કે એના ખાવાવાળા એનાથી પણ વધારે સારી જિંદગીમાં છે. ત્રણ વખતે આ જ ફરમાવ્યું, પછી હઝરત અબૂબક્ર (રદિ.)ને ખુશખબરી આપતા હિદાયત થઈ કે હું ઉમ્મીદ કરું છું કે તમે એ લોકોમાંથી હશો, જે આ પક્ષીઓને ખાશે. [આ રિવાયત અહમદ (રહ.)એ કરી, સહીહ સનદો સાથે].

હઝરત અબૂ ઉમામહ (રદિ.)એ ફરમાવ્યું કે જ્યારે કોઈ જન્નતીને પક્ષી ખાવાની તમન્ના થશે તો (આપોઆપ) પક્ષી એના સામે આવીને પડી જશે, જે તૈયાર હશે અને એના ટુકડા બનેલા હશે. એક હદીસમાં છે કે પક્ષી જન્નતીના દસ્તરખ્વાન પર આપોઆપ પડી જશે, જે આગ અને ધુમાડા વગર (બાફેલું અને તૈયાર હશે). જન્નતી એમાંથી એ પ્રમાણમાં ખાશે કે એનું પેટ ભરાઈ જશે. પછી તે પક્ષી ઊડી જશે. (જેવી રીતે કે તરગીબમાં ઈબ્ને અબીદુન્યાથી રિવાયત છે, તે હદીષ ઝઈફ છે.)

## જન્નતવાળાઓની હસી–મજાક

સૂરએ તૂરમાં ફરમાવ્યું : "ત્યાં આપસમાં શરાબના પ્યાલાને છીનવી લેશે. (શરાબમાં નશો ન હશે, આથી એના પીવાથી) બકવાસ (બકબક) ન થશે અને ન કોઈ બેકાર વાત (અકલમંદીના ખિલાફ નીકળશે)."

આ ખેંચમતાણ હસી—મજાક અને દિલ્લગીના માટે હશે, કારણ કે ત્યાં કોઈના માટે કોઈ પણ વસ્તુની ઊણપ ન હશે, દોસ્તોમાં ખેંચમતાણ કરીને ખાવાથી મજા ડબલ થઈ જાય છે, જેવી રીતે કે ઈજતિમાઈય્યત (સામૂહિકતા)ના ખૂગર (ટેવ)વાળા જાણે છે.

## હૂરે ઈનની ખાસ દુઆ શવહરોથી

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે એમાં કોઈ શક નથી કે રમઝાનના માટે શરૂ વર્ષથી વર્ષ પૂરું થયા સુધી જન્નત શણગારવામાં આવે છે. બસ, જ્યારે રમઝાનનો પહેલો દિવસ હોય છે તો અર્શના નીચે હૂરે ઈન પર જન્નતના પાંદડાંઓની હવા ચાલે છે, જેનાથી મુતઅષ્ષિર થઈને તે આ દુઆ કરે છે કે અય અમારા પરવરદિગાર ! આપના બંદાઓમાંથી અમારા માટે એવા શવહર નક્કી કરી આપ, જેનાથી અમારી આંખો ઠંડી થાય.

(બયહકી, શુઅ્બુલ ઈમાન)

હઝરત મુઆઝ (રદિ.)નું બયાન છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાય્યત કરી કે દુનિયામાં જે કોઈ અવરત પોતાના શવહરને તકલીફ આપે છે તો હૂરે ઈનમાંથી એની બીવી એને કહે છે; તારી ખરાબી થાય. એને તકલીફ ન આપ, કારણ કે તે તારી પાસે (અમુક) થોડાક દિવસનો મહેમાન છે. અનકરીબ (થોડા સમયમાં) તારાથી અલગ થઈને અમારી પાસે આવી જશે. (તિરમિઝી)

આ બન્ને હદીસથી માલૂમ થાય છે કે જેવી રીતે જન્નત અને તેની બીજી નેઅમતો હમણા મવજૂદ અને પેદા કરેલી

છે, હૂરે ઈન પણ મવજૂદ અને પેદા કરેલી છે. હાફિઝ મન્સૂરી (રહ.)એ અત્તરગીબ વત્તરહીબમાં ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત સલમા (રદિ.)થી એક લાંબી રિવાયત નકલ કરી છે, જેમાં આ પણ છે કે હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ ગુઝારિશ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જન્નતમાં દુનિયાવાળી (મુઅ્મિન) અવરતો ફઝીલતવાળી હશે અથવા હૂરે ઈન ? આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે દુનિયાવાળી (મુઅ્મિન) અવરતો હૂરે ઈનથી આ પ્રમાણમાં ફઝીલતવાળી હશે જેવી રીતે કે (લિહાફનું) ઉપરનું કપડું એના અંદરના નીચેના ભાગથી અસ્તરથી સારું હોય છે. હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ ગુઝારિશ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આ શા કારણથી ? આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; એટલા માટે કે દુનિયાવાળી અવરતો નમાઝ પઢે છે અને રોઝા રાખે છે. અલ્લાહ જલ્લ શાનુહૂની ઈબાદત કરે છે. હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ ગુઝારિશ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમુક વખતે એક અવરત દુનિયામાં (એક પછી બીજા સાથે) બે અથવા ત્રણ–ચાર મર્દોથી નિકાહ કરી લે છે પછી એને મૌત આવી જાય છે. તે જન્નતમાં દાખલ થશે અને એના શવહર પણ એની સાથે જન્નતમાં હશે. (તો આ સૂરતમાં) એમાંથી કોણ એનો શવહર હશે ? આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જવાબ આપ્યો કે અય ઉમ્મે સલમા (રદિ.) ! એને અધિકાર આપી દેવામાં આવશે, જેની સાથે પસંદ કરે. બસ, તે તેને પસંદ કરી લેશે, જે એમાંથી અખ્લાકના એ'તિબારથી બધાથી સારો હતો અને કહેશે કે અય રબ ! દુનિયામાં આ તે બધાથી વધારે મારી સાથે અખ્લાક–વાળો હતો, આને મારું જોડું બનાવી દે. આ ફરમાવીને આં

હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અય ઉમ્મે સલમા (રદિ.) ! સારા અખ્લાક દુનિયા અને આખિરતની ભલાઈ લઈ ઊડયા. (આ રિવાયત સખત ઝઈફ રિવાયતોમાંથી પણ ઝઈફ છે).

આ રિવાયત સનદના એ'તિબારથી મજબૂત નથી. અમુક રિવાયતમાં આ પણ મળે છે કે દુનિયામાં જે અવરતે પહેલા શવહરના પછી નિકાહ કરી લીધા તે જન્નતમાં છેલ્લા શવહરને મળશે. જે પણ સૂરત હોય. દરેક હાલતમાં આ સાચું છે કે જન્નતી મર્દો અને અવરતોમાં કોઈ એવું ન હશે, જે વગર જોડાએ રહી જાય. (અમુક લોકો અકષર પૂછતા ફરે છે કે બે શવહરોવાળીનું શું થશે ? આ મસ્અલા પર ઈમાનનો મદાર તો નથી, જે મઅ્રિકતુલ આરા (મુશ્કિલ) બનાવવામાં આવે. (અલ્લાહ તઆલા જે નક્કી કરશે તે બધાના હકમાં સારું જ હશે.)

## જન્નતમાં હૂરે ઈનનું ગીત

હઝરત અલી મુર્તઝા (રદિ.)થી રિવાયત છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાયત કરી, જન્નતમાં હૂરે ઈનને ભેગા થવાની એક જગ્યા છે, જેમાં અવાજો બુલંદ કરે છે અને આ કહે છે કે અમે હંમેશા રહેવાવાળી છે, કદી પણ હલાક ન થઈશું. અમે હંમેશા સુકૂન અને આરામમાં રહીશું, કદી પણ મોહતાજ ન થઈશું. અમે (પોતાના શવહરોથી હમેશા) ખુશ રહીશું, કદી નારાજ ન થઈશું. એનું શું કહેવું જે અમારા માટે છે અને અમે એમના માટે છીએ. આ ગીત એવા ખૂબસૂરત અવાજમાં ગાય છે કે આવા અવાજો મખ્લૂકમાંથી કોઈએ નથી સાંભળ્યા.

(તિરમિઝી શરીફ)

# મર્દોના માટે ઘણાં જ નિકાહ

જન્નતમાં એક મર્દને કેટલી બીવીઓ મળશે ? એના વિશે ઘણી જ રિવાયતો વારિદ થઈ છે. બુખારી શરીફની એક રિવાયતમાં છે કે : "લિકુલ્લિમ્રિઈમ્ મિન્હ ઝવજતાનિ મિનલ્ હુરિલ્ ઈન" એટલે કે હૂરે ઈનમાંથી દરેક માણસની બે બીવીઓ હશે. હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ ફત્હુલ બારીમાં તફસીલથી બહષ કરી છે અને ઘણી રિવાયત બહુવચનની છે. મુસ્નદે અહમદની એક રિવાયત નકલ કરી છે કે અદના જન્નતીના માટે દુનિયાની બીવીઓના સિવાય બોતેર (૭૨) બીવીઓ હશે. અબૂ યઅ્લાની એક રિવાયતમાં છે કે બે બીવીઓ આદમની અવલાદમાંથી હશે અને બોતેર (૭૨) તે હશે, જેમની તખ્લીક (પેદાઈશ) (તે દુનિયામાં) કરશે.

ઈબ્ને માજહની એક રિવાયતમાં છે કે બોતેર (૭૨) બીવીઓ હૂરે ઈનમાંથી અને બોતેર (૭૨) દુનિયાની અવરતોમાંથી મળશે. આના સિવાય બીજી પણ અમુક રિવાયતો ફત્હુલ બારીના લેખકે નકલ કરી છે. આ વિશેની રિવાયતો સનદથી પણ મજબૂત છે અને કમઝોર પણ છે. બધી જ રીતે આ મા'લૂમ થાય છે કે જન્નતીઓને બીજી નેઅમતોની સાથે વધારે બીવીઓની નેઅમતથી પણ નવાઝવામાં આવશે અને એવું તો કોઈ પણ ન હશે, જેને ઓછામાં ઓછી બે બીવીઓ ન મળે, જેવી રીતે કે હાફિઝ ઈબ્ને હજરે "વલ્લઝી યઝ્હરુ અન્નલ્ મુરાદ અન્ન અકલ્લ મા લિકુલ્લિંવ્ વાહિદિમ્ મિન્હુમ ઝવજતાન"ની છેલ્લી બહષમાં કહ્યું છે. બાકી રહ્યો ઈખ્તિલાફે અઅ્દાદ ? એ તો તફાઝુલે આ'માલ પર ગુમાન કરી શકાય છે. એટલે કે આવું કહી શકાય છે, પોતાનાને આ'માલના પ્રમાણે જે દરજાતમાં ઈખ્તિલાફ હશે. આ

ઈખ્તિલાફે દરજાતના કારણથી બીવીઓની ગણતરી પણ અલગ હશે. (અલ્લાહ તઆલા વધારે જાણનાર છે.)

અમુક લોકો આ પણ સવાલ કર્યા કરે છે કે એક મર્દને ઘણી જ બીવીઓ મળશે તો એક અવરતને કેટલા મર્દ મળશે ? આ સવાલ ઘણો જ બેકાર છે, કારણ કે મર્દના માટે ઘણી બીવીઓ હોવી નેઅમત છે અને અવરતના માટે ઘણા શવહર હોવું શરીફો— શરમ રાખવાવાળા અને ખુદારોના નઝદીક ઘણું જ ખરાબ છે. જયારે કે આવી બેહયાઈ દુનિયામાં પસંદ નથી કરવામાં આવતી તો જન્નતમાં કોણ પસંદ કરશે ? જન્નતી અવરતોની ખૂબી કુર્આન શરીફમાં "કાસિરાતુત્તરફિ" બયાન થઈ છે. તે નજરો નીચી રાખવાવાળી અને પોતાના શવહરોના સિવાય બીજા પર નજર નાખવાથી પરહેઝ કરવાવાળી. આ કહો કે તે તો એક શવહર પર રાજી થશે અને દિલોજાનથી કુરબાન થશે અને અહિંયાના લોકો જબરદસ્તી એમને વધારે શવહર અપાવવાની વકાલત કરી રહ્યા છે, જયારે કે એક શવહરથી જીવ ભરાયેલો છે અને દિલ લાગેલું છે તો બીજા શવહરની જરૂરત જ શું ? અફસોસ કે નાસમજ (દોષ શોધનાર) નુકતાચીની કરવાવાળાઓએ જન્નતી અવરતોને બદકાર અવરતો પર અંદાઝો કરી લીધો. જોઈતું તો આ હતું કે અવરતોના તરીકા પર પોતાની અવરતોને પર્દામાં બેસાડીને-કાસિરાતુત્તર્રફ અને મકસૂરાતિમ્ ફિલ્ ખિયામ બનાવતા, પરંતુ નાસમજ લોકોએ હૂરોથી પરદાનો સબક લેવાની જગ્યાએ ઊલટું આ કર્યું કે જન્નતી અવરતોના માટે બેહયાઈ નક્કી કરી દીધી.

## જન્નતવાળાઓના તાજ

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે રસૂલે

અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાયત કરી કે જન્નતવાળાઓના ઉપર તાજ હશે, જેમાંથી અદના મોતી(ની ચમક) આ પ્રમાણે હશે કે પૂર્વ–પશ્ચિમની દરમિયાનની (ખાલી જગ્યાને) રોશન કરી શકે છે, એટલે કે આ તાજોમાંથી જો અદના મોતી આ દુનિયામાં આવી જાય તો પૂર્વથી પશ્ચિમ સુધી પૂરી ફિઝાને રોશન કરી આપે. (તિરમિઝી શરીફ)

## જન્નતની નહર એટલે કે કવષરની હકીકત

સરકારે દોઆલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "હૌઝે કવષર એટલી હશે જેટલું કે અદન અને અમ્માનુલ બલ્કાઅ એટલે કે યમન અને શામના વચમાં અંતર છે. એનું પાણી દૂધથી વધારે સફેદ અને મધથી વધારે મીઠું છે અને તેના પ્યાલાઓની ગણતરી એટલી છે જેટલી કે આસમાનના તારાઓની. જે એનું પાણી એક વખતે પી લેશે તે કદી પણ તરસ્યો ન થશે અને બધાથી પહેલાં તે નહેરના પાસે ફકીર, મુહાજિરીન આવશે (એટલે કે જે લોકો મક્કા મુકર્રમાથી મદીના મુનવ્વરા હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઝમાનામાં હિજરત કરીને તશરીફ લઇ ગયા હતા) જેમની ગરીબીના કારણે માથાના વાળ મુન્તશિર (ફેલાયેલા) હતા, કપડાં મેલા હતાં, જેમનાથી માલદાર અવરતો નિકાહ ન કરતી હોય અને કોઇના દરવાજા પર પહોંચી જાય તો તેમના માટે દરવાજો ખોલવામાં ન આવે, એટલે કે દુનિયાદારોના ઘરો પર જો ચાલ્યા જાય તો તે લોકો તેમની તરફ ધ્યાન ન કરે, જેવી રીતે ગરીબ અને મુફલિસ લોકોથી આ જમાનામાં માલદાર વર્તાવ કરે છે.

(મુસ્નદે અહમદ)

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જ્યારે હું મેઅરાજની રાતમાં જન્નતમાં પહોંચ્યો તો હું સેર—તફરીહ કરતો કરતો એક નહેર પર પહોંચ્યો, જેના બન્ને કિનારાઓ પર ખોબલા મોતીના ગુંબદ બનેલા છે એટલે કે તે અંદરથી ખાલી છે, આથી જન્નતી લોકો એમાં રહી શકે. મેં જિબ્રઈલ (અલૈ.)ને કહ્યું કે આ શું છે ? જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ તે કવષર છે, જે તમારા રબે તમને અર્પણ કરી છે. આ નહેરની માટીને મેં જોયું તો તે ઘણી તેજ અને ખુશ્બૂદાર મુશ્કની જેમ સુગંધિત હતી. (બુખારી શરીફ)

**નોટ :—** અલ્લામહ કુર્તુબી (રહ.) ફરમાવે છે કે આપણા હુઝૂર સરકારે દોઆલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને બે હૌઝ આપી હશે, પહેલી હૌઝ તો હશ્રના મેદાનમાં આપવામાં આવશે, આથી જે લોકો પોતાની કબરથી તરસ્યા નીકળે તે પોતાની તરસ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પિવડાવવા પર બુઝાવી શકે અને આ રીતે પયગમ્બરોને એક એક હૌઝ આપવામાં આવશે. આથી એમની ઉમ્મતવાળા આ હૌઝથી પાણી પી શકે અને તે પયગમ્બર આપસમાં ફખ્ર કરશે કે જુઓ, કોની હૌઝ પર વધારે લોકો આવે છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે હું ઉમ્મીદ કરું છું કે મારી હૌઝ પર બધાથી વધારે લોકો હશે અને બીજી હૌઝ જન્નતમાં ખાસ કરીને આપને આપવામાં આવશે, જે કોઈ બીજા પયગમ્બરને નથી આપવામાં આવી. બન્ને હૌઝોને કવષર કહે છે.

જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મારા હૌઝની લંબાઈ અને પહોળાઈ એક મહિનાના અંતર બરાબર છે. એનું પાણી દૂધથી વધારે સફેદ અને એની સુગંધ મુશ્કે ખાલિસથી વધારે સુગંધિત છે અને

એના પ્યાલા અથવા પાણી પીવાનું વાસણ તારાઓની જેમ ચમકદાર છે, જે માણસ પણ આ હૌઝથી એક વખત પાણી પી લેશે તો તે કદી પણ તરસ્યો ન થશે.

(બુખારી શરીફ અને મુસ્લિમ શરીફ)

**સવાલ :** જ્યારે હૌઝે કવષરનું પાણી પીને પણ તરસ ન લાગશે તો જન્નતનું દૂધ, મધ અને શરાબ (દારૂ)ની નહેરો બેકાર થઈ ?

**જવાબ :** જન્નતમાં આ બધી નહેરોની વસ્તુઓ વાપરશે, પરંતુ તરસના કારણે નહિ, બલકે લઝ્ઝતના કારણથી હશે, કારણ કે જન્નતમાં ન કોઈ ભૂખ્યો હશે, ન તરસ્યો હશે, ન કપડાં વગરના હશે અને ન તડકાની ગરમી પામશે.

જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મારી હૌઝનું દરમિયાની અંતર શામ (દેશ)ના કિનારાથી યમનના કિનારાના દરમિયાની અંતરથી વધેલું છે. આ હૌઝનું પાણી બરફથી વધારે ઠંડું અને મધથી વધારે મીઠું છે, જે દૂધના સાથે મળેલું હોય અને તેના પીવાના વાસણ તારાઓની ગણતરીથી વધારે છે અને હું બીજા લોકોને આ હૌઝથી આ રીતે રોકીશ કે જેવી રીતે કોઈ માણસ પોતાની હૌઝથી બીજા લોકોના ઊંટોને રોકી આપે છે. સહાબા (રદિ.)એ ગુઝારિશ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું અમે તમને તે દિવસે પણ ઓળખીશું ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તમારા અંદર એવી ખાસ નિશાનીઓ હશે, જે બીજા લોકોમાં ન હશે. તમે મારી પાસે આ હાલતમાં આવશો કે તમારી પેશાની અને હાથ—પગ વુઝૂની નૂરાનિય્યતથી ચમકદાર હશે. (મુસ્લિમ શરીફ)

**નોટ :–** હૌઝે કવષરની વચમાં અલગ અલગ અંતર ઈરશાદ ફરમાવ્યા છે. અમુક જગ્યાએ અદનથી અમ્માન બિલગાર સુધી ફરમાવ્યું અને અમુક જગ્યાએ એક મહિનાના અંતરે બતાવી. કોઈ જગા અદનથી એલીયા સુધીનું અંતર બતાવ્યું. આ દરેક માણસને સમજાવવાના માટે આ મોકાનો ખ્યાલ રાખતા અંતર બતાવી દીધું. નહિ તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એની હકીકત ચાર હદો બયાન નથી ફરમાવી. આથી હવે કોઈ વાંધો બાકી ન રહ્યો.

હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હું હૌઝે કવષર પર તમારા સામાનનો અમીર બનીશ, એટલે કે તમારી જરૂરિયાતના માટે તમારાથી પહેલાથી જ હૌઝે કવષર પર હોઈશ. જે માણસ મારી પાસેથી પસાર થશે તે તેનું પાણી પીશે અને જે એનું પાણી પી લેશે તો તે કદી પણ તરસ્યો ન થશે, જો કે મારી ઉમ્મતમાંથી ઘણી જ કૌમો મારી સામે આવશે. હું તેમને ઓળખીશ અને તે મને ઓળખશે. પછી મારી અને એમની વચમાં આડ કરી દેવામાં આવશે. બસ, હું કહીશ કે આ લોકો મારી ઉમ્મતમાંથી છે ત્યારે મને કહેવામાં આવશે કે તમે નથી જાણતા કે તમારા પછી આ લોકોએ શું શું બિદઅતો અને નવા નવા રિવાજો તમારા પછી દીનમાં પોતાના તરફથી પેદા કરી લીધા. આ વાતને સાંભળીને હું કહીશ કે દૂર થઈ જાઓ અને પાછા થઈ જાઓ તે લોકો જેમણે મારા મૃત્યુ પછી મારા દીન અને તરીકાને બદલી આપ્યા અને પોતાના તરફથી નવી નવી વાતો એટલે કે બિદઅતો પસંદ કરી લીધી. (બુખારી, મુસ્લિમ શરીફ) જેમ કે બિદઅતી લોકો બિદઅતની નહૂસત અને નાપાકીના કારણથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હૌઝે કવષરથી વંચિત રહેશે. આથી આપણે

બધાએ દરેક પ્રકારની બિદઅતોથી બચવું જોઈએ અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક સુન્નતો પર અમલ કરવો જોઈએ.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછવામાં આવ્યું કે કવષર શું છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

(૧) તે એક નહેર છે, જે અલ્લાહ તઆલાએ મને જન્નતમાં અર્પણ કરી છે.

(૨) એનું પાણી દૂધથી વધારે સફેદ છે.

(૩) એનું પાણી મધથી વધારે મીઠું અને સ્વાદિષ્ટ છે.

(૪) એના કિનારા પર એવા પક્ષીઓ છે, જેની ડોક એટલી લાંબી છે કે જેવી રીતે ઊંટોની હોય છે.

હઝરત ઉમર (રદિ.)એ ગુઝારિશ કરી કે તે પક્ષીઓ મોટા તાઝા હશે. હુઝૂરે અનવર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાયત કરી કે એમના ખાવાવાળા એમનાથી પણ વધારે મોટા–તાઝા હશે. (તિરમિઝી શરીફ)

## છેલ્લો જન્નતી

જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મુસલમાનોની એક જમાઅતને સિફારિશ– માફીના કારણથી દોઝખથી કાઢવામાં આવશે અને તેમને જન્નતમાં દાખલ કરવામાં આવશે, પરંતુ ત્યાં આ લોકોને જહન્નમી એટલે કે દોઝખવાળા કહેવામાં આવશે.

(બુખારી શરીફ)

જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હું જાણું છું તે માણસને જે બધાથી છેલ્લે દોઝખથી નીકળશે અને હું જાણું છું તે માણસને જે બધાથી છેલ્લે જન્નતમાં દાખલ કરવામાં આવશે. એક આદમી હશે જે નીકળશે દોઝખથી ઘૂંટણથી ચાલીને (એટલે કે જેવી રીતે બાળક પોતાના ઘૂંટણોથી ચાલે છે). બસ, અલ્લાહ તઆલા ફરમાવશે કે જા અને જન્નતમાં દાખલ થઈ જા. આ દોઝખી અલ્લાહ તઆલાના ફરમાવવાથી જન્નતમાં આવશે તો તેના ખ્યાલમાં આ વાત આવશે કે જન્નત તો ભરાયેલી છે અને એમાં કોઈ જગ્યા ખાલી નથી. એમાં જગ્યા ક્યાં છે ? જેથી હું પણ ત્યાં રોકાઉં. આથી હક તઆલા ફરમાવશે કે જા, તું જન્નતમાં દાખલ થઈ જા અને તારા માટે દુનિયાના વિસ્તારથી દસ ગણો વધારે વિસ્તાર છે. આને સાંભળીને આ બંદો અલ્લાહ તઆલાની જનાબમાં ગુઝારિશ કરશે કે અય અલ્લાહ ! તું બાદશાહ થઈને મારી સાથે મજાક કરે છે. ઈબ્ને મસ્ઉદ (રદિ.) ફરમાવે છે કે આ વાક્યને ફરમાવ્યા પછી આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખૂબ હસ્યા અને હસવાના કારણથી આપના મુબારક દાંતો ઝાહિર થઈ ગયા અને આ માણસ જન્નતમાં ઓછા દરજાનો હશે.

(બુખારી અને મુસ્લિમ)

હઝરત અબૂ ઝર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હું સારી રીતે જાણું છું તે માણસને જે બધાથી છેલ્લે જન્નતમાં જશે અને એને પણ જાણું છું કે જે બધાથી છેલ્લે દોઝખથી નીકળશે. એક માણસને કિયામતના દિવસે બોલાવવામાં આવશે અને એને કહેવામાં આવશે કે એના નાના નાના ગુનાહોને સામે કરો અને એના મોટા ગુનાહોને રોકી રાખો. આ રીતે આ

માણસના સામે એના નાના ગુનાહ સામે કરવામાં આવશે અને એને કહેવામાં આવશે કે ફલાણા દિવસે તેં આવું કર્યું હતું ? અને ફલાણા દિવસે તેં આ કામ કર્યું હતું ? તો આ માણસ આના જવાબમાં ઈકરાર કરશે અને આ ગુનાહોથી ઈનકાર (વિરોધ) ન કરી શકશે અને એને ડર (ખોફ) હશે કે ક્યાંક એવું ન થાય કે મોટા મોટા ગુનાહ મારી સામે હાજર ન કરવામાં આવે અને આના ઉપર ખુદા જાણે કેટલો મોટો અઝાબ આપવામાં આવશે. આ હાલતમાં રબ્બુલ આલમીનના તરફથી ઈરશાદ થશે, જાઓ, અમે તમારી એક એક બુરાઈને એક એક નેકીમાં બદલી આપી છે. હક તઆલા શાનુહૂનો ઈરશાદ સાંભળીને આ ગુનેહગાર માણસ ગુઝારિશ કરશે કે અય અલ્લાહ ! હજુ તો મારા મોટા મોટા ગુનાહ પણ બાકી છે, તે ગુનાહ તો આ આ'માલનામામાં મવજૂદ પણ નથી. હઝરત અબૂ ઝર (રદિ.) ફરમાવે છે કે મેં આ હદીષને બયાન કર્યા પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જોયા કે આપ ઘણા હસ્યા. અહિંયા સુધી કે આપના દાંત મુબારક ઝાહિર થઈ ગયા. (મુસ્લિમ)

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે છેલ્લા ચાર માણસોને દોઝખથી કાઢવામાં આવશે અને એમને અલ્લાહ તઆલાની સામે હાજર કરવામાં આવશે. તે વખતે અલ્લાહ તઆલા હુકમ ફરમાવશે કે એમને દોઝખમાં બીજી વખતે દાખલ કરી આપવામાં આવે. તે વખતે એમનામાંથી એક માણસ અલ્લાહના તરફ ધ્યાન—તવજ્જુહ કરશે અને ગુઝારિશ કરશે અને અરજ કરશે કે અય મારા પાલનહાર ! જ્યારે એક વખતે તમે મને આ દોઝખથી કાઢી આપ્યો તો આપની વિશાળ રહમતથી મને ઉમ્મીદ છે કે આપ મને બીજી

વખતે "એમાં દાખલ ન કરશો." હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા તેની આ દરખ્વાસ્ત સાંભળીને એને છુટકારો આપી દેશે અને જન્નતમાં દાખલ કરી આપશે. (મુસ્લિમ શરીફ)

## જન્નત અને દોઝખની બહષ

જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે (એક વખતે) જન્નત અને દોઝખે આપસમાં બહષ કરી. બસ, દોઝખ બોલી કે મારી અંદર મોટા મોટા તકબ્બુર કરવાવાળા ફિરઔન, શદાદ, નમરૂદ જેવા ઝુલ્મ કરવાવાળા બાદશાહ, કારૂન, અબૂ જહલ, અબૂ લહબ જેવા મોટા મોટા માલદાર કિયામ કરશે. જન્નત અફસોસની સાથે કહેવા લાગશે; આમ પણ મારી અંદર ઝઈફ, કમઝોર, ઝલીલ, ગુમનામ અને લોકોની નજરોથી પડેલા અને બેઈઝઝત અને માર્ગ ભૂલેલા લોકો દાખલ થશે ત્યારે અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે અય જન્નત ! તું મારી રહમતની જગ્યા છે. હું જેના ઉપર રહમત કરવાનું પસંદ કરીશ, તેને તારી અંદર દાખલ કરી આપીશ અને દોઝખને ફરમાવ્યું કે અય દોઝખ ! તું મારા અઝાબની જગ્યા છે, જેને અઝાબ દેવાનું પસંદ કરીશ, તેને તારી અંદર દાખલ કરી આપીશ અને તમારા બન્નેનું પેટ ભરીશ, પરંતુ દોઝખ નહીં ભરાય, જયાં સુધી કે અલ્લાહ રબ્બુલ ઈઝઝત પોતાનો પગ એમાં ન મૂકશે. આ પછી દોઝખ ગુઝારિશ કરશે કે બસ, બસ. પછી તે વખતે ભરાઈ જશે. ત્યાર પછી અમુક ભાગ બીજા ભાગથી પછી મળી જશે અને તે લપેટાઇ જશે અને તંગ થઈ જશે અને અલ્લાહ તઆલા પોતાની મખ્લૂક પર ઝુલ્મ નથી કરતો

અને જન્નત ભરવાના માટે અલ્લાહ તઆલા મખ્લૂક પેદા કરશે. (બુખારી—મુસ્લિમ)

## શઅ્વાનહ આબિદહ જન્નતમાં

મુહમ્મદ બિન મુઆઝ (રહ.) કહે છે કે મારાથી એક ઈબાદતગુઝાર અવરતે બયાન કર્યું કે મેં ખ્વાબમાં જોયું કે હું જન્નતમાં દાખલ થવા જઈ રહી છું. ત્યાં જોયું કે બધા માણસો જન્નતના દરવાજા પર ઊભા છે. મેં પૂછયું કે આ શું વાત છે. આ બધા જ દરવાજા પર કેમ ભેગા થઈ ગયા ? કોઈએ બતાવ્યું કે એક અવરત આવી રહી છે, જેના આવવાના કારણથી જન્નતને સજાવવામાં આવી છે. આ બધા તેના સ્વાગતના માટે બહાર આવી ગયા છે. મેં પૂછયું કે તે અવરત કોણ છે ? કહેવા લાગ્યા કે અયકહની રહેવાવાળી એક સિયાહ (કાળી) બાંદી છે, જેનું નામ શઅ્વાનહ (રહ.) છે. મેં કહ્યું કે અલ્લાહની કસમ ! તે તો મારી બહેન છે. એટલામાં જોયું કે શઅ્વાનહ (રહ.) એક ઘણી કિંમતી ખૂબસૂરત અસીલ—ઊંટણી પર બેસીને હવામાં ઊડીને આવી રહી છે. મેં એમને અવાજ દીધો કે અય મારી બહેન ! તમને પોતાનો અને મારો સંબંધ ખબર છે ? પોતાના પરવરદિગારથી દુઆ કરો કે મને પણ તમારો સાથ કરી આપે. તે આ સાંભળીને હસી અને કહેવા લાગી કે હજુ તમારે આવવાનો વખત નથી આવ્યો, પરંતુ મારી બે વાતો યાદ રાખજો; આખિરતના ગમને પોતાની સાથે લપેટી લો અને અલ્લાહ તઆલાની મુહબ્બત પોતાની દરેક ચાહત પર ગાલિબ (પ્રભાવી) કરી આપો અને એની ફિકર ન કરો કે મોત કયારે આવશે ? એટલે કે દરેક વખતે તેના માટે તૈયાર રહો.

# જન્નતમાં અલ્લાહ તઆલાના દોસ્તોના દરજા

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક વખતે સહાબએ કિરામ (રદિ.)ની મજલિસમાં હાજર હતા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાયત કરી કે મેં આજે રાત્રે જન્નત અને એમાં બધા લોકોના દરજાઓને જોયા છે. ત્યાર પછી હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદિ.)ની તરફ મુતવજ્જેહ થઈને ફરમાવ્યું કે મેં એક માણસને જોયો કે તે જન્નતના જે પણ દરવાજા પર જાય છે ત્યાંથી મરહબા, મરહબા (તશરીફ લાવો, તશરીફ લાવો)ની અવાજો આવે છે. (દરેક નેક અમલના માટે જન્નતમાં એક ખાસ દરવાજો છે.) દરેક દરવાજાથી દરખ્વાસ્તનો અર્થ આ છે કે દરેક નેક અમલમાં તેનો પાયો ઘણો જ વધેલો છે. હઝરત સલમાન (રદિ.)એ ગુઝારિશ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જે માણસનો આ દરજો છે તે તો કોઈ ઘણો જ ઊંચા પાયાનો માણસ છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આ માણસ અબૂ બક્ર (રદિ.) છે. પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત ઉમર (રદિ.)ની તરફ તવજ્જુહ (ધ્યાન) દઈને હિદાયત કરી કે મેં જન્નતમાં સફેદ મોતીનું એક ઘર જોયું, જેમાં યાકૂત સજાવેલા હતા. મેં પૂછયું કે આ ઘર કોનું છે ? મને બતાવવામાં આવ્યું કે આ કુરૈશના એક નવજવાનનું છે. તે ઘરની ઘણી જ ખૂબીઓ, ચમક, રોનક અને સય્યિદુલ મુરસલીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હોવાના કારણથી મને ખ્યાલ થયો કે આ મકાન મારું જ છે. એમાં દાખલ થવા લાગ્યો તો મને બતાવવામાં આવ્યું કે આ ઉમર (રદિ.)નું છે. પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત ઉસ્માન (રદિ.), હઝરત

અલી (રદિ.) વગેરે ઘણાં હઝરાતના દરજ્જા ઈરશાદ ફરમાવ્યા. ત્યાર પછી હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.)ની તરફ તવજ્જુહ દઈને ઈરશાદ ફરમાવ્યો કે મારા સાથીઓમાંથી તમે ઘણાં મોડેથી પહોંચ્યા. મને તો તમારા વિશે એવો ડર થઈ ગયો હતો કે ક્યાંક હલાક તો નથી થઈ ગયા અને તમે પરસેવો પરસેવો થઈ ગયા હતા. મેં તમને પૂછયું કે આટલી વાર આવવામાં ક્યાં લાગી ? તો તમે જવાબ આપ્યો કે હું પોતાના માલના ઝિયાદતી (વધારા)ના કારણથી હિસાબમાં મશગૂલ રહ્યો. મારાથી એનો હિસાબ થયો કે ક્યાંથી કમાયો અને ક્યાં ખર્ચ કર્યો ?

હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદિ.) પોતાના વિશે આ સાંભળીને રડવા લાગ્યા અને ગુઝારિશ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! રાતે જ મારી પાસે મિસરના વેપારથી સો (૧૦૦) ઊંટ આવ્યા છે. આ મદીના મુનવ્વરહના ગરીબો અને યતીમો પર સદકો છે. કદાચ અલ્લાહ તઆલા આના કારણથી તે દિવસના હિસાબમાં મારા ઉપર હળવાશ કરી દે. (તરગીબ)

એક હદીસમાં છે કે એક વખતે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે અય અબ્દુર્રહમાન ! તમે મારી ઉમ્મતના ગની (માલદાર) લોકોમાં છો અને જન્નતમાં ઘસડાયને જન્નતમાં જશો (પગ પર ઊભા થઈને ન જશો). તમે અલ્લાહ તઆલાને કર્ઝ આપો, જેથી તમારા પગ ખુલી જાય. હઝરત અબ્દુર્રહમાન (રદિ.)એ પૂછયું કે શું વસ્તુ કર્ઝ આપું ? હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે પોતાનો બધો માલ. આ સાંભળીને તરત જ ઊઠયા. એટલા માટે કે પોતાનો બધો માલ લાવીને હાજર કરે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમની

પાછળ એલચી (કાસિદ) મોકલીને તેમને બોલાવ્યા અને આ હિદાયત કરી કે હઝરત જિબ્રઈલ (અલૈ.) પણ આવ્યા અને આ સંદેશો આપી ગયા કે અબ્દુર્રહમાનને કહી દો કે મહેમાનોની ખિદમત કર્યા કરે, ગરીબોને ખાવું ખવડાવ્યા કરે, સવાલ કરવાવાળાઓનો સવાલ પૂરો કર્યા કરે અને જે એમના રિશ્તેદાર છે એમના સદકામાં પહેલ કરે. આ વસ્તુઓ એમના તઝકિયહ—ઠીક હોવાના માટે બસ છે. (હાકિમ)

હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદિ.) મોટી શાનવાળા સહાબી ઘણા ફઝાઈલ અને પ્રતિષ્ઠાના માલિક છે. તેવા દસ સહાબા (રદિ.)માં એમની ગણતરી છે, જેમને જન્નતની ખુશખબરી આપવામાં આવી છે. તદુપરાંત, તે ૬ (છ) હઝરાતમાં છે, જેમના દુનિયામાં જ હઝરત ઉમર (રદિ.)એ પોતાની શહાદતના વખતે ખલીફા બનાવવાનો દારોમદાર રાખ્યો હતો અને આ કહ્યું હતું કે આ હઝરાતથી હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુનિયાથી રાજી થઈને તશરીફ લઈ ગયા છે અને પછી આ છ હઝરાતમાંથી બાકી પાંચ હઝરાતમાં છેવટે એમના જ મશ્વરા પર ખલીફા નક્કી કરવાનું મોકૂફ રાખ્યું હતું અને એમના મશ્વરાથી હઝરત ઉસ્માન (રદિ.) ત્રીજા ખલીફા નક્કી થયા હતા. સાબિકીન અને અવ્વલીન (પહેલા લોકો)માં એમની ગણતરી છે, જેમના વિશે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : "વસ્સાબિકુનલ્ અવ્વલૂ—ન મિનલ્ મુહાજિરીન વલ્ અન્સારિ...."

(સૂરએ તૌબા, રુકૂઅ ૧૨)

**તરજુમો :** અને જે મુહાજિરીન અને અન્સાર ઈમાન લાવવામાં ઉમ્મતથી પહેલા અને મુકદ્દમ છે અને જે લોકો ઈખ્લાસથી તેમના મુરીદ છે અલ્લાહ એ બધાથી રાજી થયો અને આ બધા અલ્લાહથી રાજી થયા. અલ્લાહ તઆલાએ

તેમના માટે એવા બાગ તૈયાર કરી રાખ્યા છે, જેના નીચે નહેરો ચાલુ હશે, જેમાં તે હમેશા રહેશે.

આ સિવાય હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.)એ બન્ને હિજરતો કરી. ગઝવએ બદ્ર અને બધી લડાઈઓમાં હાજર રહ્યા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જમાનામાં ઈલ્મવાળા અને મુફતીઓમાં એમની ગણતરી છે. ફકત તેમના મશવરા પર હઝરત ઉમર (રદિ.)એ અમુક કામોને પસંદ કર્યા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક વખતે સફરમાં સવારની નમાઝ એમના મુક્તદી બનીને અદા કરી કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જરૂરતના માટે તશરીફ લઈ ગયા. સહાબા (રદિ.)એ મને એમના ઈમામ બનાવ્યા હતા, જયારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાછા તશરીફ લાવ્યા તો નમાઝ થઈ રહી હતી અને એક રકા'ત થઈ ચૂકી હતી. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એમની ઈક્તિદાઅમાં (પાછળ) નમાઝ પઢી. જયારે હઝરત ઉમર (રદિ.) ખલીફા બન્યા તો પહેલા વર્ષમાં પોતાની જગ્યાએ હજના અમીર બનાવીને તેમને મોકલ્યા.

(ઈસાબહ)

મતલબ આ કે ઘણા જ ફઝાઈલના હોવા છતાં તે માલની ઝિયાદતીએ એમને પોતાના મરતબાના લોકોમાં પાછળ કરી આપ્યા અને માલ પણ ફકત અલ્લાહ તઆલાના ફઝલ અને તેની અતા અને તેના ઈન્આમથી જ મળ્યો હતો. ઘણાં ગરીબ હતા. હિજરતની શરૂઆતમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જયારે મુહાજિરીન અને અન્સારને આપસમાં ભાઈચારો કર્યો હતો. એટલા માટે કે મુહાજિરીનના ફુકરાઅ્ની મદદ ખાસ તૌર પર અન્સાર કરતા રહ્યા તો તેમને હઝરત સઅદ બિન રબીઅ અન્સારી (રદિ.)ના ભાઈ બનાવ્યા

હતા. હઝરત સઅદ બિન રબીઅ (રદિ.)એ એમનાથી કહ્યું હતું કે મદીનામાં બધાથી વધારે માલ અને દૌલત અલ્લાહ તઆલાએ મને અતા કર્યો છે. હું બધા માલમાંથી અડધો અડધો તમને આપું છું અને મારી બે બીવીઓ છે. એમાંથી જે તમને પસંદ હોય, હું તેને તલાક આપી દઈશ. ઈદ્દતના પછી તમે એનાથી નિકાહ કરી લેજો. તેમણે ફરમાવ્યું કે અલ્લાહ તઆલા તમારા માલમાં બરકત અતા ફરમાવે, મને એની જરૂરત નથી. મને તો તમે અહિંયાના બજારનો રસ્તો બતાવી આપો. બજાર ગયા અને ખરીદ—વેચાણ શરૂ કર્યું અને સાંજે નફામાં થોડું ઘી અને પનીર બચાવીને લાવ્યા. આ રીતે દરરોજ જતા અને થોડાક દિવસો પસાર થયા કે એટલી બચત થઈ ગઈ કે નિકાહ કરી લીધા. (બુખારી)

પછી તે વખત પણ આવ્યો કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક વખત સદકાની ફઝીલત આપી તો પોતાના માલનો અડધો ભાગ સદકો કર્યો અને માલની ઝિયાદતીનો અંદાઝો આનાથી થઈ શકે છે, જે હમણા આવ્યું કે ખાલી મિસરના વેપારથી સો ઊંટ સામાનથી ભરાઈને આવ્યા હતા, જે સદકો કરી આપ્યા અને ત્યાર પછી એક વખતે ચાળીસ હજાર દીનાર (અશરફીઓ) સદકાની, એક મૌકા પર પાંચસો ઘોડા અને પાંચસો ઊંટ જિહાદના માટે આપ્યા અને ત્રીસ હજાર ગુલામ આઝાદ કર્યા અને એક રિવાયતમાં છે કે ત્રીસ હજાર ઘરો આઝાદ કર્યા. (મુસ્તદરક) દરેક ઘરમાં ન જાણે કેટલા મર્દ તથા કેટલી અવરતો અને મોટા છોકરા હશે. એક વખતે એક જમીન ચાળીસ હજાર અશરફીઓમાં વેચી અને બધી જ ફુકરાએ મુહાજિરીન અને પોતાના સગાંવહાલાં અને અજવાઝે મુતહ્હરાત પર તકસીમ કરી આપી. (મુસ્તદરક) અને પોતાના મરણ પામવાના વખતે જે વસિય્યત કરી, એમાં દરેક તે

માણસને જે બદ્રની લડાઈમાં હાજર હતા, તેમના પૈકી પ્રત્યેક માણસને ચાર સો દીનાર (અશરફીઓ) આપવાની વસિય્યત કરી હતી. તે વખતે બદ્રવાળાઓમાંથી સો માણસો જીવતા હતા અને એક બાગની વસિય્યત અજવાઝે મુતહ્હરાતના માટે જે ચાળીસ હજાર અશરફીઓમાં વેચાયો અને જાતે પોતાની હાલત આ હતી કે એક વખતે ગુસલ કરીને ખાવું ખાવાના માટે બેઠા તો એક પ્યાલામાં રોટી અને ગોશ્ત સામે રાખવામાં આવ્યો તો એને જોઈને રડવા લાગ્યા. કોઈએ રડવાનું કારણ પૂછયું તો ફરમાવ્યું કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું એવી હાલતમાં મરણ થયું કે જવની રોટી પણ પેટ ભરીને મળતી ન હતી. અમને આ હાલત જે પોતાની સામે છે, કંઈ પોતાના માટે ભલાઈ માલૂમ પડતી નથી એટલે કે જો વુસ્અત કંઈ ભલાઈની વસ્તુ હોત તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માટે પણ હોત. જયારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માટે આ વસ્તુઓ ન હતી તો કંઈ ભલાઈની વસ્તુઓ માલૂમ નથી પડતી.

## નેક લોકોના માટે શરાબના પ્યાલા હશે

બેશક, નેક લોકો જન્નતમાં એવા શરાબના પ્યાલા પીશે, જેમાં કાફૂરની મિલાવટ હશે. એવા ઝરણાથી ભરવામાં આવશે, જેનાથી અલ્લાહના ખાસ બંદા પીએ છે. (તે ઝરણામાં આ અજીબ વાત હશે) કે તે જન્નતી લોકો તે ઝરણાંને જયાં ઈચ્છશે લઈ જશે (એટલે કે આ ઝરણાં એમના ઈશારાઓના તાબે હશે). તે એવા લોકો છે જે મન્નતોને પૂરી કરે છે (અને એવી રીતે બીજા વાજિબાતને) અને એવા દિવસથી ડરે છે જે દિવસની સખતી ફેલાયેલી હશે (એટલે કે આમ હશે એટલે કે દરેક માણસ તે દિવસે કંઈ ને કંઈ પરેશાનીમાં મુબ્તલા

હશે). એ તે લોકો છે, જે અલ્લાહ તઆલાની મુહબ્બતમાં ખાણું ખવડાવે છે મિસ્કીનને, યતીમને અને કેદીને (આ હોવા છતાં કે તે કેદી કાફિર અને લડાઈમાં સામે હતો) અને તે લોકો (પોતાના દિલમાં અથવા ઝુબાનથી) કહે છે કે અમે તમને ફક્ત અલ્લાહના વાસ્તે ખવડાવીએ છીએ. ન તો અમે તેનો તમારાથી કંઈ બદલો ઈચ્છીએ છીએ અને ન એનો શુક્રિયહ ઈચ્છીએ છીએ (પરંતુ એટલા માટે ખવડાવીએ છીએ) કે અમે પોતાના રબના તરફથી એક સખત અને તલ્ખ (કડવા) દિવસનો (એટલે કે કિયામતના દિવસનો) ડર રાખીએ છીએ. એટલા માટે અલ્લાહ તઆલા તેમને તે દિવસની સખતીથી હિફાઝતમાં રાખશે અને તેમને તાજગી અને ખુશી અતા કરશે અને તેમને આ પુખ્તગીના બદલામાં જન્નત અને રેશમી પોશાક અતા કરશે. આ હાલતમાં કે તે જન્નતમાં મસહરિઓ પર તકિયા લગાવીને બેઠા હશે. ન ત્યાં ગરમીની બેચેની પામશે, ન સરદી; (પરંતુ દરમિયાની મોસમ હશે) અને ઝાડોનો છાંયડો તે લોકો પર ઝુકેલો હશે અને એની બાલી (લૂમ) એમની ફરમાંબરદાર હશે (કે જે વખતે જેને પસંદ કરશે તે નઝદીક આવી જશે) અને તેમની પાસે (ખાવા-પીવાના માટે) ચાંદીના વાસણ અને કાચના પ્યાલા લાવવામાં આવશે, જે ચાંદીના હશે. (એટલે કે તે શીશા કાચની જગ્યાએ ચાંદીના બનેલા હશે, જે તે દુનિયામાં મુશ્કેલ નથી) અને તેને ભરવાવાળાઓએ દુરુસ્ત (ઠીક) અંદાઝથી ભરેલા હશે. (કે ન જરૂરતથી ઓછું, ન વધારે) અને ત્યાં કાફૂર (ની શરાબના સિવાય) એવી શરાબના પ્યાલા પણ પિવડાવવામાં આવશે, જેમાં સૂંઠની મિલાવટ હશે (જેવી રીતે કે જંજીરની બોટલમાં હોય છે). આ એવા ઝરણાથી ભરવામાં આવશે, જેનું નામ સલસબીલ છે. (કાફુર ઠંડુ હોય છે અને સૂંઠ ગરમ) મકસદ આ છે કે ત્યાં અલગ અલગ મિઝાજની શરાબો છે અને એને

એવાં છોકરાં લઈને આવતા–જતા રહેશે જે હંમેશા છોકરાં જ રહેશે અને એવા હસીન કે જો તું એને જુએ તો એવો ખ્યાલ કરે કે આ મોતી છે, જે વિખેરાયેલાં છે અને જે વસ્તુઓ ઉપર વર્ણન કરવામાં આવી તે જ ફકત નથી, પરંતુ જ્યારે તું તે જગ્યાને જોઈશ તો ત્યાં મોટી મોટી નેઅમતો અને ઘણો જ મોટો મુલ્ક નજરે પડશે અને તે લોકો પર ત્યાં બારીક રેશમના લીલા કપડાં હશે અને મોટા રેશમના પણ (મતલબ આ કે અલગ અલગ જાતના ઘણાં સારા પહેરવેશ હશે) અને હાથોમાં ચાંદીના કંગન (બંગડી) પહેરાવવામાં આવશે. અલ્લાહ તઆલા એમને એવી શરાબ પિવડાવશે કે જે ઘણી જ પાકીઝહ હશે અને આ કહેવામાં આવશે કે આ તમારા આ'માલ (કામો)નો બદલો છે અને જે કોશિશ દુનિયામાં (તમે) કરી હતી તે ઈઝ્ઝત કરવાના લાયક છે.

**ફાયદો :** કલામે પાકમાં શરાબનું ત્રણ જગ્યાએ વર્ણન આવ્યું છે. ત્રણે જગ્યાએ શરાબની જાત અને વાપરવાનો તરીકો અલગ છે. પહેલી જગ્યાએ એને પીવાનું વર્ણન છે. બીજી જગ્યાએ ખાદિમોનું પિવડાવવાનું વર્ણન છે અને ત્રીજી જગ્યાએ ખુદ (પોતે) અલ્લાહ તઆલાની તરફથી પિવડાવવાની નિસ્બત(નો તઅલ્લુક) છે. શું દૂર છે કે આ નેક લોકોના ત્રણે પ્રકારો–ઓછું, દરમિયાની અને ઊંચા (મરતબાના) પ્રમાણે હોય. આ આયતોમાં જેટલી ફઝીલતો તાઝીમ અને ઈઝઝત નેક કામ કરવાવાળાઓના માટે ખાસ રીતે, અલ્લાહને ખુશ કરવા માટે ખવડાવવાવાળાઓનું વર્ણન છે. જો આપણામાં ઈમાનનો કમાલ થયો તો આ વાયદાઓના પછી કોઈ માણસ એવો હોઈ શકે છે, જે હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની જેમ કોઈ વસ્તુ પણ ઘરમાં અલ્લાહ અને તેના રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નામના

સિવાય છોડે. આ આયતોમાં અમુક ઉમૂર (બાબતો) વિચારવાના લાયક છે :

(૧) પહેલા ઝરણાંના વિશે વર્ણન થયું છે. જન્નતી લોકો એ ઝરણાંઓને જ્યાં ઈચ્છશે ત્યાં લઈ જશે. મુજાહિદ (રહ.) એની તફસીરમાં કહે છે કે જન્નતી લોકો તે ઝરણાંને જ્યાં ઈચ્છશે ત્યાં ખેંચી લેશે. કતાદહ (રહ.) કહે છે કે એમના માટે કાફૂરની મિલાવટ હશે અને મુશ્કની મહોર (સિક્કો) તેના ઉપર લાગેલી હશે અને તે આ ઝરણાંને જે તરફ ઈચ્છશે તે તરફ તેનું પાણી ચાલવા લાગશે. ઈબ્ને શોઝબ (રહ.) કહે છે કે તે લોકોની પાસે સોનાની લાકડીઓ હશે. તે પોતાની લાકડીઓથી જે તરફ ઈશારો કરશે, તે તરફ તે નહેરો ચાલવા લાગશે.

(૨) મન્નતોને પૂરી કરવાના વિશે કતાદહ (રહ.)થી નકલ કરવામાં આવ્યું કે અલ્લાહના બધા હુકમો પૂરા કરવાવાળા લોકો છે. આ જ કારણથી શરૂઆતમાં તેમને અબરારથી બયાન કરવામાં આવ્યા. મુજાહિદ (રહ.) કહે છે કે એમાં તે મન્નતો મુરાદ છે જે અલ્લાહના માટે કરવામાં આવી હોય. (એટલે કે કોઈ માણસ રોઝાઓની નઝર—મન્નત કરી લે. એ'તિકાફની નઝર માની લે. એવી રીતે ઈબાદતની નઝર માની લે). ઈકરમહ (રદિ.) કહે છે કે શુક્રિયહની મન્નતો મુરાદ છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કરવામાં આવ્યું છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં એક માણસ હાજર થયા અને ગુઝારિશ કરી કે મેં આ મન્નત માની રાખી હતી કે હું પોતાને અલ્લાહના માટે ઝબહ કરી આપું. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કોઈ કામમાં તલ્લીન હતા. ધ્યાન ન આપી શક્યા. આ સાહેબ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ચૂપ રહેવાથી ઈજાઝત સમજ્યા અને

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ગુઝારિશ કર્યા પછી) ઊઠયા. દૂર જઈને પોતાને ઝબહ કરવા લાગ્યા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આની જાણ થઈ તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અલ્લાહનો શુક્ર છે કે એણે મારી ઉમ્મતમાં એવા લોકો પેદા કર્યા, જે મન્નતને પૂરી કરવાનો એહ્‌તિમામ કરે. આ પછી (તેમને પોતાને ઝબહ કરવાની ના પાડી અને) એમને કહ્યું કે પોતાની જાનના બદલામાં અલ્લાહના નામ પર સો ઊંટ ઝબહ કરો. (એટલા માટે કે પોતાની જાનને ઝબહ કરવું નાજાઈઝ છે અને જાનનો ફિદયો દિય્યત (જુરમાના)માં સો ઊંટ છે.)

(૩) કેદીઓને ખવડાવવાથી મતલબ આયતે શરીફહમાં મુશરિક કેદી મુરાદ છે. એટલા માટે કે તે જમાનામાં મુશરિક કેદી જ હતા. મુસલમાન કેદી તે વખતે ન હતા અને જયારે કાફિરોને ખવડાવવા પર આ સવાબ છે તો મુસલમાન કેદી તેમાં પહેલા આવી ગયા. મુજાહિદ (રહ.) કહે છે કે જયારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બદ્રમાં કેદીઓને (જે કાફિર હતા) પકડીને લાવ્યા તો સાત હઝરાતે સહાબએ કિરામ (રદિ.) : હઝરત અબૂબક્ર (રદિ.), હઝરત ઉમર (રદિ.), હઝરત અલી (રદિ.), હઝરત ઝુબેર (રદિ.), હઝરત અબ્દુર્રહમાન (રદિ.), હઝરત સઅદ (રદિ.) અને અબૂ ઉબૈદહ (રદિ.)એ ખાસ કરીને એમના ઉપર ખર્ચ કર્યું, જેનાથી અન્સારે કહ્યું, અમે તો અલ્લાહના વાસ્તે એમનાથી કિતાલ (લડાઈ) કરી હતી. તમે આટલું વધારે ખર્ચ કરી રહ્યા છો. આથી ''ઈન્નલ અબ્રાર''થી (૧૯) ઓગણીસ આયતો આ હઝરાતની તા'રીફમાં નાઝિલ થઈ. હઝરત હસન (રદિ.) કહે છે કે જયારે આ આયતો નાઝિલ થઈ તે વખતે કેદી મુશરિક હતા. હઝરત કતાદહ (રહ.) કહે છે કે જયારે અલ્લાહ જલ્લ

શાનુહૂએ આ આયતોમાં કેદીની સાથે એહસાન કરવાનો હુકમ આપ્યો છે. જો કે કેદી તે વખતે મુશરિક હતા. તો મુસલમાન કેદીનો હક તારા પર ઘણો વધારે થઈ ગયો. ઈબ્ને જુરૈજ (રહ.) કહે છે કે તે જમાનામાં મુસલમાન કેદી ન હતા. મુશરિક કેદીઓમાં આયત નાઝિલ થઈ. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એમની સાથે ભલાઈ કરવાનો હુકમ ફરમાવતા હતા.

અબૂ રઝીન (રહ.) કહે છે કે હું શફીક બિન સલમા (રદિ.)ની પાસે હતો. અમુક મુશરિક કેદી ત્યાંથી પસાર થયા તો શફીક (રદિ.)એ મને એમના ઉપર સદકો કરવાનો હુકમ કર્યો અને આ આયતે શરીફા તિલાવત કરી :

(૪) **અર્થ** : ''ન એનો બદલો ઈચ્છીએ છે, ન એનો શુક્રિયહ ઈચ્છીએ છે.'' મતલબ આ છે કે આ હઝરાત એને પણ પસંદ કરતા ન હતા કે એમના એહસાનનો કોઈ બદલો ઈચ્છે. શુક્રગુઝારી અથવા દુઆના વાસ્તાથી હોય, એમને દુનિયામાં મળે. તેઓ પોતાનું બધું જ આખિરતમાં લેવાનું ઈચ્છતા હતા. હઝરત આઈશા (રદિ.) અને હઝરત ઉમ્મે સલમા (રદિ.)નો મા'મૂલ નકલ કરવામાં આવ્યો છે કે જ્યારે કોઈ ફકીર જરૂરતમંદની પાસે કંઈક મોકલાવતા તો કાસિદને કહેતા કે ખામોશીથી સાંભળજે કે આના ઉપર શું શબ્દો કહે છે અને જ્યારે કાસિદ તે શબ્દો દુઆ વગેરેના આવીને નકલ કરતો તો આવી જ દુઆઓ તે ફકીરને આપતા અને કહેતા કે એની દુઆઓનો આ બદલો છે. એટલા માટે કે આપણો સદકો ખાલિસ આખિરતના વાસ્તે રહી જાય. હઝરત ઉમર (રદિ.) અને એમના છોકરા હઝરત અબ્દુલ્લાહ (રદિ.)નો આવો જ મા'મૂલ નકલ કરવામાં આવ્યો છે. (ઈહ્યા)

હઝરત ઝયનુલ આબિદીન (રહ.)નો ઈરશાદ છે કે જે માણસ માલ ખર્ચ કરવાના માટે તલબ કરવાવાળાનો ઈન્તિઝાર કરે તે સખી નથી. સખી તે છે જે અલ્લાહના હકોને પોતે જ એના નેક બંદાઓ સુધી પહોંચાડે અને એમનાથી શુક્રિયહનો ઉમ્મીદવાર ન રહે. એટલા માટે કે એને અલ્લાહના સવાલ પર પૂરું યકીન હોય. (ઇહ્યા)

(૫) "જન્નતની બાલીઓ (ખોશા) એમની ફરમાંબરદાર હશે"નો મતલબ તે એમની ખ્વાહિશના તાબે (ફરમાંબરદાર) હશે. હઝરત બરાઅ ઈબ્ને આઝિબ (રહ.) કહે છે કે જન્નતી લોકો જન્નતના ફળોને ઊભા, બેસીને અને સૂઈને જેવી હાલતમાં ઈચ્છશે ખાઈ શકશે. મુજાહિદ (રહ.) કહે છે કે જો તે લોકો ઊભા હશે તો તે ફળ ઉપર થઈ જશે અને જો તે લોકો બેઠા હશે તો તે ઝુકી જશે અને જો તે સૂતેલા હશે તો તે વધારે ઝુકી જશે. બીજી રિવાયતમાં એમનાથી નકલ કરવામાં આવ્યું છે કે જન્નતની જમીન ચાંદીની છે અને એની માટી મુશ્કની અને એ ઝાડોના મૂળો સોનાના છે અને તેની ડાળીઓ અને પાંદડાઓ મોતીઓ અને જબરઝદના છે, જેમના ફળ લટકેલાં છે. જો તે ઊભા રહીને ખાવાનું ઈચ્છશે તો કોઈ પરેશાની નહીં. બેસીને અથવા સૂઈને ખાવાનું ઈચ્છશે તો તે એના પ્રમાણમાં ઝુકી જશે.

(૬) "ચાંદીના શીશાનો મતલબ આ છે કે ચાંદીથી એવા બનાવવામાં આવશે કે જેવી રીતે કે શીશો (કાચ) હોય છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે જો દુનિયામાં ચાંદીને લઈને એ પ્રમાણે બારીક કરે કે માખીની પાંખના બરાબર કરી આપે તો પણ એનું અંદરનું પાણી નજર ન આવશે, પરંતુ જન્નતના પ્યાલા ચાંદીના હોવા છતાં શીશા (કાચ)ની જેમ સાફ હશે. બીજી રિવાયતમાં છે કે જન્નતની

દરેક વસ્તુનો નમૂનો દુનિયા છે, પરંતુ ચાંદીના આવા પ્યાલાઓનો નમૂનો દુનિયામાં નથી. કતાદહ (રદિ.) કહે છે કે જો આખી દુનિયાના ઈન્સાનો ભેગા થઈને ચાંદીનું આવું વાસણ બનાવી આપે, જેમાં શીશા–કાચની જેમ અંદરની વસ્તુ નજર (જોવામાં) આવે તો ન બનાવી શકે.

## જન્નત અને તેની નેઅમતો

દુનિયાની દરેક રાહત અને મજા જન્નતનો નમૂનો બની ગઈ છે અને એની આગળ એવી નેઅમતો છે જેને ન કોઈ આંખે જોઈ, ન કોઈ કાને સાંભળ્યું અને ન કોઈ ઈન્સાનના દિલમાં એનો ખ્યાલ આવ્યો. જન્નતના (૧૦૦) સો દરજાત છે, જેમાં સોના–ચાંદીના મહેલો છે. એવી જ રીતે દુનિયામાં જે દુ઼ખ અને તકલીફ છે તે આખિરતના ઘરનો નમૂનો છે અને એના પછી એવા અલગ અલગ અઝાબ છે, જેને અકલ નથી સમજતી. મતલબ આ કે દોઝખના બધા દુઃખ દોઝખીઓના માટે અલ્લાહના ગુસ્સાથી અને જન્નતની બધી નેઅમતો જન્નતીઓના માટે અલ્લાહની રહમતથી હાસિલ થયેલ છે. જો બંદો દુનિયાની વસ્તુઓમાંથી મુબાહ (જાઈઝ) (નેઅમત)નો અલ્લાહનો શુક્ર કરશે એને એના બદલામાં જન્નતમાં એવી નેઅમત મળશે કે એના મુકાબલામાં આ નેઅમત હકીર છે (કંઈ જ નથી) અને જે દુનિયાની મમનૂઅ (હરામ) નેઅમત ખાશે તે આખિરતના દરજાતથી પોતાની જાતને મહરૂમ (વંચિત) કરી આપશે અને જે આખિરતને સાચી નહીં માનશે તે પોતાના નફ્સને જન્નતની દરેક નેઅમતથી મહરૂમ (વંચિત) કરી આપશે. જન્નતવાળાઓના માટે ખાણું ત્રણ જાતનું હશે : કંઈક તો અરાઈશ હશે, કંઈક વલીમા કંઈક તો મહેમાનિયા. અરાઈશ તો તે દા'વતી ખાણું

હશે, જેના માટે અલ્લાહ બધા જન્નતવાળાઓને દારુસ્સલામના અંદર બોલાવશે એટલા માટે કે એમના શરીરોને ચુસ્ત અને ફના ન થવાવાળી ઉંમર થઈ જાય. વલીમા બીવીઓના થશે અને મહેમાનિયા મુલાકાતના વખતે, કારણ કે જન્નતવાળાઓની આપસમાં મુલાકાતો થશે.

મુહબ્બતમાં આપસી વાતો કરવાની જગ્યાઓ પણ હશે. તૂબાના બહાર એમનો ઈજતિમાઅ પણ થશે, જ્યાં પયગમ્બરોની ઝિયારત અને મુલાકાત થશે અને ફરિશ્તાઓના આપસમાં જલસા પણ થશે. અલ્લાહના તરફથી નમાઝના વખતોમાં હદિયા (ભેટ) પણ મળતા રહેશે. સવાર—સાંજ જાત જાતની ખાવા—પીવાની વસ્તુઓ અને ફળ પણ મળશે. તેમની નક્કી કરેલ રોઝી ચાલુ રહેશે અને દરરોજ અલ્લાહના તરફથી તેમાં વધારો થતો રહેશે.

કવષર નહેરના કિનારા પર એમની તફરીહ (ફરવા)ની જગ્યા પણ હશે, ત્યાં તે જતા રહેશે. કવષર નહેરના કિનારે મોતીના તંબુ લાગેલા હશે. દરેક તંબુ સાઠ (૬૦) માઈલ લાંબો અને એટલો જ પહોળો હશે. બીજો એક મોતીનો બનેલો હશે. તેનો કોઈ દરવાજો ન હશે. તેની અંદર સુગંધિત ખુશબૂવાળી બાંદીઓ હશે, જેમને ન કોઈ ફરિશ્તાએ જોઈ હશે. ન કોઈ ખિદમત (સેવા) કરવાવાળાએ. તે તંબુઓમાં ઊંચી જાતની ખૂબસૂરત ઓરતો હશે, જ્યારે અલ્લાહે ખૂબસૂરત કહ્યું છે તો કોણ એમના હુસ્નને બયાન કરી શકે છે. એમના જ વિશે અલ્લાહે ફરમાવ્યું છે : તંબુઓમાં હૂરો હશે મહફૂઝ (હિફાઝતમાં). એટલે કે દરેક માણસની નજર અને સ્પર્શ કરવાથી મહફૂઝ અથવા નીચી નજરવાળીઓ, જેમની નજરો ફકત પોતાના જન્નતી શવહરો પર લાગેલી હશે. તે અલ્લાહની નક્કી કરેલ હશે. બધી સૂરતોમાં અલ્લાહ

તઆલાએ ખૂબસૂરત શકલો પસંદ કરી છે. એમની પેદાઈશ રહમતના વાદળોથી થશે. રહમતના વાદળો અલ્લાહની ચાહતના પ્રમાણે ખૂબસૂરત નવજુવાન છોકરીઓને વરસાવશે. એમના ચહેરાઓનું નૂર અર્શથી મકસૂદ હશે. એમના માટે મોતીઓના તંબૂ લગાવેલા હશે, જયારથી અલ્લાહે એમને પેદા કરી છે કોઈએ એમને નથી જોઈ. આથી તે ફકત પોતાના શવહરોના માટે તંબૂના અંદર હિફાઝતથી હશે. જન્નત–વાળાઓ મહેલોમાં પોતાની બીવીઓના સાથે આરામ હાસિલ કરશે અને જયાં સુધી અલ્લાહ પસંદ કરશે (ઈચ્છશે) તે નેઅમતમાં રહેશે, જયારે અલ્લાહ પોતાની ચાહતના મુતાબિક નેઅમત અને તફરીહનો નવો દિવસ આવશે તો જન્નતના દરજાતમાં એમને અવાજ આપવામાં આવશે. આ તફરીહ ખુશી સેર (હરવા–ફરવા) અને શણગારનો દિવસ છે. પોતાની ફરવાની જગ્યાની તરફ નીકળો. લોકો મોતી અને યાકૂતના ઘોડાઓ પર સવાર થઈને પોતાના શહેરોના દરવાજાઓથી નીકળીને તે મેદાનોની તરફ જશે, પછી મેદાનોની સેર કરતા તે બગીચાઓની તરફ પહોંચશે જે કવષર નહેરના કિનારા પર હશે. અલ્લાહ એમને એમની ફરવાની જગ્યાનો રસ્તો બતાવી આપશે. દરેક માણસ પોતાના તંબૂની પાસે જઈને ઊતરશે. તંબૂનો કોઈ દરવાજો ન હશે. તે વખતે અલ્લાહના દોસ્તની નજરની સામે તંબૂ ફાટીને દરવાજો બની જશે. આથી તેને ખબર પડી જાય કે જે ઓરત તંબૂની અંદર છે એને કોઈએ નથી જોઈ. આ તે વાયદો પૂરો થઈ ગયો જે અલ્લાહે આ દુનિયામાં કર્યો હતો. એટલે કે જન્નતીઓથી પહેલાં તે હૂરોને ન કોઈ માણસે સ્પર્શ કરી હશે, ન જિન્નાતે. જન્નતી લોકો હૂરોની સાથે તફરીહના તખ્ત પર બેસશે અને એમની સામે વલીમાનું ખાણું લાવવામાં આવશે, જયારે ખાણું ખાઈ ચૂકશે તો અલ્લાહ એમને પાકીઝહ શરબત

પિવડાવશે અને તાઝા ફળ ખાશે, જે અલ્લાહ એમને આપશે. ઝેવર અને લિબાસના જોડા પણ અલ્લાહની તરફથી પહેરાવવામાં આવશે અને ખૂબસૂરત બીવીઓથી સંભોગ પણ કરશે. પોતાની જરૂરત એમનાથી પૂરી કરશે. પછી આ બગીચાઓમાં નહેરોના કિનારે રંગબેરંગી સજાવેલી પાકીઝહ બેસવાની જગ્યાઓની તરફ આવશે. ત્યાં આવીને લીલા મોટા ગાદલાઓ પર બેસી જશે અને તેનાથી ટેકો લગાવશે, જ્યારે જન્નતી નરમ સફો પર બેસી જશે તો હઝરત ઈસ્રાફીલ (અલૈ.) ગાવાનું શરૂ કરશે. હઝરત ઈસ્રાફીલ (અલૈ.)થી વધારે સારો અવાજ અલ્લાહના ફરિશ્તાઓમાંથી કોઈનો ન હશે. હઝરત ઈસ્રાફીલ (અલૈ.) જ્યારે ગાવાનું શરૂ કરશે તો સાતેવ આસમાનવાળાઓની નમાઝો અને તસ્બીહો ખતમ થઈ જશે. હઝરત ઈસ્રાફીલ (અલૈ.) અલ્લાહની પાકીઝગી અને તસ્બીહના રંગબેરંગી ગીત ગાશે અને એના ગાવાના સમયે જન્નતનું દરેક ઝાડ ફૂલદાર અને ફળદાર અને દરેક પડદા અને દરવાજા ગૂંજી ઊઠશે. દરવાજાની દરેક સાંકળ—સોના અને ચાંદીની—દરેક બાજુએથી વાગવા લાગશે.

જ્યારે હઝરત ઈસ્રાફીલ (અલૈ.)ને અવાજ પહોંચશે તો એનાથી જાતજાતના અવાજ પેદા થશે. તે વખતે દરેક હૂર પોતાના રાગમાં અને દરેક પક્ષી પોતાના અવાજમાં ગાવા લાગશે. અલ્લાહ પાક ફરિશ્તાઓને હુકમ આપશે કે તમે પણ એને જવાબ આપો અને મારા તે બંદાઓને ગીત સંભળાવો, જેમણે દુનિયામાં શયતાનોના ધોકાઓથી પોતાના કાનોને પાક રાખ્યા હતા. ફરિશ્તાઓ જવાબમાં રૂહાની ગીતો અને રાગ ગાશે અને બધી અવાજો મળીને ગૂંજ (પડઘા)ની જેમ થઈ જશે. તે વખતે અલ્લાહ પાક હુકમ આપશે, દાવૂદ (અલૈ.) ઊઠો અને અર્શની પાસે ઊભા થઈને મારી મોટાઈ બયાન કરો.

હઝરત દાવૂદ (અલૈ.) અલ્લાહની મહાનતા અને તારીફ એવી બયાન કરશે કે આપનો અવાજ બધા અવાજો પર છવાઈ જશે અને બધાને નિખારી આપશે. તે વખતે મજા વધારે થઈ જશે અને તંબૂવાળાઓ પોતાની સફોમાં બેઠેલા હશે. જાતજાતની મજા અને રાગ ગાવા એમને ઘેરેલા હશે.

## જન્નતવાળાઓની અમુક મજલિસની વાતો

સૂરએ સાફ્ફાતમાં ઈરશાદ છે : "પછી (જયારે તે એક મજલિસ હશે તો) એક બીજાની તરફ ધ્યાન દઈને વાતચીત કરશે. એમાંથી એક કહેવાવાળો કહેશે કે (દુનિયામાં) મારો એક મુલાકાતી હતો, જે મારાથી (અચંબાની રીતે) આ કહેતો હતો કે શું તું પણ કિયામતને માનવાવાળાઓમાંથી છે ? શું જયારે આપણે મરી જઈશું અને માટી અને હાડકાં બની જઈશું તો શું પોતાના કામોનો બદલો પામીશું ?"

પછી તે જન્નતી પોતાના મજલિસવાળાઓને કહેશે : "શું તમે એને (દોઝખમાં) ઝાંકીને જોવાનું ઈચ્છો છો ? પછી (પોતે જ) ઝાંકશે અને પોતાના મુલાકાતીને દોઝખની વચમાં જોઈ લેશે." હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું છે કે જન્નતમાં રોશનદાન (ઘરમાં પ્રકાશ આવવાનું છિદ્ર)ની જેમ ઝરુખો હશે, જેમાંથી જન્નતવાળા દોઝખવાળાઓને જોશે અને જન્નતી માણસ પોતાના મુલાકાતીને દોઝખમાં જોઈને કહેશે કે, "ખુદાની કસમ ! તું મને હલાક કરવાનો હતો અને જો મારા રબનો ફઝલ ન હોત તો હું (પણ તારી જેમ) દોઝખમાં હાજર કરી આપવાવાળાઓમાંથી હોત."

સૂરએ તૂરમાં જન્નતવાળાઓની એક વાતચીત આવી રીતે

નકલ ફરમાવી છે : "અને તે એક બીજાની તરફ ધ્યાન જમાવીને વાતચીત કરશે કે અમે આથી પહેલાં (દુન્યવી) ઘરબારમાં રહીને કામોના પરિણામથી ઘણા ડરતા હતા. અલ્લાહ પાકે અમારા ઉપર એહસાન ફરમાવ્યું અને અમને દોઝખના અઝાબથી બચાવી લીધા. આનાથી પહેલાં અમે દુઆ માંગ્યા કરતા હતા કે ખરેખર, તે ઘણો મુહસિન અને મહેરબાન છે.

## તહિય્યતુહુમ ફીહા સલામુન

સૂરએ યૂનુસમાં ઈરશાદ ફરમાવ્યો : "બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને નેક અમલ કર્યા, એમના ઈમાનના કારણે એમનો રબ તેમને એમના મકસદને (એટલે કે જન્નતમાં) પહોંચાડી આપશે." એની નીચે નહેર ચાલુ હશે. આરામના બગીચાઓમાં (અને તે) જન્નતમાં (દાખલ) થશે તો અચાનક જન્નતની અનોખી (વસ્તુઓ)ને જોઈને ત્યાં (આપોઆપ) એમ કહેશે કે સુબ્હાનલ્લાહ ! (શું નેઅમતો છે) અને કેવી સારી જગ્યા છે અને પછી એક બીજાને ત્યાં જોશે તો એમની અંદરો—અંદરની સલામ "અસ્સલામુ અલયકુમ" હશે અને જ્યારે સુકૂનથી ત્યાં જઈને બેસશે અને જૂની મુસીબતો અને તકલીફોનો તે વખતની ગેર મુકદ્દર હમેશાના આરામની બરાબરી કરશે તો તેમની (તે વખતની) છેલ્લી વાત આ હશે કે અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન (એટલે કે બધા વખાણો અલ્લાહના માટે જ ખાસ છે, જે બધી દુનિયાનો પરવરદિગાર છે.)

તરજુમાથી જે આયતની તફસીર વાઝિહ થઈ રહી છે સાહિબે બયાનુલ કુર્આનની તફસીર છે અને સાહિબે મઆલિમુત્તન્ઝીલ તેની તફસીરમાં લખે છે કે જન્નતવાળાઓ

જયારે ખાવાની તમન્ના કરશે તો સુબ્હાનકલ્લાહુમ્મ કહી આપશે. તે કલિમાને સાંભળીને એના ખાદિમો દસ્તરખ્વાન લગાવી આપશે. જયારે ખાઈને ફારિગ થઈ જશે અને ''તહિય્યતુહુમ્ ફીહા સલામુન''ની તફસીર કર્તા લખે છે કે જન્નતી હઝરાત મુલાકાતના સમયે એક બીજાને સલામ કરશે અને આ પણ નકલ કર્યું છે કે ફરિશ્તા જન્નતવાળાઓને સલામ કરશે અને આ પણ નકલ કર્યું છે કે ફરિશ્તા એમની પાસે અલ્લાહની સલામ લઈને આવશે. ત્રણે રીતે ''તહિય્યતુહુમ્ ફીહા સલામુન''ની તફસીર થઈ શકે છે.

મુફસ્સિર ઈબ્ને કષીર ઈબ્ને જુરૈજથી નકલ ફરમાવે છે કે જન્નતવાળાઓની પાસે જયારે કોઈ પક્ષી પસાર થશે તો તે સુબ્હાનકલ્લાહુમ્મ કહેશે. આથી ફરિશ્તા એમની ચાહતના મુતાબિક પક્ષીઓને લઈને આવશે અને સલામ કરશે, જેનો જવાબ આપશે. ''તહિય્યતુહુમ્ ફીહા સલામુન''માં એનો ઝિક્ર છે. જયારે ખાઈને ફારિગ થઈ જશે તો અલ્હમ્દુ લિલ્લાહ કહેશે, જેનું ''વ આખિરુ દઅ્વાહુમ અનિલ્ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન''માં વર્ણન છે. આ પછી ઈબ્ને કષીર લખે છે કે સુફયાન સૌરી (રહ.)એ ફરમાવ્યું છે કે જન્નતી જયારે કોઈ વસ્તુને માંગવાનો ઈરાદો કરશે તો સુબ્હાનકલ્લાહુમ્મ કહી આપશે (બસ તે હાજર થઈ જશે). આથી મા'લૂમ થયું કે ઈબ્ને જુરૈજ (રહ.)એ આયતની તફસીર ફરમાવતા જે પક્ષીનું વર્ણન કર્યું છે તે નમૂના માટે છે. નહીં તો દરેક નેઅમતની તમન્નાના ઝાહિર કરવાના માટે જન્નતી હઝરાત સુબ્હાનકલ્લાહુમ્મ કહેશે. એ જે ફરમાવ્યું કે ફરિશ્તા પક્ષીઓને લઈને હાજર થશે, મા'લૂમ થાય છે કે તે અમુક સમયની વાત છે, કારણ કે રિવાયતમાં પહેલાં આવી ગયું કે પક્ષી પોતે જન્નતવાળાઓની સામે આવીને પડશે.

## જન્નતની નેઅમતોની આખી હાલત અને માત્રા (પ્રમાણ) દુનિયામાં નથી સમજાય શકતી !

જન્નતના વિશે જે કંઈ સાંભળીને અને પઢીને સમજમાં આવે છે કે જયારે જન્નતમાં જશે તો તેનાથી ઘણી ઊંચી અને સારી પામશે. પહેલા તો આ કારણથી કે જન્નતની જે નેઅમતોનું વર્ણન કુર્આન અને હદીસમાં હાજર છે ત્યાં એમના સિવાય ઘણી બધી નેઅમતો છે. બીજું આ કારણથી કે કોઈ વસ્તુને જોવાથી અને વાપરવાથી જે પૂરી જાણકારી હાસિલ થાય છે તે ફક્ત સાંભળવાથી હાસિલ થતી નથી. આથી આ દુનિયામાં રહીને જન્નતની નેઅમતોની સાચી હકીકત અને હાલતનું જ્ઞાન નથી થઈ શકતું.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અલ્લાહ જલ્લ શાનુહૂ ઈરશાદ ફરમાવે છે કે મેં પોતાના નેક બંદાઓના માટે તે વસ્તુઓ તૈયાર કરી રાખી છે, જેને ન કોઈ આંખે જોઈ, ન કોઈ કાને સાંભળ્યું અને ન કોઈ માણસના દિલ પર એનો ગુઝર થયો. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે (કુર્આનથી) આ વાતને સાચી સાબિત કરવાનું ચાહો તો આ આયત પઢી લો : ફલા તઅ્લમુ નફ્સુમ્ મા ઉખ્ફિ—ય લહુમ્ મિન્ કુર્રતિ અઅ્યુનૂ. (બુખારી, મુસ્લિમ શરીફ)

મુસ્લિમ શરીફની એક રિવાયતમાં છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉપરવાળા મઝમૂન (લેખ સમૂહ) ઈરશાદ ફરમાવીને છેવટે ફરમાવ્યું કે બલ્ મત્તલઅકુમુલ્લાહુ અલયહિ એટલે કે અલ્લાહ તઆલાએ કુર્આનની આયતોના

વાસ્તાથી અથવા નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝબાન મુબારકથી જે જન્નતની નેઅમતોની ચર્ચા કરી છે એના સિવાય જે નેઅમતો છે તે ઘણી વધારે છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જન્નતમાં કોરડાની જગ્યા આખી દુનિયા અને દુનિયામાં જે કંઈ પણ છે બધાથી સારું છે. (બુખારી, મુસ્લિમ)

આ પણ ફરમાવ્યું કે જન્નતી જગ્યામાં અડધી કમાન રાખી શકાય છે. જન્નતમાં આટલી ઓછી જગ્યા તે બધી વસ્તુઓથી સારી છે, જેના પર સૂરજ ઊગે છે અને આથમે છે.

(બુખારી શરીફ)

જ્યારે સવારીથી સવાર ઊતરવા લાગે છે તો જગ્યા પર કબજો કરવાના માટે પહેલા પોતાનો કોરડો (એટલે ચાબુક) જમીન પર ફેંકી આપે છે અને પગપાળા ચાલવાવાળો જ્યારે બેસવા લાગે છે તો પહેલાં પોતાની કમાન નાખી આપે છે પછી બેસે છે. આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જન્નતનું મોટાપણું અને કિંમત સમજાવવાના માટે ઈરશાદ ફરમાવ્યો કે જન્નતની આટલી જગ્યા જેમાં એક કોરડો અથવા અડધી કમાન રાખી શકાય, તે પૂરી દુનિયાના ઈલાકાથી લાંબી અને પહોળી જગ્યાથી ફઝીલતવાળી છે.

આખી જન્નત જેની પહોળાઈના સામે હજારો દુનિયાની પહોળાઈ પણ કંઈ જ નથી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું છે કે દુનિયાની વસ્તુઓમાંથી કોઈ જન્નતમાં નથી. ફકત નામોની સમાનતા છે. (રિવાયત કરી બયહકીએ પાકી સનદની સાથે,

જેવી રીતે કે તરગીબમાં છે.)

મતલબ આ છે કે જન્નતની નેઅમતોની ચર્ચામાં જે સોનું—ચાંદી, મોતી, રેશમ, ઝાડ, ફળ, મેવાઓ, તખ્ત, ગાદલાઓ અને કપડાં વગેરે આવ્યું છે, આ વસ્તુઓ ત્યાંની વસ્તુઓ હશે અને તે દુનિયાના એ'તિબારથી તેમની ભલાઈ અને અચ્છાઈઓ હશે. દુનિયાની કોઈ પણ વસ્તુ જન્નતની કોઈ પણ વસ્તુના સામે કાંઈ પણ નથી.

## ફહલ મિમ્ મુશ્તમિરિલ્ લહા
## શું કોઈ જન્નતના માટે તૈયારી કરવા-વાળો છે ?

જન્નતની ઘટનાઓ (અહેવાલ) તમે પઢી લીધી. ત્યાંની નેઅમતોની વિગત જાણી લઈએ. ત્યાં રહેવાનું દિલ પણ ચાહતું હશે. કેટલાય વખત જન્નતમાં દાખલ થવા માટે અલ્લાહ તઆલાથી તમે દુઆ પણ કરી હશે અને બેશક, દરેક મુસલમાનના દિલમાં જન્નતનો શોખ અને ત્યાં રહેવાની જગ્યા મળવાની તડપ હોવી જરૂરી છે, પરંતુ તડપ અને તલબ અને ઝૌક અને શોખની સાથે નેક કામો (અમલો)ની મૂડીનો એહતિમામ કરવો પણ જરૂરી છે. જન્નત જેવી વસ્તુની તલબ રાખવાવાળો નેક અમલોથી ખાલી નથી હોઈ શકતો. બેવકૂફ છે તે લોકો જે જન્નતની તમન્ના તો કરે છે, પરંતુ ગુનાહોથી તરબોળ છે અને નેક અમલોના સરમાયા (પૂજી)થી ગફલતમાં છે. કુર્આને પાકની સ્પષ્ટતા અનુસાર અલ્લાહ તઆલાએ જન્નતના બદલામાં મુઅમિનોથી એમની જાનો અને માલોને ખરીદી લીધેલ છે. આથી મુઅમિન બંદાઓ પર જરૂરી છે કે શરીઅતના તકાઝાઓ (માંગણી) પર જાન અને

માલ લગાવીને જન્નતના હકદાર બને. ઈન્નલ્લા હશ્તરા મિનલ્ મુઅમિનીન અન્ફુસહુમ વ અમ્વાલહુમ્ બિઅન્ન લહુમુલ્ જન્નહ. નમાઝના માટે મુઅઝ્ઝિન પુકારે તો સૂતા રહી જાય અથવા ધંધા–વેપાર નમાઝને કુર્બાન (બરબાદ) કરી નાખે. ઝકાતનો હુકમ લાગુ પડે તો જીવ ગભરાવા લાગે. રમઝાન આવે તો રોઝા (બરબાદ) ખાય જાય. હજ ફર્ઝ થાય તો માલની મુહબ્બતમાં હજ કર્યા વગર મરી જાય. ધંધા–વેપારમાં હરામ–હલાલનો જરા પણ ખ્યાલ ન કરે. તારો–મારો રૂપિયો ઝૂંટવી લેવાનો કમાલ જાણે. કુર્આન અને હદીસ પઢવા–પઢાવવાને ખામીનું કામ સમજે. કમઝોરો પર ઝુલમ કરે. ગરીબોથી મજૂરી દીધા વગર કામ લે. (રિશ્વત) લાંચની લેવડ–દેવડને ફર્ઝ (જરૂરી) સમજે. યતીમોનો માલ ખાય જાય અને વિરાસત (મીરાષ) શરીઅતના પ્રમાણે ન વહેંચે. નફલોને અદા કરવાથી ગભરાય અને અલ્લાહની યાદથી પરહેઝ કરે અને પછી જન્નતના ઊંચા દરજાઓની ખ્વાહિશ કરે તો આ તો ઘણી મોટી નાસમજ છે. જન્નતના ઊંચા મરતબા (હોદા)ઓના માટે નફસને કાબૂમાં કરવો પડે છે. શરીઅતના હુકમનું પાલન કરવામાં નફસને જે ના–ગવારી થાય છે એને વેઠવું પડે છે. હદીસ શરીફમાં ઈરશાદ છે કે "દોઝખને ખ્વાહિશોથી ઘેરી દેવામાં આવી છે અને જન્નતને ના–ગવારીઓથી ઘેરી દેવામાં આવી છે." મતલબ આ છે કે ઈબાદતોમાં મહેનત કરવા અને બરાબર ખુદાવંદે કુદુસના ફરમાંબરદાર રહેવા અને હરામ ખ્વાહિશોથી પરહેઝ કરવામાં જે નફસને ના–ગવારી થાય છે તે જ ના–ગવારીના પાછળ જન્નત છે. ના–ગવારીને (વેઠવું), બરદાશ્ત કરવું જન્નતમાં પહોંચવાનો સબબ છે અને એનાથી ઊલટું જે માણસ નફસની ચાહતોનો પાબંદ બની ગયો અને હરામ અને હલાલના સવાલથી બેપરવા થઈ ગયો તો શહવતો અને

ખ્વાહિશો એને દોઝખમાં પહોંચાડી આપશે.

એક હદીસમાં ઈરશાદ છે :

"હોશિયાર તે છે જે પોતાના નફસ પર કાબૂ મેળવી લે અને મોતના પછીના માટે અમલ કરે અને બેવકૂફ તે છે જે પોતાના નફસને ખ્વાહિશોની પાછળ લાગેલો રાખે અને અમલ વગર અલ્લાહથી ઉમ્મીદ રાખે." (તિરમિઝી)

જેને દોઝખથી બચવાની અને જન્નતમાં પહોંચવાની ફિકર હોય તે દુનિયાને આખિરત પર શ્રેષ્ઠતા નહીં આપે અને જાન—માલને જન્નતની બરાબરીમાં વહાલો ન જાણશે. જેટલી નેકીઓ કરશે ઓછી સમજશે અને પોતાના દરજાત વધારવાના માટે ફરાઈઝ અને નવાફિલનો એહતિમામ કરશે. હકીકતમાં આખિરતની ફિકર રહી જ નથી. જન્નત જેનો કોઈ નમૂનો નથી અને કિંમતી વસ્તુનું યકીન હોવા છતાં ફરમાંબરદારી અને ઈબાદતમાં કમી કરવી મોટી નાસમજ છે. રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે :

"દોઝખ જેવી વસ્તુ મેં નથી જોઈ, જેના (અઝાબ અને મુસીબત)થી ભાગીને બચવાવાળો સૂઈ રહે અને (એવી રીતે) જન્નત જેવી રગબત (ઈચ્છા) અને મજાની વસ્તુ મેં નથી જોઈ, જેને તલબ કરવાવાળો સૂઈ રહે." (તિરમિઝી)

મતલબ આ છે કે દોઝખની મુસીબતો અને તકલીફોનું યકીન કરવા પર દોઝખનું જ કામ કરતો ચાલ્યો જાય અને જન્નતનો શોખ (ઈચ્છા) રાખવાવાળો ગફલતની ઊંઘથી સૂતો રહે અને નેક અમલોની ફિક્ર ન કરે. આ મોટા અચંબાની વાત છે. આમ તો દુનિયામાં એવા લોકો પણ છે, જે સુસ્તી (ગફલત)ના કારણથી તકલીફો ઉઠાવે છે અને પોતાના

શોખની વસ્તુઓ હાસિલ કરવાથી મહરૂમ (વંચિત) રહે છે, પરંતુ દોઝખથી બચવાનો ઈરાદો રાખવાવાળો ગફલતમાં પડયો રહે અને જન્નતનો તલબ કરવાવાળો સુસ્તીમાં ઉમર વિતાવી આપે, આ ઘણું વધારે આશ્ચર્યજનક છે.

દુનિયાની જિંદગી એક સફર છે, જેની છેલ્લી મંઝિલ મુઅમિન બંદાઓના માટે જન્નત છે, પરંતુ જન્નતના માટે મહેનતની જરૂરત છે, કારણ કે જે વસ્તુઓ જે પ્રમાણમાં કિંમતી અને સારી હોય છે, એ જ પ્રમાણમાં વધારે કિંમત (વાળી) હોય છે. હદીસ શરીફમાં ઈરશાદ છે કે :

"જે માણસને (સફરની દૂરી અને પરેશાનીઓથી) ભય હોય તે રાત્રિના શરૂ (ભાગ)માં રવાના થઈ જાય છે અને જે માણસ રાત્રિના શરૂમાં રવાના થઈ જાય છે તે મંઝિલે પહોંચી જાય છે. યાદ રાખો ! અલ્લાહનો સોદો મોંઘો છે. યાદ રાખો ! અલ્લાહનો સોદો જન્નત છે, (જેના ખરીદાર બંદાઓ છે)."

દુનિયાની જરૂરતોના માટે જ્યારે કોઈ જરૂરી સફર પર જવાનું થાય છે તો ઘણાં પહેલાંથી ચાલતા થાય છે અને ચેન–સુકૂનને કુરબાન કરીને બરાબર વખત પર આવવાના વખતથી પહેલાં મંઝિલ પર પહોંચી જાય છે. આખિરતના મુસાફિરે આનાથી સબક લેવો જોઈએ અને નફ્સની ફરમાંબરદારીના બદલામાં શરીઅતની ઘણી સારી રીતે પાબંદી (નિયમસર) કરીને આખિરતના સફરને વધારે પડતો કામિયાબ બનાવવો જોઈએ, જેથી મોંઘો સોદો એટલે કે જન્નત હાથથી જવા ન પામે. દુનિયાના સાઝો–સામાન અને મકાન–દુકાન પર કેટલી રકમો લાગે છે અને કેવી કેવી જવાનીઓ ખતમ થાય છે અને કેવા કેવા તંદુરુસ્ત અને તાકાતવર માણસો બરબાદ થાય છે અને ઓરતથી નિકાહ કરવાના માટે કેટલા પ્રમાણમાં તકરાર–

ઝઘડો કરવામાં આવે છે અને કેટલી દોલતો લુંટાવવામાં (બરબાદ) કરવામાં આવે છે. જ્યારે હકીર (ઝલીલ) દુનિયાના માટે ધન–દોલત, તંદુરુસ્તી અને જવાની બરબાદ થઈ રહી છે અને મોટી મોટી કોશિશો કરતા રહે છે. હાલત આ છે કે તે ફના થવાનું છે અને તેને છોડીને ચાલ્યા જવાનું છે તો જન્નત જેવા "દારુલ મકામહ" (રહેવાના સ્થળ)ના માટે અને ત્યાંની નેઅમતો અને લઝ્ઝતો (મજા)ને હાસિલ કરવાના માટે તો ઘણી વધારે જાની અને માલી કુરબાની આપવાની અને મહેનત કરવાની જરૂરત છે :

**બહ્રે ગફલત યહ તેરી હસ્તી નહીં,**
**દેખ જન્નત ઇસ કદર સસ્તી નહીં,**
**રહગુઝર દુનિયા હૈ યહ બસ્તી નહીં,**
**જાએ ઇશ્રતો–મસ્તી નહીં.**

## દુનિયાને જન્નત બનાવનારાઓ પોતાના પિતાના જન્નતનો હાલ જોઈ લો

કૌમે આદમમાં બે બાદશાહ થયા : શદીદ–શદ્દાદ. એમની રાજગાદી યમન દેશમાં અદન (શહર)ના નજીક હતી. આ બન્ને બાદશાહ આખી પૃથ્વીની સપાટી પર હુકૂમત કરતા હતા. એમના પાસે ઘણું લશ્કર અને અગણિત ખઝાનો હતો, પરંતુ શદીદના મરવા પછી હુકૂમતનું કામકાજ એના ભાઈ શદ્દાદે સંભાળ્યું અને તે રાજગાદી પર બેઠો. શદ્દાદે હુકૂમત સંભાળવાના સાથે જ હુકૂમતને ઘણી જ તરક્કી આપી અને તેને ઘણી જ બુલંદી પર પહોંચાડી આપી. અહિંયા સુધી કે દુનિયામાં જે પ્રમાણમાં પણ બાદશાહ અને હુકૂમત કરવા–વાળા હતા, કોઈ માણસ પણ એની વિરુદ્ધ મારવાની તાકાત

પણ રાખતો ન હતો. આજ કારણથી તેને ખુદા હોવાનો દાવો કર્યો. આથી જમાનાના આલિમો અને મુકર્રિરો (નસીહત કરવાવાળાઓ)એ તેને ઘણો સમજાવ્યો કે અલ્લાહની ઈબાદત કર. તેની ઈબાદતમાં આ આ ફાયદાઓ છે. આ બદનસીબે જવાબ આપ્યો કે જે ધન–દૌલત, હુકૂમત અને ઈઝ્ઝત મને હાસિલ છે, અલ્લાહની ઈબાદત કરવામાં આનાથી વધારે બીજી શું વસ્તુ મળશે અને જે માણસ કોઈની ગુલામી કરે છે એના બે કારણો હોય છે : (૧) ક્યાં તો હોદ્દાની પ્રગતિ માટે, (૨) અથવા તો માલ–મિલકત હાસિલ કરવા માટે અને તમને ખબર છે કે આજે જે મારો હોદ્દો છે દુનિયામાં આનાથી વધીને કોઈ હોદ્દો નથી અને જેટલી મારી પાસે માલ–મિલકત છે એનાથી વધારે કોઈ માણસની પાસે કોઈ માલ–મિલકત નથી. આ હાલતમાં મારે શું જરૂરત છે કે હું કોઈની ફરમાંબરદારી–ગુલામી અને સેવા કરું. બધી વસ્તુઓ ફના (ખતમ) થઈ જશે. કોઈ વસ્તુ પણ તારી પાસે ન રહેશે. જો તું અલ્લાહની ઈબાદત કરીશ તો તેના બદલામાં હંમેશા રહેવાવાળી એવી ઈનામમાં જન્નત હાસિલ કરીશ કે જે બધી દુનિયાની હુકૂમત અને ખઝાનાઓથી સારી છે. આ સાંભળીને ઉલમાથી નીચે વર્ણન કરેલી વાતચીત કરી.

**શદ્દાદ :**– તે જન્નતમાં શું શું વસ્તુઓ હશે ? ઉલમાએ એના વખાણ અને એની ખૂબીઓ નબીઓથી સાંભળી હતી, તે બધી તેની સામે બયાન કરી આપી કે તેનાં વૃક્ષો આવા હશે, એની નહેરો આવી હશે. એની બનાવટ, એના કપડાં, એની ઔરતોની હાલત મતલબ કે જે કંઈ એની જાણકારી હતી બધું જ શદ્દાદને વિગતવાર બતાવી આપ્યું. આ વિગતવાર વાતોને સાંભળીને શદ્દાદે કહ્યું કે વાહ ! હું તો સમજતો હતો કે જાણે તે જન્નત કેવી હશે ? જો તમારા ખુદાની આ જ જન્નત છે તો

મને તે જન્નતની કોઈ જરૂરત નથી, કારણ કે હું પણ આવી જન્નત પોતાની હુકૂમતમાં તૈયાર કરાવી શકું છું. ઉલમા આ બકવાસને સાંભળીને ચૂપ થઈ ગયા અને સમજી ગયા કે આ નહીં માનશે. પછી આનાથી વધારે કોઈ વાત કહેવી બેકાર છે. આથી પોતાના ઘરે ચાલ્યા આવ્યા અને શદાદે ખુદાથી મુકાબલો કરવાની સ્કીમ શરૂ કરી આપી.

## જન્નતની તૈયારીનો હુકમ

શદાદે પોતાના ભરોસાપાત્ર સરદારોમાંથી આ કામના માટે સો માણસોને પસંદ કર્યા અને પ્રત્યેકના હાથ નીચે એક એક હજાર માણસો આપ્યા. જેમ કે જન્નતની તૈયારીના માટે એક નવી કચેરી બનાવી, જેના કામ કરવાવાળાઓની ગણતરી એક લાખથી વધારે હતી. કોઈ અફસર (સરદાર)ના ઝિમ્મે સપ્લાયનું કામ નક્કી કર્યું. કોઈના ઝિમ્મે એન્જિનિયરીંગ અને નકશાની તૈયારી વગેરે. કોઈના ઝિમ્મે હિસાબ—કિતાબ વગેરે સોંપી આપ્યું અને દુનિયાના દરેક મુલ્ક (દેશ) અને રાજયમાં બાદશાહી તરીકાથી આદેશો રવાના કર્યા, જે પ્રમાણમાં પણ સોનું—ચાંદી અને જવાહિરાત ખઝાનાઓમાં હાજર હોય તેને કાઢવામાં આવે અને હુકમ પહોંચતાં જ બધું મોકલી આપવામાં આવે. બાંધકામની કચેરીવાળાને હુકમ આપ્યો કે અદન પહાડના નજીક ચાલીસ કોસ (એટલે કે બે માઈલ—ત્રણ કિલોમીટરનું અંતર) મુરબ્બા (એટલે કે જેની લંબાઈ અને પહોળાઈ બરાબર હોય) વિસ્તાર લેવામાં આવે અને જગ્યા ઉપર જન્નતની દાગબેલ (એટલે કે ઈમારતની સીમા નક્કી કરવા માટે લગાવવામાં આવતું નિશાન) નાખવામાં આવે અને એનો પાયો એ પ્રમાણમાં ઊંડો ખોદવામાં આવે કે તે

પાયાઓ પાણીના નજીક પહોંચી જાય અને એને સંગે સુલયમાની (બે રંગના ધારીદાર પથ્થર)થી ભરી આપવામાં આવે. જયારે (પાયાઓ) ભરાઈ જાય અને જમીનના બરાબર થઈ જાય ત્યારે આ બુનિયાદો પર એ રીતે ચુનાઈ (ચણવાનું કામ) શરૂ કરવામાં આવે કે એક ઈંટ ચાંદીની અને એક ઈંટ સોનાની રાખવામાં આવે. આ રીતે એની ચાહતના મુતાબિક બાંધકામ શરૂ થયું. પાયાઓ ભરવામાં આવ્યા. દીવારોમાં સોના–ચાંદીની ઈંટો લગાડવામાં આવી અને દીવારની ઊંચાઈ તે જમાનાના ગઝોથી (ગઝ–સવા બે ફૂટના માપનું નામ છે) પાંચસો ગઝની રાખવામાં આવી અને દીવારો એ પ્રમાણે ખૂબસૂરત અને ચમકદાર હતી કે જયારે સૂરજ નીકળતો હતો તો એની ચમકથી તે દીવારો પર નજર ન થોભી શકતી હતી. પછી આ ચાર દીવારીમાં હજાર મહેલ તૈયાર કરાવવામાં આવ્યા અને દરેક મહેલમાં એક હજાર સુતૂન (પાયા) રાખવામાં આવ્યા અને દરેક સુતૂનમાં જવાહિરાતથી કારીગરી કરાવવામાં આવી અને તે ચાર દીવારીમાં એક નહેર બનાવવામાં આવી અને દરેક મહેલમાં હૌઝ અને નાના હૌઝ તૈયાર કરાવવામાં આવ્યા અને આ નહેરથી દરેક મહેલની નીચે એક એક નહેર ચાલુ કરાવી, જેથી દરેક મકાનમાં કાયમના માટે ફુવારા ઊભરતા રહે. હૌઝ અને નાના હૌઝ દરેક સમયે પાણીથી ભરાયેલા રહે. આ નહેરોનો વચલો ભાગ યાકૂત અને ઝુમુર્રદ, મરજાન અને નીલમથી ભરી આપવામાં આવ્યો અને તે નહેરોના કિનારાઓ પર બનાવટી ઝાડ લગાવવામાં આવ્યાં, જેનાં મૂળ સોનાના અને ડાળીઓ અને પાંદડાંઓ ઝુમુર્રદના અને ફૂલો–ફળ સાચાં મોતીઓ અને લાલ યાકૂત અને બીજા અલગ અલગ પ્રકારના જવાહિરાતના બનાવીને લટકાવવામાં આવ્યા. દુકાનો અને દીવારોને મુશ્ક અને ઝાફરાન, અંબર અને ગુલાબની સાથે

મિલાવીને સજાવટ કરાવવામાં આવી અને સોનાના પાણી સાથે એની કારીગરી કરાવવામાં આવી અને ખૂબસૂરત અને સારા અવાજવાળું જાનવર તે જન્નતમાં છોડવામાં આવ્યું અને તે જન્નતની ચારે બાજુ એક હજાર સોના અને ચાંદીના ચબૂતરા બનાવ્યા, જેથી ચોકીદાર એની ઉપર બેસીને પોતપોતાની વારીથી ચોકીદારી કર્યા કરે અને જ્યારે આ જન્નત બની ગઈ તો હુકમ આપવામાં આવ્યો કે આખી જન્નતમાં કાલીન અને રેશમી જરી–કસબનું પાથરણું બિછાવવામાં આવે અને સોના–ચાંદીની રકાબીઓ અને પ્યાલાઓ વગેરે બધું મકાનોમાં તરતીબથી ગોઠવી આપવામાં આવે અને કોઈ નહેરમાં મીઠું પાણી અને કોઈમાં શરાબ અને કોઈમાં દૂધ અને કોઈમાં મધ ચાલુ કરાવવામાં આવે અને બજાર અને દુકાનોને કિનખ્વાબ અને તારથી જડેલા સોના–ચાંદીના પર્દાઓથી સજાવવામાં આવે અને દરેક ધંધા–વાળાઓને હુકમ આપવામાં આવે કે પોતપોતાના ધંધામાં દરેક માણસ મશગૂલ (લાગેલો) રહે અને જે ચાહે (પસંદ) કરે તે કરે અને આખા રાજ્ય (સલતનત)માં હુકમ મોકલ્યો કે દરેક જગ્યાએથી દરેક મોસમમાં ઊંચી જાતના ફળ અને અલગ અલગ પ્રકારનો ઊંચી જાતનો ખોરાક અહિંયા રવાના કરવામાં આવે. મતલબ આ કે એક લાખથી વધારે માણસોએ ત્રણ સો (૩૦૦) વર્ષમાં આ શાન–શૌકત (ઠાઠમાઠ)ની સાથે આ જન્નત તૈયાર કરી. આની તૈયારી પછી પોતાના બધા જ હુકૂમતના સભ્યો, વઝીરો અને માલદારોને હુકમ આપ્યો કે બધા લોકો શણગાર અને છેલપણા (ઠાઠમાઠ) સાથે મારી જન્નતમાં જઈને રહે અને પોતે પણ પોતાની જન્નતમાં રોકાવાના મકસદથી પોતાનું લશ્કર અને સિપાહીઓને પોતાની સાથે અસલી ખિલાફતના રહેઠાણથી કૂચ કરી. પોતાની સાથે તે આલિમોને પણ લીધા, જે એને ખુદાની

જન્નતની લાલચ આપતા હતા અને તેમને શરારત અને ગુસ્તાખીથી રોકતા હતા. રસ્તામાં આ આલિમોને કહેવા લાગ્યો કે તમે આ જ જન્નતના માટે મને કહેતા હતા કે કોઈ બીજાના સામે માથું ઝુકાવીશ અને ઝલીલ (રુસવા) થઈ જઈશ અને હવે મારી કુદરત (પ્રકૃતિ) અને તમારા ખુદાથી બેનિયાઝી તમો લોકોને સારી રીતે ખબર પડી જશે. આ રીતે આ ઠાઠમાઠની સાથે આ જન્નતના નજદીક પહોંચ્યો. જન્નત-વાળાઓ જન્નતની બહાર એના સ્વાગતમાં નીકળ્યા. સોનું-ચાંદી અને જવાહિરાત (રત્નો) એને અર્પણ કરવા લાગ્યા અને ભેટ (ઉપહાર) જે અલગ અલગ પ્રકારની હતી એની ખિદમતમાં હાજર કરવામાં આવી. શદાદ આ તકબ્બુરની સાથે પોતાની જન્નતની તરફ ચાલી રહ્યો હતો, જયારે જન્નતના દરવાજા પર પહોંચ્યો તો એના પાછળ લાખો-કરોડો તમાશો જોનાર હતા. શદાદની સવારી આગળ આગળ ચાલી રહી હતી. ખુશીનું વાજું વાગી રહ્યું હતું. નફીરી (શહનાઈ) (વાંસળી)ની અવાજ મસ્ત કરી રહી હતી. શદાદનો ચહેરો ખુશીના કારણથી ફૂલની જેમ ખીલી રહ્યો હતો, પરંતુ આ સામાન, ઠાઠમાઠની સાથે જેવો જ શદાદે જન્નતના દરવાજા પર કદમ મૂકયો તે જ વખતે આસમાનની તરફથી એક એવી ભયાનક અને સખત અવાજ આવ્યો કે બધા જ સાથીઓ હલાક થઈ ગયા અને શદાદ પણ આ ભયાનક ડરાવનારી અવાજ સાંભળીને બેભાન થઈને ઘોડા પરથી પડી ગયો અને નવસો (૯૦૦) વર્ષની ઉંમરમાં લાખો હસરતો (અફસોસ)ની સાથે હલાક થઈ ગયો અને પોતાની બનાવેલી જન્નતને જોવાની કરોડો તમન્નાઓ દિલની દિલમાં જ લઈ ગયો અને એની લાખો તમન્નાઓ અને કરોડો હસરતોને માટીમાં મિલાવી આપવામાં આવી. અહિંયા સુધી કે ઈઝરાઈલ (અલૈ.) પણ અલ્લાહના હુકમથી એની જાન

કબજે કરી રહ્યા હતા, પરંતુ દિલમાં નરમી અને આંખોથી આંસુ વહેતા હતા. આ રીતે એક સમયે હઝરત ઈઝરાઈલ (અલૈ.)એ હક તઆલાથી ગુઝારિશ કરી કે મને કોઈની રૂહ કાઢતાં કદી રહમ નથી આવી, પરંતુ બે માણસોની રૂહ કાઢતાં ઘણી જ રહમ આવી. જો આપનો હુકમ ન હોત તો ક્યારેય એમની રૂહ ન કાઢત. એક તો તે છોકરા પર જેની માં હોડીના તખતા (લાકડા) પર રહી ગઈ હતી અને તે નવું પેદા થયેલ બાળક પોતાની માંના સાથે તે તખતા પર રહી ગયું અને તારો હુકમ થયો કે તેની માંનો જીવ કબજે કરી લે. તે સમયે મને દયા આવી કે આ બાળકની દેખભાળ કોણ કરશે ? બીજો તે બાદશાહ જેણે મોટી મોટી ઉમ્મીદોની સાથે એ બેમિસાલ જન્નત તૈયાર કરાવી અને જ્યારે તે તૈયાર થઈ ગઈ અને એને જોવાના માટે તે આવ્યો, જે સમયે એણે પોતાનો કદમ દરવાજામાં મૂક્યો તો હુકમ થયો કે જા, તેની રૂહ કબજે કર. તે સમયે પણ મને ઘણી નરમી આવી કે તું જ જાણે છે કે એની શું શું હસરતો દિલની દિલમાં રહી ગઈ. હક તઆલાએ એના જવાબમાં ઈરશાદ ફરમાવ્યો કે બાદશાહ તે જ છોકરો હતો, જેને અમે માં—બાપ વગર પરવરિશ કરાવીને તે દરજા (મરતબા)એ પહોંચાડયો હતો. આથી અય ઈઝરાઈલ (અલૈ.) ! તેં બધી મખ્લૂકમાં બન્ને વખતે શદાદ પર જ રહમ કરી. (તફસીરે ફત્હુલ અઝીઝ)

## જન્નતનાં ખૂબસૂરત દશ્યો

### નબી, સિદીક અને શહીદનો મહેલ

**હદીસ :** હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં એક મહેલ એવો છે, જેમાં નબી અથવા સિદીક અથવા શહીદ અથવા ઈન્સાફ કરવાવાળા બાદશાહના સિવાય કોઈ નહીં જઈ શકશે તો હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું : જો અલ્લાહ ચાહે નુબુવ્વત (ના સિલસિલાને) તો અલ્લાહે (આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર) પૂરો કરી દીધો છે અને શહાદત તો મારા નસીબમાં ક્યાં (પરંતુ હઝરત ઉમર (રદિ.) પણ શહીદ થયા હતા) અને ઈન્સાફવર બાદશાહ બનવાનું તો જો અલ્લાહે ઈચ્છયું તો (બની શકીશ). આં હઝરત (સલ્લલ્લાહ અલયહિ વ સલ્લમ)એ દુઆ ફરમાવી : اَللّٰهُمَّ ارْزُقْ عُمَرَ ذٰلِكَ۔

અય અલ્લાહ ! ઉમરને પણ આ મહેલ અતા ફરમાવ.

## એક મહેલમાં ચાળીસ મહેલો

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

મુઅમિનનું ઘર જન્નતમાં એક જ ચમકદાર મોતીનું હશે, જેમાં ચાળીસ મહેલો હશે. એના વચમાં એક ઝાડ હશે, જે લિબાસ (પહેરવેશ) ઉગાડશે અને લુઅ્લુઉ અને મરજાનથી ઘેરાયેલ હશે.

## મહેલોના બાંધકામની ભવ્યતા

**હદીસ :** હઝરત લૈસ બિન અબ્દુલ્લાહ બિન જાફર

(રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતના મહેલોનો જાહેરી (બહારનો) ભાગ લાલ સોનાનો છે અને જેનો અંદરનો ભાગ લીલા ઝબર્જદ (એક પ્રકારનું રત્ન)નો છે. એના ગુંબદ યાકૂતના છે અને કાંકરા મોતીના છે.

## દરેક મુઅમિન માટે નવ શાનદાર મહેલો

**હદીસ :** હઝરત હસન બસરી (રહ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતના મહેલોમાંથી દરેક મુસલમાનના માટે નવ મહેલ હશે. એક મહેલ ચાંદીનો હશે, જેની ટોચ (કિલ્લાનો બુરજ) સોનાની હશે. એક મહેલ સોનાનો હશે જેની ટોચ ચાંદીની હશે. એક મહેલ લુઅલુઉ (મોતી)નો હશે, જેની ટોચ યાકૂતની હશે. એક મહેલ યાકૂતનો હશે, જેની ટોચ લુઅલુઉની હશે. એક મહેલ ઝબર્જદનો હશે, જેના બુરજ યાકૂતના હશે. એક મહેલ એવા નૂરનો હશે કે જેનાથી આંખો અંજાય જશે. એક મહેલ એવો હશે કે (દુનિયાની) આંખો એને જોવાની તાકાત નથી રાખતી અને એક મહેલ અર્શના કલર (રંગ)ની જેમ છે અને દરેક મહેલ આઠસો કિલોમીટરમાં છે અને એમાંથી દરેક મહેલના એક હજાર દરવાજાના પરદા છે.

# મહેલોના સહેલ-સપાટા

હઝરત ઝહહાક બિન મઝાહિમ (રહ.) ફરમાવે છે કે જયારે જન્નતી જન્નતમાં ચાલ્યા જશે તો તેમાંથી દરેક મર્દને એક ફરિશ્તો મળશે, જે તેને હાથથી પકડીને ચાંદીના એક મહેલની પાસે લાવશે, જેના ગુંબજ સોનાના હશે અને એની આજબાજુ ઝાડો હશે. એના દરેક ગુંબજની વચમાં ઘણી નહેરો હશે. એક ગુલામ એને અવાજ આપશે, મરહબા ! અય અમારા સરદાર અને મૌલા ! પછી તે પોતાના મહેલમાં દાખલ થશે અને જે કંઈ અલ્લાહ તઆલાએ એ . માટે તૈયાર કરી રાખ્યું છે એને આપશે. પછી ફરિશ્તો તેનો હાથ પકડીને લુઅલુઉના મહેલ પર લાવશે, જેના ગુંબજ યાકૂતના હશે. એની આજુબાજુ ઝાડ હશે અને નહેરો દરેક બે ગુંબજોની વચમાં વહેતી હશે. એક ગુલામ એને પુકારીને કહેશે : મરહબા ! અય અમારા સરદાર અને આકા ! પછી તે ફરિશ્તો એને લઈને મહેલમાં દાખલ કરશે, જે કંઈ અલ્લાહ તઆલાએ એના માટે તૈયાર કર્યું છે એને દેખાડશે. પછી તેનો હાથ પકડીને ઝબર્જદના મહેલ પર લાવશે, જેના ગુંબજ યાકૂતના હશે. એની આજુબાજુ ઝાડ અને નહેરો હશે. દરેક બે ગુંબજોના વચમાં એક ફરિશ્તો તેને અવાજ આપશે; મરહબા ! અય અમારા સરદાર અને મૌલા ! પછી એને મહેલમાં દાખલ કરશે અને જે કંઈ અલ્લાહ તઆલાએ એના માટે તૈયાર કર્યું છે એની દેખરેખ કરશે. આ રીતે એક મહેલથી બીજા મહેલની સહેલ કરાવવામાં આવશે. અહિંયા સુધી કે તે બધા મહેલોની સહેલ કરશે. પછી ફરિશ્તો એને કહેશે; અય અલ્લાહના દોસ્ત ! આ બધા મહેલો જેનું તમે નિરીક્ષણ કર્યું છે અને ચાંદીના મહેલોથી લઈને આ મહેલ

સુધી પધાર્યા હતા, આ અને બીજું જે કંઇ આ મહેલોની વચમાં છે એ બધું તમારા માટે છે.

## નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે એક હજાર મહેલો

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

અને આખિરત આપના માટે દુનિયાથી અનેકગણી સારી છે. આની તફસીરમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે, અલ્લાહ તઆલા આપ હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જન્નતમાં લુઅલુઉના એક હજાર મહેલો અતા કરશે, જેની માટી કસ્તૂરીની હશે અને દરેક મહેલના માટે શણગાર, આરામ અને રાહત બધી વસ્તુઓ હાજર હશે.

## ચાર અરબ નેવું કરોડ મકાનો

**હદીસ :** હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિ.) ફરમાવે છે, જન્નતમાં એક નહેર છે, જેની બાજુમાં ઘણા જ કિલ્લા છે અને હરિયાળી છે. એમાં સિત્તેર હજાર મહેલો છે. દરેક મહેલમાં સિત્તેર હજાર મકાનો છે. એમાં નબી અથવા સિદ્દીક અથવા શહીદ અથવા ઈન્સાફવર બાદશાહના સિવાય કોઈ દાખલ થઈ શકશે નહિ.

નોંધ : ૧ અરબ – ૧૦૦ કરોડ
૪ અરબ – ૪૦૦ કરોડ

## નબી, સિદ્દીક, ઈન્સાફવર ઈમામ અને મુહકમ ફી નફસિહીના ચાર અરબ નેવું કરોડ કમરાઓ

હઝરત કઅબે અહબાર (રહ.) ફરમાવે છે કે જન્નતમાં એક મહેલ છે, જેમાં સિત્તેર હજાર ઘર છે. દરેક ઘરમાં સિત્તેર હજાર રૂમ છે. એમાં ન તો કોઈ કાંટ છાંટ હશે, ન તીરાડ હશે, ન જોડાણ હશે. એ એક યાકૂતના ખંભા પર ઊભેલું હશે. એમાં નબી, સિદ્દીક, શહીદ અને ઈન્સાફવર ઈમામ દાખલ થશે.

**નોંધ** : ૧ કરોડ – ૧૦૦ લાખ
૧ અરબ– ૧૦૦ કરોડ
૪ અરબ– ૪૦૦ કરોડ

**ફાયદો :** મુહકમ ફી નફસિહી તે કેદીને કહે છે, જે કોઈ ઈસ્લામના દુશ્મનની કેદમાં હોય, જેને આ કહેવામાં આવે કે યા તો તમે કાફિર થઈ જાઓ, નહીં તો કતલ કરી નાખવામાં આવશે. તો એણે કતલ થઈ જવાનું કબુલ કર્યું, પરંતુ અલ્લાહના સાથે કુફ્ર ન કર્યું.

## ઈબ્રાહીમ (અલૈ.)નો મહેલ

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જન્નતમાં એક લુઅલુઉનો મહેલ છે, જેમાં ન તો કોઈ તિરાડ છે અને ન (બાંધકામની) કમઝોરી છે. એને

અલ્લાહ તઆલાએ પોતાના (દોસ્ત) ખલીલ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના માટે તૈયાર કર્યો છે.

## ઉમર (રદિ.)નો મહેલ

**હદીસ :** હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : મેં પોતાને જોયો કે જન્નતમાં દાખલ થયો છું અને એક મહેલ જોયો કે જેના સહનમાં એક છોકરી હાજર હતી. મેં પૂછયું કે આ મહેલ કોનો છે ? તો એમણે બતાવ્યું કે ઉમર બિન ખત્તાબ (રદિ.)નો છે. તો મેં કહ્યું કે દાખલ થઈને જોઉં, પરંતુ મને તમારી ગયરત યાદ આવી ગઈ.

તો હઝરત ઉમર (રદિ.)એ અરજ કરી કે મારા માં—બાપ આપ પર કુરબાન યા રસૂલલ્લાહ (સલ.) ! હું આપ પર ગયરત ખાઈશ.

## એક અરબ હૂરે ઈનવાળો મહેલ

હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)એ આ આયત પઢી :

جَنّٰتِ عَدۡنٍ ؕ (الصّف ٦١:١٢، پارہ ٢٨)

પછી ફરમાવ્યું કે જન્નતમાં એક પ્રકારનો મહેલ છે, જેના ચાર હજાર દરવાજાના પરદા છે. દરેક દરવાજા પર પચ્ચીસ હજાર હૂરે ઈન છે. એમાં ન કોઈ દાખલ થઈ શકશે, પરંતુ નબી. પછી ફરમાવ્યું કે યા રસૂલલ્લાહ (સલ.) ! આ મહેલ આપને મુબારક થાય અથવા સિદ્દીક દાખલ થશે. પછી

ફરમાવ્યું કે હે અબૂ બક્ર (રદિ.) આપને પણ મુબારક થાય અથવા શહીદ દાખલ થશે, પરંતુ ઉમરના માટે શહાદતનો દરજો ક્યાં ? પછી ફરમાવ્યું; તે ઝાત જેણે મને (કુફ્રની) બુરી હાલતમાંથી બહાર કાઢયો, તે એના ઉપર પણ કુદરત ધરાવે છે કે મને શહાદતનો દરજો અતા કરે (આથી આપની આ તમન્ના પણ પૂરી થઈ) અને આપ શહાદતના દરજ્જાથી ગૌરવવંત થયા.)

**ફાયદો :** ચાર હજાર દરવાજાઓના પરદાઓ પૈકી દરેકને જ્યારે પચ્ચીસ હજાર હૂરે ઈનથી ગુણાકાર કરશો તો એનો સરવાળો એક અરબ હૂરે ઈન થાય છે.

## મહેલોની માટી અને પહાડ

હઝરત મુગીરા બિન સમ્મી (રહ.) ફરમાવે છે કે જન્નતમાં અમુક મહેલો સોનાના છે અને અમુક ઝબર્જદના છે. એના પહાડ કસ્તૂરીના છે અને માટી વર્સ (એક પ્રકારની કેસરી રંગની ઘાસ જે કપડું રંગવાના કામ આવે છે) અને ઝાફરાનની છે.

## બે કરોડ, ચાળીસ લાખ, દસ હજાર હૂરોવાળો મહેલ

**હદીસ :** હઝરત ઈમરાન બિન હસીન અને હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આયત :

وَمَسٰكِنَ طَيِّبَةً فِىْ جَنّٰتِ عَدْنٍ ؕ (الصف ١٢:٦١، پاره ٢٨)

ની તફસીરમાં ઈરશાદ ફરમાવ્યો : જન્નતમાં એક મહેલ લુઅલુઉનો હશે. આ મહેલમાં સિત્તેર (૭૦) ઘર લાલ યાકૂતના હશે. પછી દરેક ઘરમાં સિત્તેર રૂમ લીલા ઝમુર્રદના હશે અને દરેક રૂમમાં સિત્તેર તખ્ત હશે અને દરેક તખ્ત પર દરેક રંગના સિત્તેર પલંગ હશે અને દરેક પલંગ પર હૂરે ઈનમાંથી એક ઔરત હશે. દરેક રૂમમાં સિત્તેર દસ્તરખ્વાન હશે. દરેક દસ્તરખ્વાન પર સિત્તેર પ્રકારના ખાણાં પસંદ કરેલા હશે. દરેક રૂમમાં સિત્તેર છોકરા અને છોકરીઓ (ખિદમત કરવાવાળા) હશે. અલ્લાહ તઆલા દરેક મુઅમિનને દરેક સવારે એટલી તાકાત આપશે કે તે આ નેઅમતોથી ફાયદો ઉઠાવશે.

ફાયદો : આ હદીસથી મા'લૂમ થાય છે કે આ મહેલમાં બે કરોડ, ચાળીસ લાખ, દસ હજાર (૨, ૪૦, ૧૦, ૦૦૦) હૂરે ઈન હશે અને આટલા જ રંગનાં ખાણાં અને આટલા જ સેવકો અને સેવિકાઓ હશે.

## અદના દરજાવાળા જન્નતીના એક હજાર મહેલો હશે

હઝરત સઈદ ઈબ્ને જુબૈર (રહ.) ફરમાવે છે કે ઓછા દરજાના જન્નતીના એક હજાર મહેલ હશે. દરેક મહેલમાં સિત્તેર હજાર ખાદિમો હશે, એમાંથી દરેક ખાદિમના હાથમાં મોટો પ્યાલો હશે, જે બીજા ખાદિમના હાથના પ્યાલાની જેમ નહીં હશે.

## અદના જન્નતીનો એક મહેલ

હઝરત ઉબૈદ બિન ઉમૈર (રહ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ઓછા દરજાનો જન્નતી તે માણસ હશે, જેનો એક જ લુઅલુઉ (મોતી)નો એક મહેલ હશે. એના છત પરનું મકાન અને દરવાજા આ જ મોતીના હશે.

## અદના જન્નતીના હજાર મહેલ, હૂરો અને ખાદિમો

**હદીસ :** હઝરત ઈબ્ને ઉમર (રદિ.) બયાન ફરમાવે છે કે અદના દરજાનો જન્નતી તે માણસ હશે, જેના એક હજાર મહેલ હશે. દરેક બે મહેલોના વચમાં એક વર્ષની સફર (અંતર) છે. જન્નતી એના છેલ્લા ભાગને પણ એવી જ રીતે જોશે જેવી રીતે એના નઝદીકના ભાગને જોશે. દરેક મહેલમાં હૂરે ઈન હશે. સુગંધિત છોડ હશે અને નાના નાના છોકરાં હશે. તે જે વસ્તુની તમન્ના કરશે એને હાજર કરવામાં આવશે.

## અદના મુઅમિનનો મહેલ

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે જન્નતમાં મુઅમિનનું ઘર એક જ લુઅલુઉ (મોતી)નું હશે, જેમાં ચાળીસ રૂમ હશે. એની વચમાં એક ઝાડ હશે, જે લિબાસ ઉગાડતું હશે. જન્નતી એની પાસે આવશે (વજનમાં હલકા ફુલકા હોવાના કારણથી) પોતાની એક જ આંગળીના સાથે

સિત્તેર જોડ ઉઠાવશે, જે લુઅલુઉ અને મરજાનથી જડેલાં અને સુસજ્જ હશે.

## મોટી શાનો–શૌકત (ઠાઠમાઠ)નું બાલાખાનું

**હદીસ** : ઈબ્ને ઝૈદ પોતાના બાપથી રિવાયત કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : એક આદમીને એક જ લુઅલુઉથી બનેલા મહેલની પાસે લાવવામાં આવશે. આ મહેલના સિત્તેર બાલાખાના હશે. દરેક બાલાખાનામાં હૂરે ઈનમાંથી એક બીવી હશે. દરેક બાલાખાનાના સિત્તેર દરવાજા હશે. આ જન્નતી પર દરેક દરવાજાથી એવી ખુશ્બૂ દાખલ થશે જે એ ખુશ્બૂથી અલગ હશે, જે બીજા દરવાજાથી દાખલ થશે. પછી આં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અલ્લાહ તઆલાનો આ ઈરશાદ તિલાવત કર્યો :

فَلَا تَعْلَمُ نَفْسٌ مَّآ اُخْفِيَ لَهُمْ مِّنْ قُرَّةِ اَعْيُنٍ ۚ (السجدة ۳۲:۱۶، پارہ ۲۱)

**તરજુમો** : તે કોઈને ખબર નથી, જે જે આંખોની ઠંડક (નો સામાન) એવા લોકો માટે ખઝાન–એ–ગૈબમાં મવજૂદ છે.

## અદન મહેલ

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે

જન્નતમાં એક મહેલ છે, જેનું નામ 'અદન' છે. એની (પાસે) બાજુમાં ઘણાં (મીનાર) ગુંબજ છે. એના પાંચ હજાર દરવાજા છે. દરેક દરવાજા પર પાંચ હજાર પાકીઝહ બેગમો છે, એમાં નબી અથવા સિદ્દીક અથવા શહીદના સિવાય કોઈ દાખલ થઈ શકશે નહીં.

**ફાયદો** : પાંચ હજાર દરવાજા છે. દરેકને પાંચ હજાર (પાકીઝહ બેગમો)થી ગુણાકાર કરે તો એનો સરવાળો ૨,૫૦,૦૦,૦૦૦ (બે કરોડ પચાસ લાખ) થાય છે.

## કુબ્બતુલ ફિરદૌસ, જેના દરવાજા આલિમની કલમ ચાલવાથી ખુલે છે

**હદીસ** : હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : અલ્લાહ તઆલાનો એક કુબ્બો (ગુંબજ) છે, જેનું નામ "ફિરદૌસ" છે. આના દરમિયાન (વચ)માં એક ઘર છે, જેનું નામ દારુલ કરામત (ઊંચા દરજાનું ઘર) છે. એમાં એક પહાડ છે, જેનું નામ જબલુન્નઈમ (નેઅમતોનો પહાડ) છે, એના ઉપર એક મહેલ છે, જેનું નામ કસ્રુલ ફરહ (ફરહત—ખુશી) છે. આ મહેલમાં બાર હજાર દરવાજા છે. એક દરવાજાથી બીજા દરવાજા સુધી પાંચસો વર્ષનું અંતર છે. એમાંથી કોઈ દરવાજો નથી ખુલતો, પરંતુ આલિમની કલમ ચાલવા પર (જ્યારે તે દીનનો કોઈ મસ્અલો લખે છે) અથવા (ઈસ્લામના દુશ્મનો પર) હુમલા કરવાવાળા (મુજાહિદ)ના ઢોલના અવાજ પર, પરંતુ અલ્લાહ તઆલાના નઝદીક (આલિમની) કલમ ચાલવાનો અવાજ સિત્તેર ગણી ફઝીલતવાળો છે, મુજાહિદના તબલાના અવાજથી.

**ફાયદો :** આ હદીસની સનદમાં બે મજહૂલ (ના મા'લૂમ) રાવી છે, પણ ઈમામ ઈબ્ને અસાકિર (રહ.)એ આ હદીસને મુન્કર ઠેરવી છે.

મારા ભાઈઓ ! આ મહેલના બાર હજાર દરવાજા છે. એક દરવાજાથી બીજા દરવાજા સુધી પાંચસો વર્ષનું અંતર છે. બાર હજાર ને પાંચસો થી ગુણાકાર કરો તો સાઠ લાખ વર્ષ બને છે. તો મારા ભાઈઓ ! આ મહેલ કેટલો મોટો હશે. આનો અંદાજ અલ્લાહના સિવાય કોઈ નથી લગાવી શકતું.

## હઝરત ખદીજા (રદિ.)નો મહેલ

**હદીસ :** હઝરત ફાતિમા (રદિ.)એ આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સવાલ કર્યો કે આપણી વાલિદા (માં) હઝરત ખદીજા (રદિ.) કયાં છે ? આપે ઈરશાદ ફરમાવ્યો : સરકુંડા (સરકટ જેવી વનસ્પતિ)ના મહેલમાં, જેમાં કોઈ બેકાર કામ નથી. ન કોઈ થકાવટ, ન કોઈ તકલીફ છે. હઝરત મરયમ (અલૈ.) અને હઝરત આસિયા (ફિરઔનની બીવી)ના વચમાં છે. હઝરત ફાતિમા (રદિ.)એ પૂછયું કે આ મહેલ આ સરકુંડાથી બનાવવામાં આવ્યો છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : નહીં (પરંતુ) તે સરકુંડાથી જે મોતી, લુઅલુઉ અને યાકૂતથી જડવામાં આવ્યો છે.

## મહેલોની છતોનું નૂર

એક હદીસમાં વર્ણન છે કે જન્નતની અમુક છતો એવા નૂરની હશે, જે આંખોને આંજી દેતી વીજળીની જેમ ચમકતી

હશે. જો અલ્લાહ તઆલા જન્નતીઓની નજરોની હિફાઝત ન કરે તો તે વીજળી એમની આંખોને ઊંચકી લે.

## બાલાખાનાઓ (ઝરૂખાઓ)

આ બાલાખાનાઓ કોના માટે હશે ?

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે,

તરજુમો : "જે લોકો પોતાના અલ્લાહથી ડરતા રહ્યા એમના માટે (જન્નત)ના બાલાખાનાઓ છે, જેમના ઉપર બીજા બાલાખાનાઓ છે, જે બનેલા તૈયાર છે."

**હદીસ :** હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જન્નતમાં અમુક એવા બાલાખાનાઓ છે કે એનું બહાર અંદરથી અને અંદર બહારથી દેખાશે. એક ગામડિયા (સહાબીએ) ઊભા થઈને કહ્યું, યા રસૂલલ્લાહ (સલ.) ! આ કોના માટે હશે ? આપે ફરમાવ્યું; એના માટે હશે જે પાકીઝા વાતચીત કરશે અને ખાણું ખવડાવશે અને હંમેશા રોઝા રાખશે અને તે સમયે જ્યારે લોકો સૂતા હોય (ત્યારે) આ રાતના સમયે નમાઝ પઢશે.

**ફાયદો :** આ હદીસનું વિવરણ નીચે જણાવેલ હદીસની સાથે કંઈક આ રીતે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જન્નતમાં અમુક એવા બાલાખાનાઓ હશે જ્યારે એમાં રહેવાવાળો એના અંદર દાખલ થશે તો તેનો એને કોઈ ડર નહીં હશે કે એના પાછળ શું છે ? (કારણ કે એને અંદરથી બહાર નજર આવતું હશે) અને એના બહાર હશે તો તેને એનો ડર નહીં હોય કે

અંદર (બાલાખાનામાં) શું છે ? (કારણ કે એને બાલાખાનાની બહારથી બાલાખાનાની અંદરનો ભાગ નજર આવતો હશે.) અરજ કરવામાં આવી; યા રસૂલલ્લાહ (સલ.) ! આ કોના માટે હશે ? આપે ઈરશાદ ફરમાવ્યો; જે સારા બોલ બોલશે, લગાતાર રોઝા રાખશે અને ખાવું ખવડાવશે, સલામને ફેલાવશે અને નમાઝ પઢશે કે જ્યારે લોકો સૂઈ રહ્યા હોય. અરજ કરવામાં આવી, સારા બોલ શું છે ? ઈરશાદ ફરમાવ્યો :

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

કારણ કે આ કલિમાત કિયામતના દિવસે આ હાલતમાં આવશે કે અમુક આગળ હશે અને અમુક બાજુમાં અને અમુક પાછળ. અરજ કરવામાં આવી; લગાતાર રોઝા રાખવું કેવી રીતે છે ? આપે ઈરશાદ ફરમાવ્યો; તે માણસ જે રમઝાન મહિનાના રોઝા રાખશે, પછી એના પછી એક બીજો રમઝાન મહિનો પામે તો એના પણ રોઝા રાખે (આ રીતે દરેક આવનારી રમઝાનના રોઝા રાખતો રહ્યો. આ લગાતાર રોઝા રાખવું છે.) અરજ કરવામાં આવી; ખાવું ખવડાવવું શું છે ? ઈરશાદ ફરમાવ્યો : જેણે પોતાના બાલ—બચ્ચાઓની પરવરિશ કરી અને એમને ખાણું ખવડાવતો રહ્યો. અરજ કરવામાં આવી; સલામ ફેલાવવું શું છે ? ઈરશાદ ફરમાવ્યો; પોતાના ભાઈ (મુસલમાન)થી મુસાફહો કરવો અને સલામ કરવી. અરજ કરવામાં આવી; જ્યારે લોકો સૂતા હોય તે સમયે નમાઝ શું છે ? ઈરશાદ ફરમાવ્યો : તહજ્જુદની નમાઝ (પઢવી).

## ગુરફાતવાળા ક્ષિતિજમાં ચમકતા તારાઓ સમાન

હદીસ : હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : (અદના મરતબાના) જન્નતવાળાઓ બાલાખાનાવાળા જન્નતીઓને આ રીતે જોશે, જેવી રીતે આ લોકો (દુનિયામાં) આસમાન પર દૂરના તારાઓને જૂએ છે.

## ગુરફા (બાલાખાના) કઈ વસ્તુથી બનાવવામાં આવ્યો છે ?

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

**તરજુમો** : આવા લોકોને બાલાખાના મળશે એમના સાબિતકદમ રહેવાના કારણથી. આ ઈરશાદની તફસીરમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી હઝરત સહલ બિન સઅદ (રદિ.) રિવાયત કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : આ ગુરફા (બાલાખાના) લાલ યાકૂત અને લીલા ઝબર્જદ અને સફેદ ચમકદાર મોતીનું હશે. એમાં ન કાટ—છાંટ હશે, ન સાંધો હશે. (જો કે આ બધા મોતી એક જ લાગશે.)

## અદના જન્નતીના ગુરફાની શાન

હદીસ : હઝરત ઉત્બા બિન ઉમૈર (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

ઈરશાદ ફરમાવ્યો : અદના દરજાનો જન્નતી તે માણસ હશે, જેનું એક ઘર હશે. એક મોતીથી એના બાલાખાના અને દરવાજા બનેલા હશે.

## એક થાંભલા પર બાલાખાનું

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જન્નતમાં યાકૂતનો એક થાંભલો હશે. એના ઉપર ઝબર્જદનો એક ગુરફો (છત) હશે. એના દરવાજા ખુલ્લા હશે. તે એવું ચમકતું હશે જેવી રીતે ચમકદાર તારાઓ ચમકે છે. અમોએ અરજ કરી, યા રસૂલલ્લાહ (સલ.)! એમાં કોણ રહેશે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, તે લોકો જે અલ્લાહના માટે આપસમાં મુહબ્બત કરતા હશે, અલ્લાહના માટે આપસમાં ખર્ચ કરવાવાળા હશે અને આપસમાં અલ્લાહની ખુશીના માટે મુલાકાત કરતા હશે.

## ચાર હજાર એવા બાલાખાના, જે ન ઉપરથી લટકાવવામાં આવ્યા છે, ન એના નીચે સુતૂન છે

**હદીસ :** હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જન્નતમાં અમુક ગુરફાત એવા છે, જે ન ઉપરથી કોઈ વસ્તુના સાથે લટકાવવામાં આવ્યા છે અને ન એના નીચેથી કોઈ સુતૂન હશે. અરજ કરવામાં આવી; યા

રસૂલલ્લાહ (સલ.) ! આ ગુરફાતવાળા એમાં કેવા દાખલ થશે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જન્નતી એમાં પક્ષીઓની જેમ દાખલ થશે. અરજ કરવામાં આવી; યા રસૂલલ્લાહ (સલ.) ! આ કોના માટે હશે ? ઈરશાદ ફરમાવ્યો : બીમારીઓવાળા, દર્દોવાળા અને મુસીબતોવાળા (લોકોના માટે).

**ફાયદો** : સિફતુલ જન્નત ઈબ્ને કસીરના (હાંસિયો લખનારે)એ મઆલીકનો અર્થ છતોની સાથે કર્યો છે.

## સેવા કરનારી છોકરીઓવાળું બાલાખાનું

હઝરત ઈબ્ને વહબ (રહ.) ફરમાવે છે કે જન્નતમાં એક ગુરફો એવો છે, જેનું નામ "સબા" છે. જયારે અલ્લાહનો વલી એમાં જવાનું ઈચ્છશે તો હઝરત જિબ્રઈલ (અલૈ.) આ ગુરફાની પાસે જઈને (તે જન્નતીને ઉપર ચઢાવવાના માટે) પુકારશે તો હઝરત જિબ્રઈલની આંગળીઓના સામે ઊભો થઈ જશે. (આંગળીઓના સામે એટલા માટે ઊભો હશે કે હઝરત જિબ્રઈલ (અલૈ.)નું કદ ઘણું જ મોટું છે અને એનું કદ એટલું જ નાનું હશે). આ ગુરફા (બાલાખાનામાં) ચાર હજાર સેવા કરવાવાળી લાયક છોકરીઓ હશે, જે પોતાના દામન અને વાળને નાઝો અંદાઝથી ઉઠાવતા ચાલશે અને તે ઊદની અંગેઠી (સગડી)થી સુગંધ હાસિલ કરશે.

## સિત્તેર હજાર બાલાખાના

**હદીસ** : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)થી

રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

અલ્લાહની ખુશીમાં આપસમાં મુહબ્બત કરવાવાળા (મુસલમાન)લોકો લાલ યાકૂતના એક સુતૂન પર બિરાજમાન હશે. એ સુતૂનની ટોચ પર સિત્તેર હજાર બાલાખાના (ગુરફાત) હશે. એમનું હુસ્ન જન્નતવાળાઓના માટે એવું રોશન હશે જેવી રીતે કે દુનિયાવાળાઓના માટે સૂરજ ચમકે છે. જન્નતી એકબીજાને કહેશે, અમારી સાથે ચાલો. અહિંયા સુધી કે અમે અલ્લાહ તઆલાના માટે આપસમાં મુહબ્બત કરવાવાળાઓની ઝિયારત કરી આવીએ. પછી જ્યારે આ લોકો એમને છુપાઈને જોશે તો એમનું હુસ્ન જન્નતવાળાઓના સામે એવું ચમકશે જેવી રીતે સૂરજ દુનિયાવાળાઓના માટે ચમકે છે. એમના ઉપર સુન્દુસનો લીલો લિબાસ હશે. એમની પેશાનીઓ પર લખેલું હશે કે આ લોકો અલ્લાહ તઆલાની ખુશી અને મુહબ્બતની શોધના માટે આપસમાં મુહબ્બત કરતા હતા.

**ફાયદો :** આ હદીસ ઈમામ ઈબ્ને અબી શયબા (રહ.)એ આ રીતે રિવાયત કરી છે કે આપસમાં ફક્ત અલ્લાહની ખુશીના માટે મુહબ્બત કરવાવાળા (પોતપોતાના) લાલ યાકૂતના થાંભલા પર હશે. આના ઉપર સિત્તેર હજાર બાલાખાનાઓ હશે. આ બીજા જન્નતીઓને જોતા હશે. એમાંથી જ્યારે કોઈ છુપાયને જોશે તો એનું હુસ્ન જન્નતીઓના ઘરોને ઘણું રોશન કરી આપશે. જે રીતે સૂરજ પોતાની રોશનીના સાથે દુનિયાવાળાઓના ઘરોને રોશન કરી આપે છે. આપે ફરમાવ્યું; પછી જન્નતવાળાઓ (બીજા જન્નતીઓને) કહેશે, અમારી સાથે આ હઝરાતની પાસે ચાલો, જે આપસમાં ફક્ત અલ્લાહના માટે મુહબ્બત કરતા

હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, આ રીતે આ જન્નતી (પોતપોતાની જન્નતોથી) નીકળશે અને એમના ચહેરાઓને ચૌદમી રાતના ચાંદની જેમ (રોશન) જોશે. એમના ઉપર લીલો લિબાસ હશે. એમના ચહેરાઓ પર લખેલ હશે; આ છે ફક્ત અલ્લાહના માટે આપસમાં મુહબ્બત કરવાવાળા.

## બાલાખાનામાં રહેવાવાળા ખાસ લોકો

**હદીસ :** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતી બાલાખાનાવાળાઓને પોતાના ઉપરથી એવી રીતે જોશે જેવી રીતે તમે પૂર્વ અથવા પશ્ચિમના ઉફુકમાં ઘણા દૂર હલકી હલકી રોશની કરવાવાળા તારાઓને જુઓ છો. આ ફર્ક એમની વચમાં નેક અમલોના કારણથી હશે. સહાબએ કિરામ (રદિ.)એ પૂછયું, યા રસૂલલ્લાહ (સલ.) ! શું અંબિયાએ કિરામની મંઝિલો હશે કે એમના સુધી કોઈ બીજું નહીં પહોંચી શકે ? તો જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : કેમ નહીં પહોંચી શકશે. મને તે ઝાતની કસમ, જેના કબજામાં મારો જાન છે, (એમાં) તે લોકો જશે, જેઓ અલ્લાહ પર ઈમાન લાવ્યા અને રસૂલોને સાચા માન્યા.

## તંબૂઓ

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે : હૂરો છે

થોભવાવાળીઓ તંબૂમાં.

## સાઠ (૬૦) માઈલનો તંબૂ

**હદીસ :** હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં મુઅમિનના માટે એક જ મોતીનો એક તંબૂ હશે, જેની લંબાઈ સાઠ (૬૦) માઈલ સુધી હશે. એમાં મુઅમિનની બીવીઓ હશે. મુઅમિન તે બધાની પાસે જઈને સોહબત (સંભોગ) કરશે ને તે બીવીઓ એક બીજાને (આ હાલતમાં) જોઈ શકશે.

**ફાયદો :** આ તંબૂઓ ન તો બાલાખાનું (છત) હશે અને ન મહેલો, પરંતુ આ બગીચાઓમાં અને નહેરોના કિનારાઓ પર બનાવવામાં આવેલાં હશે.

## તંબુ કેમ લગાવવામાં આવ્યા ?

હઝરત અબૂ સુલયમાન દારાઈ (રહ.) ફરમાવે છે કે હૂરો તેમને નવા તરીકાથી પેદા કરવામાં આવે છે, જ્યારે એની તખ્લીક (રચના) પૂરી થઈ જાય છે તો ફરિશ્તા એની ઉપર તંબૂ ઊભા કરી આપે છે. અમુક બુઝુર્ગો ફરમાવે છે, તંબૂ તે વખતે ઊભા કરે છે, જ્યારે તે જવાન હોય છે, કારણ કે નવજવાન છોકરીની આદત આ છે કે તે પરદાની સાથે એકલી રહેવાને પસંદ કરે છે. અહિંયા સુધી કે એને શવહર લઈ જાય. આ રીતે અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાએ પણ હૂરોને પેદા

કરી અને એમને તંબૂના પરદામાં પાબંદ (વિવશ) કરી આપી. અહિંયા સુધી કે તેમને પોતાના અવલિયા (દોસ્તો)ની સાથે મેળાપ (મુલાકાત) કરાવી આપે.

## પસંદ કરેલ બીવીઓના તંબૂઓ

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે મુસલમાનની એક ઘણી મનપસંદ બીવી હશે અને દરેક મનપસંદ બીવીની માટે એક તંબૂ હશે અને દરેક તંબૂના ચાર દરવાજા હશે અને દરેક દરવાજાથી દરરોજ એક ભેટ, તોહફો અને કરામતને લઈ બીવીના પાસે પહોંચશે, જે આથી પહેલાં હાસિલ ન થઈ હશે. આ બીવીઓ ન તો શવહરોના સામે ઘમંડ (તકબ્બુર) બતાવવાવાળી હશે, ન ઊંચી અવાજથી બોલવાવાળી હશે. (ન તેમના મોઢામાંથી) ખરાબ વાસ આવશે, ન નાફરમાન હશે. આ હૂરે ઈન હશે, છુપાયેલા લઅલ (મોતી)ની જેમ.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે તંબૂ હશે આઠ કિલોમીટરમાં, એના (દરવાજાઓના) ચાર હજાર સોનાના પટ–પરદા હશે.

હઝરત અબૂ દરદા (રદિ.) ફરમાવે છે કે તંબૂ એક જ મોતીનો બનાવવામાં આવેલ હશે.

## તંબૂની ઊંચાઈ

**હદીસ** : હઝરત અબ્દુલ્લાહ બિન કૈસ (અબૂ મૂસા અશઅરી) (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

તંબૂ ખોલદાર મોતી લઅલનો છે. એની લંબાઈ ઉપરના તરફ સાઠ (૬૦) માઈલ છે. એના દરેક ખૂણામાં ઘરવાળાઓ (બીવીઓ, ગુલામ અને છોકરાઓ) છે, જેમને બીજા (ખૂણાવાળાઓ) નથી જોતા. એમની પાસે જન્નતી આવતો–જતો રહેશે. બીજી બીવીઓ વગેરે (તે હાલતમાં) તેમને જોઈ શકશે નહિ.

## તંબૂ કેવા હશે ?

**હદીસ** : હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે, મેં અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! મેં સાંભળ્યું છે કે અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

حُوْرٌ مَّقْصُوْرٰتٌ فِي الْخِيَامِ ﴿٧٢﴾ (الرحمٰن ۵۵:۷۲، پارہ۲۷)

(હૂરો તંબૂમાં થોભેલી હશે) આ તંબૂ શું છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

મને તે ઝાતની કસમ જેના કબજામાં મારો જીવ છે, જન્નતના તંબૂમાંથી એક તંબૂ એક જ મોતીનો હશે. અંદરથી ખોલદાર ૩૨ કિલોમીટર લાંબો, ૩૨ કિલોમીટર પહોળો (એટલે કે લંબાઈ અને પહોળાઈ બરાબર હશે). યાકૂત અને ઝબર્જદનો (તે તંબૂને) તાજ પહેરાવવામાં આવ્યો હશે. એના સોનાના ૭૦ દરવાજા હશે.

# તંબૂઓની નેઅમતો અને એશ-આરામ

અબ્દુલ મલિક (ઈબ્ને હબીબુલ કુર્તુબી (રહ.) ફરમાવે છે કે મને અમુક લોકોએ બયાન કર્યું કે જન્નતના તંબૂઓમાંથી દરેક તંબૂમાં જે ખોલદાર મોતીથી બનાવવામાં આવ્યો હશે, એનું વજન ૩૨–૩૨ કિલોમીટરની પહોળાઈમાં હશે અને એટલો જ ઊંચો હશે, જેના ઉપર ગૌહર (મોતી) અને યાકૂતનું કામ કરવામાં આવ્યું હશે. દરેક તખ્ત (ગાદી) પર ઘણા જ બિસ્તર તરતીબથી ગોઠવવામાં આવ્યા હશે, જે એક બીજાની ઉપર સજાવવામાં આવ્યા હશે અને દરેક તખ્તના સામે એક કપડું હશે, જેમાં તંબૂને પરદો કરવામાં આવ્યો હશે. આ ગૌહર યાકૂત અને ઝબર્જદથી સોના અને ચાંદીના તારોમાં બનાવવામાં આવ્યું હશે. દરેક તખ્ત પર હૂરે ઈનમાંથી એક બીવી ઉપસ્થિત હશે. દરેક બીવીની સાથે ૭૦ લોંડીઓ (બાંદીઓ) અને ૭૦ ગુલામ (નોકર) પણ હશે, જેવી રીતે કે અલ્લાહ પાક ઈરશાદ ફરમાવે છે :

(અને એમની પાસે એવા છોકરા આવતા–જતા રહેશે, જે ફક્ત એમના માટે જ હશે. જેવી રીતે કે તે હિફાઝતથી રાખેલ મોતી છે.) અને દરેક તખ્તના સામે ગૌહર (મોતી)ની એક ખુરશી હશે, જેના પર અલ્લાહનો વલી (દોસ્ત) ચઢીને તખ્ત પર બેસશે અને પોતાના તંબૂની બુનિયાદ (પાયા) પર એક સફેદ રસ્તો અને એક લીલો રસ્તો અને એક લાલ રસ્તો જોશે અને એનું નૂર એટલું તેજ હશે કે આંખોની રોશની તે અંજાવી શકે છે. પછી આ પોતાની બીવીથી મુઆનકો (આલિંગન) કરશે અને તેનાથી ૭૦ વર્ષની મિકદાર (ગણતરી)ના બરાબર મજા ઉઠાવશે. એની સંભોગની ઈચ્છા અને સખ્તીની તલબ ઓછી ન થશે. આ તે બીવીથી બીજીની

તરફ જશે. અહિંયા સુધી કે જયાં સુધી એનો નફ્સ ખ્વાહિશ કરતો રહેશે અને આંખો મજા ઉઠાવતી રહેશે. હંમેશા હંમેશના માટે.

## કુબ્બા (ગુંબજ)

**હદીસ :** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

અદના દરજાના જન્નતીનો મરતબો આ હશે કે એના માટે એક ગુંબજ લુઅલુઉ અને યાકૂત અને ઝબર્જદનો તૈયાર કરવામાં આવશે, (જે લંબાઈમાં) જાબિયાથી સન્આ જેટલું હશે.

**ફાયદો :** જાબિયા શામ દેશમાં મશહૂર શહેર દમિશ્કના નજદીક એક શહેર છે અને સન્આ યમન દેશની રાજધાની છે.

## બિછાનું અને બિસ્તર

**રેશમના બિસ્તર :**

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

مُتَّكِـِٕيْنَ عَلٰى فُرُشٍۭ بَطَآئِنُهَا مِنْ اِسْتَبْرَقٍ ؕ (الرحمٰن ۵۵:۵۴، پارہ ۲۷)

અને તે લોકો (જન્નતમાં) તકિયો લગાવીને એવા ફર્શો (બિછાનું અને બિસ્તરો) પર બેઠા હશે, જેનું અસ્તર (નીચેનો

ભાગ) જાડા રેશમનું હશે (અને કાયદો છે કે ઉપરના કપડાની તુલનામાં અસ્તરથી વધારે (પાકીઝહ) મૂલ્યવાન હોય છે. આ માટે જયારે અસ્તર ઈસ્તબ્રક (જાડા રેશમ)નું હશે તો ઉપરનું કેવું કંઈક હશે.

**ફાયદો** : આયતથી માલૂમ પડયું કે જન્નતના બિછાનાની શકલ આ હશે કે એનો નીચેનો ભાગ જાડા રેશમનો હશે અને ઉપરનો ભાગ એનાથી વધારે મૂલ્યવાન અને શણગારમાં ખૂબ વધીને હશે.

## પાથરણાંની ઊંચાઈ અને દરમિયાનનું અંતર

હદીસ : હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઊંચા પ્રકારના પાથરણા હશે–ની તફસીર (વઝાહત)માં ઈરશાદ ફરમાવ્યો :

وَّفُرُشٍ مَّرْفُوْعَةٍ ﴿٣٤﴾ (الواقعہ ۵۶:۳۴، پارہ ۲۷)

તે પાથરણાંની ઉંચાઈ આસમાન અને જમીનના વચ્ચેના અંતર જેટલી હશે અને એમાં બે પાથરણાં વચ્ચેનું અંતર પાંચસો વર્ષના બરાબર હશે.

હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.) ફરમાવે છે કે આ હદીસમાં રુશદૈન બિન સઅદ રિવાયત બયાન કરવાવાળા છે, જે મનાકીરની રિવાયત કરે છે. જો આ રિવાયત મોઅતબર (ભરોસાપાત્ર) હોય તો આનો અર્થ આ થશે કે જન્નતીઓના દરજા એટલા બુલંદ થશે અને બિછાનું એમના ઉપર હશે અને જો આ રિવાયત મોઅતબર ન હોય તો હઝરત અબૂ સઈદ

ખુદરી (રદિ.)થી નકલ થયેલ આ બીજી રિવાયત વધારે મહફૂઝ થશે, જેમાં ફક્ત આ વર્ણન કરવામાં આવ્યું છે કે દરેક બે પાથરણાના વચમાં આસમાન અને જમીનના અંતરના બરાબર અંતર હશે અથવા આ કે આ પાથરણા જન્નતના દરજાતમાં હશે અને દરેક દરજાતની વચમાં જમીન અને આસમાનના બરાબર અંતર છે. મારા અધૂરા ખ્યાલમાં વર્ણન થયેલ હદીસનો આ છેલ્લો મતલબ વધારે સહીહ છે.

## પાથરણાંના ઉપરનો ભાગ નૂરે જામિદનો હશે

હઝરત સઈદ (રહ.) ફરમાવે છે કે એનો ઝાહિરી (ઉપરવાળો) ભાગ નૂરે જામિદનો હશે.

## જાડું અને બારીક રેશમની વચમાં અંતરનો અંદાજ

ફર્શે મરફુઅહની તફસીરમાં હઝરત અબૂ ઉમામહ (રદિ.) ફરમાવે છે કે જો તે બિછાનાનો ઉપરવાળો ભાગ ફેંકવામાં આવે તો એના નીચલા ભાગ સુધી ચાલીસ વર્ષ સુધી ન પહોંચે.

## બાદશાહી તખ્ત (સિંહાસન)

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

(૧) તેઓ હારબંધ ગોઠવેલા તખ્તો (આસનો) પર ગાવ–તકિયાને અઢેલીને બેઠા હશે અને અમે તેમને સુંદર

આંખોવાળી હૂરો સાથે પરણાવીશું. (સૂરએ તૂર : ૨૦)

(૨) તેમનો એક મોટો વર્ગ આગલા લોકોમાંથી હશે અને થોડાક પાછલા લોકોમાંથી હશે, તેઓ રત્નજડિત આસનો પર તકિયા લગાવીને સામ સામે બેઠા હશે.

(સૂરએ વાકિઅહ : ૧૩ થી ૧૬)

(૩) એ (જન્નત)માં ઊંચા ઊંચા તખ્ત (આસનો) હશે.

(સૂરએ ગાષિયહ : ૨૦)

## લંબાઈ અને ખૂબસૂરતી

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે આ તખ્ત સોનાના હશે, જેના તાજ ઝબર્જદ, જૌહર અને યાકૂતના હશે અને એક તખ્ત મક્કા અને ઈલા જેટલો લાંબો હશે.

## ઊંચાઈ

હઝરત કલબી કહે છે કે તખ્તની ઊંચાઈ ઉપરની તરફ સો વર્ષના સફરના બરાબર હશે, જ્યારે માણસ એના ઉપર બેસવાનો ઈરાદો કરશે તો તે (તરત) એના માટે ઝુકી જશે. અહિંયા સુધી કે તે તેના ઉપર બેસી જશે. પછી જ્યારે તે એના ઉપર બેસી જશે તો તે પછી પોતાની જગ્યા સુધી ઊંચો થઈ જશે.

## આ તખ્ત કઈ વસ્તુઓથી બનાવવામાં આવેલ છે ?

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે અલ્લાહના

દોસ્ત જન્નતમાં તખ્ત પર બેઠેલા હશે, જેની ઉંચાઈ પાંચસો વર્ષની હશે. આના વિશે અલ્લાહનો ઈરશાદ છે :

وَّفُرُشٍ مَّرْفُوعَةٍ ﴿٣٤﴾ (الواقعہ ۵۶:۳۴، پارہ ۲۷)

**અને તખ્ત હશે ઊંચા અને ફરમાવ્યું; આ તખ્ત લાલ** યાકૂતના હશે, જેની લીલા ઝુમુર્રદની બે પાંખો હશે, પછી આ તખ્ત ઉપર સિત્તેર બિછાના હશે, જેનો નીચેનો ભાગ નૂરનો હશે. જો તે તખ્તના ઉપરના ભાગને ફેંકવામાં આવે તો પોતાના નીચેના ભાગ સુધી ચાલીસ વર્ષની મુદતમાં પહોંચી.

## તખ્તોનો શણગાર (મસેહરિઓ)

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

(તેઓ જન્નતમાં મસેહરિઓ પર અઢેલીને બેઠા હશે.) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) "અરાઈક"ની તફસીર કરતાં ફરમાવે છે કે,

"અરીકા" (મસેહરી) તે વખત સુધી નથી બનતી, જ્યાં સુધી કે પલંગ પર પરદો ન પડેલો હોય, જ્યારે પલંગ અને ઉપરનો પરદો બન્નેવ ભેગા થાય તો અરીકા (મસેહરી) કહેવામાં આવે છે.

## ચાળીસ વર્ષ સુધી તકિયાનો ટેકો

**હદીસ :** હઝરત હયસમ બિન માલિક તાઈ (રહ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

આદમી ચાળીસ વર્ષની મુદ્દત સુધી ટેકો લગાવશે. ન ત્યાંથી હટશે અને ન તબિયત કંટાળશે. એની પાસે જે એનો જીવ ઈચ્છશે અને આંખોને લઝઝત થશે, હાજર થતું રહેશે.

## સિત્તેર વર્ષ સુધી તકિયાનો ટેકો

હદીસ : હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

આદમી જન્નતમાં પડખું બદલ્યા વગર સિત્તેર વર્ષ સુધી ટેકો લગાવી શકશે (અને એનાથી વધારે પણ અને ઓછું પણ).

હઝરત સુલયમાન બિન મુગીરા (રહ.) હઝરત સાબિત (રહ.)થી નકલ કરે છે કે એમણે ફરમાવ્યું, અમોને આ વાત પહોંચી કે જન્નતી આદમી જન્નતમાં સિત્તેર વર્ષ સુધી ટેકો લગાવીને બેસશે. એની પાસે એની બીવીઓ અને સેવકો હશે અને જે કંઈ અલ્લાહ તઆલા એને ઠાઠમાઠ અને નેઅમતો અતા કરશે તે પણ હશે. પછી તે નજર ઉઠાવીને જોશે તો તેને તેની અમુક બીવીઓ દેખાશે, જેમને તેણે આથી પહેલાં કદી પણ ન જોઈ હશે. તે કહેશે; હવે તો વખત આવી ગયો છે કે આપ પોતાના તરફથી અમારું નસીબ અતા ફરમાવો.

## મસેહરિઓ કઈ વસ્તુથી બનલ હશે

અલ્લાહ તઆલાનો ઈરશાદ عَلَى الْأَرَائِكِ يَنظُرُونَ ﴿٢٣﴾ ની તફસીરમાં હઝરત મુજાહિદ (રહ.) ફરમાવે છે કે આ

મસેહરિઓ લુઅલુઉ અને યાકૂતથી બનેલી હશે.

## નેક ઔરતે જન્નતનો તખ્ત દુનિયામાં જોયો

હઝરત અબૂ હામિદ હલાસ (રહ.) ફરમાવે છે કે મારી વાલિદા ઘણી નેક હતી. એક દિવસે અમે ઘણી મજબૂરીની હાલતમાં હતા. મને કહ્યું, અય બેટા ! અમે ક્યાં સુધી આ તકલીફમાં રહીશું ? જ્યારે સેહરીનો વખત થયો તો મેં દુઆ કરી કે અય અલ્લાહ ! જો અમારા માટે આખિરતમાં કંઈક છે તો એમાંથી અમને દુનિયામાં કંઈક અતા કરી આપ. તે વખતે ઘરના એક ખૂણામાં મને કંઈક દેખાયું. હું તેની પાસે ગયો તો જોયું કે એક તખ્તના સોનાના પાયા છે અને તેમાં જવાહિર (રત્નો) સજાવવામાં આવ્યા છે. મેં વાલિદાને કહ્યું; આ લ્યો અને અમુક જવાહિર (રત્નો) વેચવાના ઈરાદાથી હું બજારમાં ગયો અને દિલ દિલમાં કહેતો હતો કે એમાંથી અમુક જવાહિર સોનીને ત્યાં વેચું, પરંતુ એનો શું તરીકો હશે. જ્યારે હું મસ્જિદથી પાછો આવ્યો તો મારી માંએ મને કહ્યું; અય બેટા ! તું મને માફ કરી આપ, કારણ કે જ્યારે ઘરેથી નીકળ્યો તો હું સૂઈ ગઈ. મેં સપનામાં જોયું કે હું જન્નતમાં દાખલ થઈ. ત્યાં મેં એક મહેલ જોયો, જેના દરવાજા પર લખેલું હતું :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ط

અને આ પણ લખેલું હતું કે આ મકાન અબૂ અહમદ હલાસનું છે. મેં કહ્યું; મારા બેટાનું ? તો એક માણસે કહ્યું, હા. હું તે મકાનમાં જઈને એના રૂમોમાં ગશ્ત કરતી (ફરતી)

રહી. મેં એક રૂમમાં ઘણા જ તખ્ત પાથરેલા જોયા. એની વચમાં એક તખ્ત તૂટેલો હતો. મેં કહ્યું; આ તખ્તની વચમાં આ તૂટેલો તખ્ત કેમ કેટલો અસ્થાને અને અવ્યવસ્થિત છે. એક માણસે મને કહ્યું કે આના પાયા તમે લઈ લીધા છે. મેં કહ્યું; તેને પોતાની જગ્યાએ પહોંચાડી આપો. જ્યારે હું જાગી તો તે ગુમ થઈ ગયો હતો. અલ્લાહનો શુક્ર છે.

## ગાદલાઓ અને કાલીન

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

તે (જન્નતી હઝરાત) લીલા મુશજજર અને અજીબ (અનોખા) ખૂબસૂરત કપડાઓ (ના ફર્શો) પર તકિયા લગાવીને બેઠેલા હશે. તો હે જિન્નાતો અને ઈન્સાનો ! (આ ઝિયાદતી અને નેઅમતોની ઝિયાદતી હોવા છતાં) તમે પોતાના રબની કઈ કઈ નેઅમતોનો ઈનકાર કરવાવાળા થઈ જશો. ઘણું બરકતવાળું નામ છે આપના રબનું નામ, જે મોટાઈવાળો અને ઉપકાર કરનાર છે.

અલ્લાહ તઆલા આગળ ઈરશાદ ફરમાવે છે :

તે (બેહિશ્ત)માં ઊંચા ઊંચા તખ્ત (પાથરેલા) છે અને ગોઠવેલા પ્યાલાઓ (હાજર) છે. એટલે કે આ સામાન જન્નતીની સામે હાજર હશે. આથી જ્યારે પીવાનું દિલ ઈચ્છે, વાર ન લાગે અને બરાબર ગોઠવેલા ગાદલા (તકિયા) છે અને બધી બાજુ કાલીન (જ કાલીન) ફેલાયેલ પડયા છે (કે જ્યાં ઈચ્છે આરામ કરી લે. એક જગ્યાથી બીજી જગ્યાએ જવું પણ ન પડે).

# નેક અમલો જેનાથી મહેલો તૈયાર થાય છે

## હમ્દનું ઘર

**હદીસ :** હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : إِنَّا لِلّٰهِ وَإِنَّا إِلَيْهِ رَاجِعُوْنَ

જયારે અલ્લાહ તઆલા કોઈ મુઅમિનના દીકરાને મૌત આપે છે તો પોતાના ફરિશ્તાઓથી પૂછે છે કે મારા બંદાએ શું કહ્યું છે ? તે કહે છે, એણે (બુરું–ભલું કહેવાની જગ્યાએ) આપની તારીફ–વખાણ કર્યા છે અને
પઢયું છે તો અલ્લાહ તઆલા ફરમાવે છે કે એના માટે જન્નતમાં એક ઘર બાંધી આપો અને એનું નામ બયતુલ હમ્દ (વખાણનું ઘર)પાડી દો.

# જન્નતમાં મહેલો બનાવવાનો વઝીફો

**હદીસ :** હઝરત સઈદ બિન અલ મુસય્યિબ (રહ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસ ૧૦ વખતે સૂરએ ઈખ્લાસ (કુલ્ હુવલ્લાહુ અહદ) પઢશે તો અલ્લાહ તઆલા એના માટે જન્નતમાં એક મહેલ બનાવી આપશે અને જે આ સૂરતને ૨૦ વખત પઢશે તો અલ્લાહ તઆલા એના માટે બે મહેલ બનાવશે. હઝરત ઉમર (રદિ.)એ અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ.) ! પછી

તો અમારા મહેલો ઘણા થઈ જશે. તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : અલ્લાહ તઆલા આનાથી પણ વધારે વિશાળ રહમત અને અતા કરવાવાળો છે.

**ફાયદો :** જે હઝરાત આ નેક અમલોની વિગત ઈચ્છે છે, જેનાથી જન્નતના મહેલો તૈયાર થાય છે, તેઓ અમારી કિતાબ ''રહમતકે ખઝાને''નું વાંચન કરે.

## મસ્જિદ બનાવવી

**હદીસ :** હઝરત ઉસ્માન બિન અફફાન (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

مَنْ بَنٰى لِلّٰهِ مَسْجِدًا يَبْتَغِىْ وَجْهُ اللّٰهِ بَنَى اللّٰهُ بَيْتًا فِى الْجَنَّةِ ط

જે માણસે અલ્લાહ તઆલાની ખુશી હાસિલ કરવા માટે મસ્જિદ બનાવી તો અલ્લાહ તઆલા એના માટે જન્નતમાં મહેલ બનાવશે.

## ચાશતની નમાઝ

**હદીસ :** હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસે ચાશતની નમાઝની બાર રકાતો પઢી તો અલ્લાહ તઆલા એના માટે જન્નતમાં સોનાનો એક મહેલ બનાવશે.

## ચાશ્તની નમાઝ અને ઝોહરની ચાર સુન્નતો

**હદીસ :** હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) ફરમાવે છે કે, જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસે ચાશ્તની નમાઝ અને ઝોહરથી પહેલાની ચાર ર'કાત સુન્નત અદા કરી તો અલ્લાહ તઆલા એના માટે જન્નતમાં એક મહેલ બનાવશે.

## ફર્ઝ નમાઝોની સુન્નતે મુઅક્કદા

**હદીસ :** હઝરત ઉમ્મે હબીબહ (રદિ.) ફરમાવે છે કે, જનાબ રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું છે :

مَنْ صَلَّى اثْنَتَيْ عَشْرَةَ رَكْعَةً فِي يَوْمٍ وَلَيْلَةٍ بُنِيَ لَهُ
بِهِنَّ بَيْتًا فِي الْجَنَّةِ ـ

જે માણસે દરરોજ દિવસ–રાતમાં બાર રકાતો (સુન્નતે મુઅક્કદા) અદા કરી તો એના માટે આ રકાતોના સવાબમાં જન્નતમાં એક મહેલ બનાવવામાં આવશે.

ઈમામ નસાઈ, ઈમામ હાકિમ, ઈમામ ઈબ્ને ખુઝયમા અને ઈમામ બયહકી (રહ.)એ આ હદીસના છેવટમાં આ બાર રકાતોની વઝાહતમાં ચાર રકાત ઝોહરની નમાઝથી પહેલાં અને એના પછી બીજી બે રકાત અસરની નમાઝથી પહેલાં અને બે રકાત મગરિબની નમાઝ પછી અને બે રકાત

ફજરની નમાઝથી પહેલાંનું વર્ણન કર્યું છે.

**નોટ :** આ બાર રકાતમાં અસરથી પહેલાંની બે રકાત સુન્નતે ગેર મુઅક્કદા છે. બાકી સુન્નતે મુઅક્કદા છે, જેના અદા કરવાની મુબારક હદીસોમાં તાકીદ આવેલી છે.

(ઈમ્દાદુલ્લાહ)

## બુધ, જુમેરાત અને જુમ્આના રોઝા રાખવા

**હદીસ :** હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસે બુધ, જુમેરાત અને જુમ્આના રોઝા રાખ્યા, અલ્લાહ તઆલા એના માટે જન્નતમાં મહેલ બનાવે છે.

## નમાઝે અવ્વાબીનની વીસ રકાતનો સવાબ

**હદીસ :** હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે, જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જેણે મગરિબ અને ઈશાની વચમાં વીસ રકાત અદા કરી, અલ્લાહ તઆલા એના માટે જન્નતમાં ઘર બનાવે છે.

## અવ્વાબીનની નમાઝની વીસ રકાતનું ઈનામ

**હદીસ :** હઝરત અબ્દુલકરીમ બિન હારિસ (રહ.) ફરમાવે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસે મગરિબ અને ઈશાની વચમાંની દસ રકાત (સલાતુલ અવ્વાબીન) અદા કરી તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં એક મહેલ બનાવે છે. હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)એ અરજ કરી; પછી તો અમે ઘણા જ મહેલો બનાવી લઈશું ? આપે જવાબ આપ્યો કે અલ્લાહ તઆલા આનાથી ઘણો મોટો અને અફઝલ છે. (તમે જેટલો વધારે અમલ કરીને મહેલો બનાવશો, અલ્લાહ તઆલાના રહમતના ખઝાનામાં કાંઈ કમી થવાની નથી.)

## ચોથા કલિમાને બજારમાં દાખલ થવાના સમયે પઢવાનો સવાબ

**હદીસ :** હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે, જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસ બજારમાં દાખલ થાય અને આ કલિમાત પઢે :

لَآاِلٰهَ اِلَّااللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْکَ لَهٗ،

لَهُ الْمُلْکُ وَلَهُ الْحَمْدُ يُحْيِيْ وَيُمِيْتُ

بِيَدِهِ الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ط

તો અલ્લાહ તઆલા એના માટે એક લાખ નેકી લખે છે અને એક લાખ ગુનાહ મિટાવે છે અને જન્નતમાં એક મહેલ બનાવે છે.

**નોટ :** એક હદીસમાં દસ લાખ નેકી લખવાની પણ ફઝીલત આવી છે.

## અસરની ચાર સુન્નતો પર એક મહેલનું ઈનામ

**હદીસ :** ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે હબીબહ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસ અસરથી પહેલાની ચાર સુન્નતો પાબંદીથી પઢતો રહ્યો તો અલ્લાહ તઆલા જન્નતમાં એના માટે એક મહેલ બનાવશે.

## લાલ યાકૂત અથવા લીલા ઝબર્જદનો એક મહેલ

**હદીસ :** હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે, જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસે રમઝાનના કોઈ દિવસનો રોઝો ખામોશી અને ગંભીરતાથી રાખ્યો તો અલ્લાહ તઆલા એના માટે લાલ યાકૂતથી અથવા લીલા (કલરના) ઝબર્જદથી એક મહેલ જન્નતમાં બનાવશે.

## ચાર નેક કામ

**હદીસ :** હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સવાલ ફરમાવ્યો :

તમારામાંથી આજે કોઈએ રોઝો રાખ્યો છે ? હઝરત અબૂબક્ર (રદિ.)એ અરજ કરી; મેં (રોઝો રાખ્યો છે). હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું; તમારામાંથી કોઈએ (કોઈ મુસલમાનના) જનાઝાને રુખ્સત કર્યો છે ? હઝરત અબૂબક્ર (રદિ.)એ અરજ કરી; મેં. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું; તમારામાંથી કોઈએ બીમારની બીમારપુર્સી કરી છે ? હઝરત અબૂબક્ર (રદિ.)એ અરજ કરી; મેં (કરી છે) (તો જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, જે મુસલમાનમાં આ આદતો હોય તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં શાનદાર મહેલ બનાવશે.

## સૂરએ દુખાનની તિલાવત

**હદીસ :** હઝરત અબૂ ઉમામહ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

مَنْ قَرَأَ حٰمٓ الدُّخَانَ فِيْ لَيْلَةِ الْجُمُعَةِ
وَيَوْمَ الْجُمُعَةِ بَنَى اللّٰهُ لَهٗ بَيْتًا فِي الْجَنَّةِ ط

જે માણસ જુમ્આ અને જુમ્આની રાતમાં સૂરએ દુખાનની તિલાવત કરશે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં એક મહેલ બનાવશે.

## નેક અમલો કરતા રહેવાથી જન્નતની તા'મીર થતી રહે છે

હકીમ બિન મુહમ્મદ અજમી (રહ.) ફરમાવે છે કે મને આ વાત પહોંચી છે કે જન્નત ઝિક્રુલ્લાહ (એટલે કે દરેક પ્રકારની ઈબાદત)ની સાથે બનતી રહે છે. જ્યારે મુસલમાન ઝિક્ર કરવાથી થોભી જાય છે તો (જન્નતને તૈયાર કરવાવાળા ફરિશ્તા) જન્નતને બાંધવાથી થોભી જાય છે. જ્યારે એમને કહેવામાં આવે છે કે તમે કેમ થોભી ગયા ? તો તેઓ કહે છે કે અમારા સુધી ખર્ચો (એટલે કે સારા કામો) પહોંચશે (તો પછી અમે જન્નતને બનાવવાનું શરૂ કરી આપીશું.)

હઝરત મુહમ્મદ નસર હારસી (રહ.) ફરમાવે છે કે જે મુસલમાન પણ દુનિયામાં ફક્ત ઈબાદતમાં લાગેલો રહે તો એના માટે કોઈ ફરિશ્તો એના દરજાતની તરક્કીના કામમાં લાગેલો રહે છે. જ્યારે બંદો અમલ (કરવા)થી રોકાઈ જાય છે તો આ ફરિશ્તાઓ પણ જન્નતની સજાવટ અને તરક્કી કરવાથી થોભી જાય છે. જ્યારે એમને કહેવામાં આવે છે કે તમે કેમ થોભી ગયા ? તો તેઓ કહે છે કે અમારો સાથી (દુનિયામાં મવજૂદ અમલ કરવાવાળો) બેકાર કામમાં મશગૂલ થઈ ગયો છે.

## જન્નતના ઊંચા–અદના અને દરમિયાની દરજામાં ત્રણ મહેલો

**હદીસ :** હઝરત ફુઝાલા બિન ઉબૈદ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મેં ઈરશાદ ફરમાવતાં સાંભળ્યા છે કે,

જે માણસ મારા પર ઈમાન લાવ્યો, મુસલમાન થયો અને અલ્લાહના રસ્તામાં જિહાદ કર્યો તો હું એના માટે જન્નતના નીચેના દરજામાં એક મહેલનો ઝામિન છું અને જન્નતના વચલા ભાગમાં મહેલનો ઝામિન છું અને એક ઊંચા બાલાખાના (છત)માં મહેલનો ઝામિન છું.

## નમાઝની સફની ખાલી જગ્યા પૂર કરવી

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસે નમાઝની સફની ખાલી જગ્યા પૂર કરી તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં આ કારણે એક દરજો ઊંચો કરશે અને એના માટે જન્નતમાં એક મહેલ બનાવશે.

## ગુઝારાની રોઝી પર કનાઅત (સંતોષ) કરવાથી જન્નતુલ ફિરદૌસમાં ઠેકાણું

હઝરત બરાઅ બિન આઝિબ (રદિ.) ફરમાવે છે કે, જે માણસે ઘણી જ મા'મૂલી દરજાની ગુઝારાની રોઝી પર સુંદર

સબ્રનો દેખાવ કર્યો તો તે માણસ જયાં ઈચ્છશે, ત્યાં અલ્લાહ તઆલા તેને જન્નતુલ ફિરદૌસમાં જગ્યા અતા કરશે.

## જન્નતના ત્રણેવ દરજાઓમાં મહેલો

**હદીસ** : જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસ જૂઠ (બોલવા)ને છોડી દે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતના ઉપર(ના ભાગમાં) એક મહેલ બનાવશે અને જેણે ઝઘડો કરવાનું છોડી દીધું, જો કે તે હક પર હતો તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતની વચમાં એક મહેલ બનાવશે અને જેના અખ્લાક પાકીઝહ હશે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતની ઉમદા (આ'લા) જગ્યામાં મહેલ બનાવશે.

## લાલ યાકૂતનો મહેલ

**હદીસ** : હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

لَيْسَ عَبْدٌ مُؤْمِنٌ فِيْ رَمَضَانَ كَتَبَ اللّٰهُ تَعَالٰى لَهُ بِكُلِّ سَجْدَةٍ

اَلْفًا خَمْسَ مِائَةً وَبَنٰى لَهُ بَيْتًا فِي الْجَنَّةِ مِنْ يَاقُوْتَةٍ حَمْرَاءَ ط

જે માણસ રમઝાનુલ મુબારકમાં રોઝા રાખે છે તો અલ્લાહ તઆલા તેના માટે દરેક સજદહના બદલામાં ૧૫૦૦ નેકીઓ

લખી આપે છે અને એના માટે જન્નતમાં લાલ યાકૂતનો એક મહેલ બનાવી આપે છે.

## કબર ખોદવાનો સવાબ

**હદીસ :** હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસે એક કબર ખોદી તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં એક ઘર બનાવે છે.

**નોટ :** તે હઝરાત જે આ નેક અમલોને સવિગત પઢવાનું અને અમલ કરવાનું ઈચ્છે છે, જેના કરવાથી જન્નતના મહેલો અને બીજા ઈનામો મળે છે તો અમારી કિતાબ "રહમતકે ખઝાને" ને જુએ. આ કિતાબ હાફિઝ ઈબ્ને કસીર અને ઈમામ ઝહબી (રહ.)ના ઉસ્તાદ ઈમામ શરફુદીન દમયાતી (રહ.)ની કિતાબ "અલ મુત્ત-જરુ-ર્રાબિહ ફી સવાબિલ્ અમલિસ્સાલિહ"નો તરજુમો છે, જે પોતાના વિષયમાં સારી અને મુકમ્મલ કિતાબ છે, જે વાંચવા-પઢવા લાયક છે. (ઈમ્દાદુલ્લાહ)

## સેવા કરવાવાળા છોકરાઓ અને ખાદિમો

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

અને તે (જન્નતીઓ)ની પાસે એવા છોકરાઓ આવતા-જતા રહેશે જેઓ હંમેશા છોકરાં જ રહેશે (ન તો તે મોટા થશે અને ન તો ઘરડા અને ન એમની ચમક-દમકમાં કોઈ

કમી વાકિઅ થશે, અને તે એટલા બધા ખૂબસૂરત છે કે) હે માનવી ! જો તું એમને (ચાલતા ફરતા) જુએ તો એમ સમજે કે મોતીઓ છે, જે વેરવિખેર પડયાં છે. હે માનવી ! તું જો આ જગ્યાને જુએ તો તને મોટી નેઅમત અને મોટી સલતનત (હુકૂમત) નજરે પડશે. (સૂરએ દહ્ર : ૧૯/૨૦)

અલ્લાહ તઆલા વધુ ઈરશાદ ફરમાવે છે :

અને એમની પાસે મેવાઓ વગેરે લાવવાના માટે એવા છોકરાઓ આવતા–જતા રહેશે, જે ખાસ એમની (જ સેવા)ના માટે હશે (અને વધારે હુસ્ન અને જમાલથી એવા લાગશે કે) જેવી રીતે હિફાઝતથી રાખેલા મોતી છે કે એમના ઉપર જરાક પણ ધૂળ નથી હોતી અને ચમક–દમક ઊંચા દરજાની હોય છે.) (સૂરએ તૂર : ૨૪)

અલ્લાહ તઆલા વધુ ઈરશાદ ફરમાવે છે :

એમની પાસે એવા છોકરાઓ જે હંમેશા છોકરા જ રહેશે, આ વસ્તુઓ લઈને આવતા–જતા રહેશે : પ્યાલાઓ અને સુરાહીઓ અને એવા શરાબના પ્યાલા જે વહેતી શરાબથી ભરવામાં આવશે. (સૂરએ વાકિઅહ : ૧૭/૧૮)

## અદના દરજાના જન્નતીના દસ હજાર ખાદિમો હશે

**હદીસ :** હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે કે, જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

બધા જન્નતીઓમાં સૌથી ઓછા દરજાનો જન્નતી તે હશે,

જેની સેવામાં દસ હજાર ખાદિમો ઊભા હશે.

## ઍંસી હજાર ખાદિમ

હદીસ : હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે, જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતીઓમાં સૌથી ઓછા દરજાનો જન્નતી તે હશે, જેના ઍંસી હજાર ખાદિમો હશે અને સારી બીવીઓ હશે અને એના માટે એક કુબ્બા (ગુંબજ) લુઅલુઉ અને યાકૂત અને જંબર્જદનો ઊભો કરવામાં આવશે (જેની લંબાઈ) જાબિયા (શામ દેશમાં દમિશ્ક શહેરની પાસે એક શહેરનું નામ છે)થી સન્આ (યમન દેશની રાજધાની)ના જેટલી હશે.

## સિત્તેર હજાર ખાદિમો સ્વાગત કરશે

હઝરત અબ્દુર્રહમાન અલ હબલી (રહ.) ફરમાવે છે કે જયારે મુઅમિન જન્નતમાં દાખલ થશે તો સિત્તેર હજાર ખાદિમો તેનું સ્વાગત કરશે, જેઓ (ચમક–દમકમાં) જવાહિરાત સમાન છે.

## સવાર અને સાંજના પંદર હજાર ખાદિમ

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે બધાથી કમ દરજાનો જન્નતી તે હશે, (હાલાં કે એમના પૈકી પોતપોતાની રીતે કોઈ ઓછા દરજાનો ન હશે) જેની સામે દરરોજ પંદર હજાર ખાદિમો હાજર થયા કરશે, એમાંથી કોઈ ખાદિમ એવો

ન હશે, પરંતુ એના હાથમાં એક કિંમતી નવી વસ્તુ હશે, જે એના સાથેવાળાની પાસે ન હશે.

## ગુલામોની ઘણી લાંબી બે સફો

હઝરત અબ્દુર્રહમાન અલ્મઆફિરી (રહ.) ફરમાવે છે કે, જન્નતીના માટે ગુલામોની બે સફો બનાવવામાં આવશે, જેનો છેલ્લો કિનારો નજર ન આવતો હશે, જ્યારે આ જન્નતી એમની પાસેથી પસાર થશે તો તે એની પાછળ પાછળ ચાલશે.

## અદના દરજાના જન્નતીના દસ હજાર ખાદિમો અલગ અલગ ખિદમત કરતા હશે

હઝરત ઈબ્ને અમ્ર (રદિ.) ફરમાવે છે કે સૌથી અદના દરજાનો જન્નતી તે હશે, જેના દસ હજાર ખાદિમો સેવા કરતા હશે. દરેક ખાદિમ એવી સેવા કરી રહ્યો હશે, જેને બીજો કરતો નહિ હોય. પછી આ આયત તિલાવત કરી : જો તું (એમને ચાલતા–ફરતા) જુએ તો તું એવું સમજે કે આ મોતીઓ છે, જે વિખેરાય ગયાં છે.

## હૂર કોને કહે છે ?

હઝરત મુજાહિદ (રહ.) ફરમાવે છે, હૂર તેને કહે છે, જેને જોવાથી આંખ અચંબામાં પડી જાય. એની પિંડલી કપડાની આરપાર નજર આવતી હોય. જોનાર વ્યકિત પોતાના ચહેરાને

તે હૂરોમાંથી દરેકના દિલમાં ચામડીની નરમી અને રંગની સફાઇના કારણે આઇનાની જેમ નિહાળશે.

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

આ (બાગોનાં મકાનો અને મહેલો)માં નીચી નજર–વાળીઓ (એટલે હૂરો) હશે કે તે (જન્નતી) લોકોથી પહેલાં એમના પર ન તો કોઈ આદમીએ તસર્રુફ (ઉપયોગ) કર્યો હશે અને ન કોઇ જિન્નાતે (એટલે કે બિલકુલ સુરક્ષિત હશે. તેથી હે જિન્નાતો અને ઈન્સાનો ! (આ મહાન અને પુષ્કળ નેઅમતો હોવા છતાં) તમે પોતાના રબની કઇ કઇ નેઅમતોનો ઈનકાર કરનાર થઇ જશો (અને રંગઢંગ એ પ્રમાણમાં સાફ અને ચમકદાર હશે કે) જેમ કે તે યાકૂત અને મરજાન છે.

(સૂરએ રહમાન : ૫૭/૫૮)

હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે કે હૂર તે છે, જેની આંખનો (સફેદ ભાગ) ઘણો જ સફેદ હોય અને કાળો ભાગ ઘણો જ કાળો હોય.

હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે, ગોરો રંગ અડધું હુસ્ન છે.

اَلْبِيَاضُ نِصْفُ الْحُسْنِ۔

હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે જયારે ઔરતના ખૂબસૂરત વાળની સાથે એનો ગોરો (ભૂરો) રંગ ઘણો ચમકી જાય તો એનું હુસ્ન મુકમ્મલ થઈ જાય છે.

## હૂરે ઈન કોને કહે છે ?

અલ્લામહ ઈબ્ને કય્યિમ (રહ.) ફરમાવે છે કે હૂર

હવ્રાઅનું બહુવચન છે અને હવરાઅ્ તે ઔરતને કહે છે જે જવાન હોય, ખૂબસૂરત હોય, ગોરા (ભૂરા) રંગની હોય, કાળી આંખવાળી હોય અને "ઈન" અય્નાઅ્નું બહુવચન છે અને અય્નાઅ્ તે સ્ત્રીને કહે છે, જે ઔરતોમાં મોટી આંખોવાળી હોય.

આ રીતે હૂર હવ્રાઅ્નું બહુવચન છે અને ઈન અય્નાઅ્નું બહુવચન છે. ઉર્દૂની વાતચીતમાં લોકો હૂરે ઈનને એકવચનના અર્થસમૂહમાં ઉપયોગ કરે છે અને આ ગલતી આમ થઈ રહી છે. હાલાં કે હૂરે ઈન બહુવચન છે અને એનું એકવચન હવ્રાએ અય્નાઅ્ આવે છે, પરંતુ વધારે પડતા ઉપયોગમાં ઉર્દૂ ઝબાનમાં હૂરે ઈન એકવચન બોલાય છે. અમે દરેક જગ્યાએ આ કિતાબમાં હૂરે ઈનનો બહુવચનનો અર્થ નજર સમક્ષ રાખી બહુવચનનો જ અર્થ કર્યો છે અને અમુક જગ્યાએ ઉર્દૂની વાતચીતની મજબૂરીને નજર સામે રાખીને હૂરનો શબ્દ એકવચનના અર્થમાં પણ ઉપયોગ્યો છે. (ઈમ્દાદુલ્લાહ)





جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا
مَّا هُوَ اَهْلُهٗ ط






## (૯૧) સાચાં મોતી

★ અલ્લાહના નેક બંદાઓની વાતો સાચાં મોતી છે.

★ ભલાઈનો દરેક લફ્ઝ મુઅમિન માણસની મીરાષ છે, જ્યાંથી મળે, ઉઠાવી લે.

★ જ્યારે કોઈ કોમનો મોટો માણસ તમારી પાસે આવે તો તેની ઈઝઝત કરો.

★ બુરું કામ કરનારની બુરાઈઓ તેને પકડી લેશે અને તે પોતાના ગુનાહોના દોરડાઓમાં જકડાઈ જશે.

★ અલ્લાહ તઆલા આ છ (૬) વસ્તુઓને નાપસંદ કરે છે :

(૧) ઊંચી આંખો, (૨) જૂઠી જબાન, (૩) તે હાથ જે બેગુનાહને તકલીફ પહોંચાડે, (૪) તે દિલ જે ખરાબ ખરાબ પેંતરા રચે છે, (૫) તે પગ જે જલદીથી ખરાબ અમલની તરફ દોડે છે, (૬) તે ગવાહ જે જૂઠું બોલે છે અને તે માણસ જે ભાઈઓની વચ્ચે ઝઘડા ઊભા કરે છે.

★ અલ્લાહ તઆલાનો રસ્તો સીધા લોકોના માટે તવાનાઈ (શક્તિ) અને ખરાબ અમલ કરનારાઓ માટે હલાકત કરવાવાળી છે.

★ ધંધો એક ઈબાદત છે, દુકાન તેની ખલવત (એકાંત) છે, મૂડી તેનો તકવો છે અને નફો તેની જન્નત છે.

★ ઓછું બોલવું હિકમત છે, ઓછું ખાવું તંદુરસ્તી છે, ઓછું સૂવું ઈબાદત છે અને આમ લોકોથી મેળમિલાપ ઓછો રાખવામાં સલામતી છે.

★ બેશક, દુનિયા અને આખિરતની મિસાલ એવી છે, જેવી રીતે કોઈ માણસના નિકાહમાં બે અવરતો હોય કે જ્યારે એકને ખુશ કરે છે તો બીજી નારાજ થઈ જાય છે.

★ મુઅઝ્ઝિન અલ્લાહની તરફથી અવાજ દેનાર છે અને ગાવાવાળો શયતાનના તરફથી અવાજ દેનાર છે.

★ બજારમાં અલ્લાહના ઝિક્રમાં મશગૂલ રહેનાર માણસ મુડદાઓમાં જીવતાની જેમ, મજબૂર લોકોમાં સિપાહીની જેમ અને સૂકાયેલા ઝાડોમાં લીલાછમ ઝાડોની જેમ છે.

★ જે માણસ ભૂખો રહે છે આ સાલિકીનની આદત છે (જે લોકો કે બુઝુર્ગોથી બયઅત હોય છે) અને થોડીક વસ્તુ પર સબર કરે છે. આ સબર કરવાવાળાઓની નિશાની છે.

★ જેનું કોઈ ઘર નથી હોતું આ અલ્લાહ પર ભરોસો કરવા-વાળા લોકોની નિશાની છે.

★ જે માણસ રાત્રે ઘણું ઓછું સૂએ છે તો આ રાત્રે જાગવાવાળાઓની ખૂબીઓ અને અલ્લાહથી મુહબ્બત કરવાવાળાઓની નિશાની છે.

★ જ્યારે કોઈ માણસ મરણ પામે છે અને કોઈ મીરાષ નથી છોડતો તો આ ખૂબી દુનિયાથી મુહબ્બત ન રાખવાવાળાની જેમ છે.

★ જે પોતાના માલિકને નથી છોડતો, ભલે પછી તે તેના ઉપર ઝુલ્મ કરે અને તેને મારે, આ અલ્લાહના સાચા મુરીદોની

નિશાની છે.

★ જે માણસ થોડી જગ્યા પર રાજી થઈ જાય છે તો આ તવાઝુઅ કરવાવાળાઓની નિશાની છે.

★ ચાર નેકીઓ બધાથી ફઝીલતવાળી છે : ગુસ્સાના વખતે માફ કરી દેવું, એકલાપણામાં પરહેઝગારી, ગરીબીની હાલતમાં સખાવત અને તાકાત હોવા છતાં આજિઝી.

★ ધન–દોલતવાળાને બખીલાઈ, બાદશાહને લાલચ, જવાનને સુસ્તી, ઈબાદત કરનારને તકબ્બુર અને સખાવત કરનારને પસ્તાવો ખરાબ કરે છે.

★ જબાન ભલે તલવાર નથી, પરંતુ તલવારથી વધારે તેજ (ધારદાર) છે. વાત ભલે તીર નથી, પરંતુ તીરથી વધારે ઝખ્મી કરનાર છે. ગુસ્સો ભલે સિંહ નથી, પરંતુ સિંહથી વધારે ડરાવનાર છે. નશો ભલે સાપ નથી, પરંતુ સાપથી વધારે ભયાનક છે અને ગુનાહ ભલે ઝેર નથી, પરંતુ ઝેરથી વધારે વિનાશકારી છે.

★ અમલ વગરનો આલિમ, નકલી મીણબત્તી, માલ ન હોવા છતાં સખાવત, ફળ વગરનું ઝાડ, બેવકૂફ માણસ, બોલવાવાળું જાનવર, તે તલવાર જેમાં અચ્છાઈની નિશાની ન હોય, બુરો આલિમ, ઊંઘતો સવાર, અનપઢ પરહેઝગાર, પગપાળા તેજ ચાલવાવાળો, અન્યાય કરવાવાળો બાદશાહ, આંધળો કૂવો, માલદાર બખીલ, વગર મોસમનો વરસાદ, દયાહીન ઈનામ દેવાવાળો–આ દરેકનું બંને દુનિયામાં મોં કાળું.

★ દસ વસ્તુઓ દસ વસ્તુઓને ખાઈ જાય છે : (૧) નેક અમલ બુરાઈને, (૨) ગુરૂર ઈલ્મને, (૩) તૌબા ગુનાહને, (૪)

જૂઠ રોઝીને, (૫) ન્યાય ઝુલ્મને, (૬) ગમ ઉંમરને, (૭) સદકો મુસીબતને, (૮) ગુસ્સો અક્કલને, (૯) પસ્તાવો સખાવતને અને (૧૦) ગીબત નેક અમલને.

★ દસ આદતો દસ માણસોથી અલ્લાહ તઆલાને નાપસંદ છે : (૧) બખીલાઈ માલદારોથી, (૨) ગુરૂર ફકીરોથી, (૩) લાલચ આલિમોથી, (૪) બેહયાઈ અવરતોથી, (૫) દુનિયાની મુહબ્બત ઘરડાઓથી, (૬) સુસ્તી જવાનોથી, (૭) ઝુલ્મ બાદશાહોથી, (૮) બુઝદિલી સિપાહીઓથી, (૯) ખુશપસંદી (આત્મપ્રશંસા) ઝાહિદોથી અને (૧૦) દેખાડો ઈબાદત કરનારાઓથી.

★ પાંચ વસ્તુઓ તકલીફ પહોંચાડવાવાળી છે : (૧) કોઢની બીમારી, (૨) ખરાબ માણસનું કર્ઝ, (૩) ઝુલ્મ કરનાર બાદશાહ, (૪) બગડેલો ગામડિયો, (૫) અભણ હોદ્દેદાર અને બુરો પાડોશી.

★ મજા વગરની છે બગીચાની સહેલ દોસ્તો વગર, જવાની વગરની ઉંમર, ગુલાબ વગરનું શરબત, જીન વગરની સવારી, હિકમત વગરની વાતો, વેપાર વગરનો માલ, સખાવત વગરનું દિલ, નાહિમ્મત માણસ, ઈઝઝત વગરની સ્ત્રી, જુલ્મ કરનાર બાદશાહ, પરહેઝી વગરની દવા, અમલ વગરની ઝિંદગી અને ઈલ્મ વગરનો અમલ.

★ આઠ વસ્તુઓ કદી પણ નથી ધરાતી : (૧) આંખ જોવાથી, (૨) જમીન વરસાદથી, (૩) બદચલન અવરત આદમીથી, (૪) આલિમ ઈલ્મથી, (૫) સવાલ કરવાવાળો સવાલથી, (૬) લાલચી માલ ભેગો કરવાથી, (૭) દરિયો પાણીથી અને (૮) આગ લાકડીઓથી. (હદીષ)

★ ત્રણ માણસો બધાથી વધારે ક્રોધપાત્ર પાત્ર છે : (૧) ઘમંડ

કરનાર ફકીર, (૨) ઘરડો વ્યભિચારી અને (૩) બુરાઇ કરનાર આલિમ. (હઝરત અલી રદિ.)

★ અવરતની ભલાઇ બે વાતોમાં છે : (૧) તેને કોઇ નામહરમ ન જુએ, (૨) તે કોઇ નામહરમને ન જુએ. (ખાતૂને જન્નત રદિ.)

★ અવરતથી ચાર વસ્તુઓ ચાહો : (૧) તેના દિલમાં નેકી હોય, (૨) તેના ચહેરામાં શરમ હોય, (૩) તેની ઝબાનમાં મીઠાશ હોય, અને (૪) તેના હાથ કામમાં લાગેલા રહે.

★ લોકોથી દૂર રહો, ત્રણ બરકતો હાસિલ થશે : (૧) શરીરનો આરામ, (૨) રૂહની તાકાત, (૩) ઈમાનની હિફાઝત.

## અશઆર

(૧) અગર મોત આએ ન રંજૂર હો. જો છુટ્ટી હો મઝદૂર મસ્રુર હો.

બદલ જાએ જીનેકા દુખ ચેનસે, જો મર જાએ સો જાએ સુખ ચેનસે,

મિલા મરનેવાલોંકો આરામ વહ, કે ઉઠતે લેતે નહીં નામ વહ.

(૨) સંવરતે થે કે ઈક આલમકી આંખેં હમકો દેખેંગી,
ખબર કયા થી હમારી મજલિસેં માતમકો દેખેંગી,
સિતમ હૈ જામ–એ–હસ્તીકા ઈસ તનસે જુદા હોના,
લિબાસે તંગ હૈ ઉતરેગા આખિર ધજ્જિયાં હોકર,
જિતની બઢતી ઈતની ઘટતી હૈ,

ઝિંદગી આપ હી આપ કટતી હૈ,
નઝરે ગોરસે જો દુન્યાકી હાલત દેખી,
હમને બરપા યહીં હરરોઝ કિયામત દેખી.

★ હઝરત અલી (રદિ.)ને કોઈએ પૂછયું કે ઈલ્મ સારી વસ્તુ છે અથવા દૌલત ? આપે ફરમાવ્યું, ઈલ્મ સારી વસ્તુ છે. એટલા માટે કે દૌલત કારૂન અને ફિરઔનને મળે છે અને ઈલ્મ પયગમ્બરોને મળે છે. આદમીને દૌલતની હિફાઝત કરવી પડે છે, પરંતુ ઈલ્મ આદમીની હિફાઝત કરે છે. દૌલતવાળા માણસોના દુશ્મન વધારે હોય છે, પરંતુ ઈલ્મ–વાળા માણસોના દોસ્ત વધારે હોય છે. દૌલત ખર્ચ કરવાથી ઘટે છે અને ઈલ્મ ખર્ચ કરવાથી વધે છે. દૌલતવાળો માણસ બખીલ અને ઈલ્મવાળો સખી હોય છે. દૌલતને ચોર ચોરી શકે છે, પરંતુ ઈલ્મને ચોરી શકતો નથી. દૌલત ગુરૂર શિખવાડે છે અને ઈલ્મ બુર્દબારી શિખવાડે છે. દૌલતની હદ હોય છે, પરંતુ ઈલ્મની કોઈ હદ નથી હોતી.

★ નેક દિલ માણસ દુશ્મનોના સાથે પણ નેકી કરવાનું નથી ચૂકતા.

સંદલ ઉસ કુલ્હાળેકા મુંહ ભી ખૂશબુદાર કર દેતા હૈ, જો ઉસે કાટતા હૈ.

★ પસ્તાવો ચાર પ્રકારનો હોય છે : (૧) પસ્તાવો એક દિવસનો, જયારે કોઈ માણસ ઘરેથી ખાધા વગર ચાલ્યો જાય, (૨) પસ્તાવો વર્ષભરનો, જયારે ખેતીનો વખત ગફલતમાં પસાર થઈ જાય, (૩) પસ્તાવો ઉંમરભરનો, જયારે પોતાની અવરત સાથે બરાબરી ન હોય, (૪) પસ્તાવો હમેશાના માટે, જયારે અલ્લાહ તઆલા નારાજ હોય.

## (૬૨) મેદાને હશ્રમાં સિફારિશ

એક હદીસમાં આવ્યું છે કે કિયામતના દિવસે જહન્નમીઓને એક સફમાં ઊભા કરવામાં આવશે. તેમની પાસેથી એક મુસ્લિમ (કામિલ જન્નતી) પસાર થશે. તે સફમાંથી એક માણસ તેનાથી કહેશે કે તું મારા માટે અલ્લાહ તઆલાના ત્યાં સિફારિશ કરી આપ. તે પૂછશે કે તું કોણ છે ? તે જહન્નમી કહેશે કે તું મને નથી ઓળખતો ? તેં દુનિયામાં એક વખતે મારાથી પાણી માંગ્યું હતું, જેથી મેં તને પાણી પિવડાવ્યું હતું. તેથી તે સિફારિશ કરશે (અને તે સિફારિશ કબૂલ થઈ જશે.) એવી જ રીતે બીજો માણસ કહેશે કે તેં દુનિયામાં વસ્તુ માગી હતી. તે મેં તને આપી દીધી હતી. (કન્ઝ)

એક હદીસમાં છે કે જહન્નમીઓની સફ પર એક જન્નતી પસાર થશે તો તેમાંથી એક માણસ અવાજ દઈને કહેશે કે તમે મને નથી ઓળખતા ? હું તે જ તો છું, જેણે ફલાણા દિવસે તમને પાણી પિવડાવ્યું હતું. ફલાણા વખતે તમને વુઝૂના માટે પાણી આપ્યું હતું. (મિશ્કાત)

એક બીજી હદીસમાં છે કે કિયામતના દિવસે જન્નતી અને જહન્નમી લોકોની જ્યારે સફો લાગી જશે તો જહન્નમી સફોમાંથી એક માણસની નજર જન્નતી સફોમાંથી કોઈ માણસ પર પડશે અને તે તેને યાદ આપશે કે મેં દુનિયામાં તારી સાથે ઉપકાર કર્યો હતો તેથી તે માણસ તેનો હાથ પકડીને અલ્લાહ તઆલાના દરબારમાં દરખ્વાસ્ત કરશે કે યા અલ્લાહ ! તેનું મારા પર ફલાણું એહસાન છે. અલ્લાહ પાકના તરફથી હુકમ થશે કે અલ્લાહ તઆલાની રહમતના તુફૈલમાં જન્નતમાં દાખલ કરવામાં આવે. (કન્ઝ)

એક હદીસમાં છે કે ફકીર લોકોની ઓળખાણ વધારે રાખ્યા કરો અને તેમના ઉપર ઉપકાર કર્યા કરો. તેમની પાસે મોટી દૌલત છે. કોઇએ દરખ્વાસ્ત કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તે દૌલત શું છે ? હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તેમને કિયામતના દિવસે કહેવામાં આવશે કે જેણે તમને કોઇ ટુકડો ખવડાવ્યો હોય અથવા પાણી પિવડાવ્યું હોય અથવા કપડાં દીધા હોય તો તેનો હાથ પકડીને જન્નતમાં પહોંચાડી આપો. એક હદીસમાં છે કે અલ્લાહ તઆલા શાનુહૂ કિયામતમાં ફકીરથી એવી રીતે ઉઝર કરશે જેવી રીતે કે માણસ માણસથી કર્યા કરે છે અને ફરમાવશે કે મારી ઇઝઝત અને જલાલની કસમ ! મેં દુનિયાને તારાથી એટલા માટે નથી હટાવી કે તું મારા નઝદીક રુસ્વા હતો, પરંતુ એટલા માટે હટાવી કે તારા માટે આજે મોટો બદલો છે. મારા બંદા ! આ જહન્નમી માણસોની સફોમાં ચાલ્યો જા. જેણે તને મારા માટે ખાવું ખવડાવ્યું હોય અથવા કપડાં આપ્યાં હોય તે તારા છે. તે એ હાલતમાં એ લોકોમાં દાખલ થશે કે આ લોકો મોઢા સુધી પરસેવામાં ડૂબેલા હશે. તે ઓળખીને તેમને જન્નતમાં દાખલ કરશે. (રવ્ઝતુર્રયૂહાન)

એક હદીસમાં છે કે કિયામતના દિવસે એલાન થશે કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઉમ્મતના ફકીરો ક્યાં છે ? ઊઠો, બીજા લોકોને કિયામતના મેદાનમાં ઢૂંઢો. જે માણસે તમારામાંથી કોઇને મારા માટે એક કોળિયો આપ્યો હોય અથવા મારા માટે કોઇ ઘૂંટડો પાણીનો આપ્યો હોય અથવા મારા માટે કોઇ નવા અથવા જૂના કપડાં આપ્યાં હોય, તેનો હાથ પકડી જન્નતમાં દાખલ કરી દો. તેના ઉપર ઉમ્મતના ફકીરો ઊઠશે અને કોઇનો હાથ પકડીને કહેશે કે

અય અલ્લાહ ! તેઓએ મને ખાણું ખવડાવ્યું હતું, તેઓએ મને પાણી પિવડાવ્યું હતું. કોઈ પણ ઉમ્મતના ફકીરોમાંથી નાનો અથવા મોટો માણસ એવો ન હશે, જે એમને જન્નતમાં દાખલ ન કરાવે. (ક-ઝ)

એક હદીસમાં આવ્યું છે કે જે કોઈ માણસ કોઈ સજીવને જે ભૂખ્યો હોય ખાવું ખવડાવે તો અલ્લાહ તઆલા શાનુહૂ તેને જન્નતના ખાણામાંથી સૌથી વધારે સારું ખાણું ખવડાવશે. (ક-ઝ)

એક હદીસમાં છે કે જે ઘેરથી લોકોને ખાણું ખવડાવવામાં આવતું હોય, ભલાઈ તે ઘરની તરફ એવી જલદીથી ધપે છે જેટલા જલદીથી છરી ઊંટના કોહાનમાં ચાલે છે. (ક-ઝ)

હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક (રહ.) કિંમતી કિંમતી ખજૂરો બીજાઓને ખવડાવતા અને આ કહેતા કે જે માણસ વધારે ખાશે તેને ખજૂરની સાથે એક દિરહમ પણ દેવામાં આવશે. (ઈહ્યા)

એક હદીસમાં છે કે કિયામતના દિવસે એલાન કરનાર એલાન કરશે કે ક્યાં છે તે લોકો જેમણે ફકીરો અને ગરીબોની ઈઝઝત કરી. આજે તમે જન્નતમાં એવી રીતે દાખલ થઈ જાઓ કે તમારા ઉપર કોઈ પ્રકારનો ન ડર છે, ન તમે રંજ—ગમ કરો અને એક એલાન કરનાર એલાન કરશે કે ક્યાં છે તે લોકો જેમણે બીમાર ફકીરો અને ગરીબોની બીમારપુર્સી કરી. આજે તે નૂરના મિમ્બરો પર બેસે અને અલ્લાહ તઆલાથી વાતો કરે અને બીજા લોકો હિસાબની સખતીમાં મશ્ગૂલ હશે. (ક-ઝ)

એક હદીસમાં છે કે કેટલીક હૂરો એવી છે, જેમની મહર એક મુટ્ઠીભર ખજૂર અથવા એટલા જ માપની કોઈ બીજી વસ્તુ દેવાની છે. (ક-ઝ)

એક હદીસમાં છે કે ભૂખ્યાને ખાણું ખવડાવવાથી વધારે ફઝીલતવાળો કોઇ સદકો નથી. (ક-ઝ)

એક હદીસમાં આવ્યું છે કે મગફિરતને વાજિબ કરવા—વાળી વસ્તુઓમાં ભૂખ્યાને ખાણું ખવડાવવું છે. (ક-ઝ)

એક હદીસમાં આવ્યું છે કે અલ્લાહ જલ્લ શાનુહૂના નજીક બધા અમલોથી વધારે પ્યારો અમલ કોઇ મુસલમાનને ખુશ કરવું છે અથવા એના ગમને દૂર કરવું છે અથવા એનં કર્ઝ અદા કરી આપવું છે અથવા ભૂખની હાલતમા ખાણું ખવડાવવું છે. (ક-ઝ)

એટલે આ બધાં કામો (અમલો) વધારે પસંદનીય છે.

એક બીજી હદીસમાં છે કે મગફિરતને વાજિબ કરવાવાળી વસ્તુઓમાં કોઇ મુસલમાનને ખુશી પહોંચાડવી છે. એની ભૂખને દૂર કરવી છે. એની મુસીબતને હટાવવી છે. (ક-ઝ)

એક હદીસમાં છે કે જે માણસ પોતાના કોઇ મુસલમાન ભાઇની દુન્યવી હાજત પૂરી કરે છે તો અલ્લાહ તઆલા શાનુહૂ તેની બોત્તેર (૭૨) જરૂરતો પૂરી કરે છે, જેમાંની હલકી જરૂરત એના ગુનાહોની મગફિરત છે. (ક-ઝ) એટલે બીજી જરૂરતો એનાથી પણ વધીને છે.



بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۙ وَالْمَلٰٓئِكَةُ وَاُولُوا الْعِلْمِ قَآئِمًا بِالْقِسْطِ ۭ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿١٨﴾ (آل عمران ٣:١٨)

**હદીષ :** અબૂ વાઈલ (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરીને બયાન કર્યું કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ સૂરએ આલિ ઈમરાનની ઉપરોક્ત આયત "**શહિદલ્લાહુ અન્નહૂ લા ઇલા–હ....**" પઢયા કરતો હોય તો એને કિયામતના દિવસે બારગાહે ઈલાહીમાં લાવવામાં આવશે. પછી અલ્લાહ તઆલા ફરમાવશે : મારા બંદાએ મારાથી અહદ કર્યો હતો–તે વચનબદ્ધ થયો હતો અને હું વચનપાલનનો સૌથી વધુ હકદાર છું. મારા બંદાને જન્નતમાં દાખલ કરી દો." (અલ્લામહ ઈબ્ને અબ્દુલ બર્ર (રહ.) કૃત "જામિઉ બયાનિલ ઈલ્મિ વ ફદ્‌લિહ્", ૧/૯૯, સંદર્ભ : મવલાના મુફતી મુહમ્મદ તકી ઉસ્માની સા. કૃત "તરાશે", પૃષ્ઠ : ૫૪/૫૫)

**[૨૦] હદીષ :** હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસ સૂરએ અન્આમની શરૂઆતની ત્રણ આયતો પઢશે તો એના માટે ચાળીસ હજાર ફરિશ્તાઓ નિયુક્ત કરવામાં આવશે. તે ચાળીસ હજાર ફરિશ્તાઓ કિયામત સુધી ઈબાદત કરશે. એમની એ ઈબાદતનો બધો સવાબ આ આયતો પઢનારના નામ–એ–આ'માલ (કર્મપત્ર)માં લખવામાં આવશે. ઉપરાંત, એક ફરિશ્તો સાતમા આકાશમાંથી લોખંડની ગદા લઈને ઊતરે છે. જ્યારે શયતાન પઢનાર વ્યક્તિના દિલમાં વસવસા નાખે છે તો એ ફરિશ્તો એ ગદાથી શયતાનને બરાબર ફટકારે છે, જેથી એ પઢનાર અને શયતાનની વચ્ચે સિત્તેર (૭૦) પડદા આડવાડ બની જાય છે. અલ્લાહ તઆલા કિયામતના દિવસે એને ફરમાવશે : "તું મારા છાંયડા તળે ચાલ, મારા છાંયડા સિવાય બીજો કોઈ છાંયડો નથી. જન્નતનાં ફળ ખા, મારી હૌઝે કવષરનું પાણી પી, સલસબીલની

નહેરમાં ગુસલ કર. તું મારો બંદો છે અને હું તારો રબ."

(હાશિયતુસ્સાવી અલા તફસીરિલ જલાલૈન : ૨/૧૬૪)

સૂરએ અન્આમની શરૂઆતની ત્રણ આયતો આ પ્રમાણે છે :

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَجَعَلَ الظُّلُمٰتِ وَالنُّوْرَ ۬ؕ ثُمَّ الَّذِیْنَ كَفَرُوْا بِرَبِّهِمْ یَعْدِلُوْنَ ۝۱ هُوَ الَّذِیْ خَلَقَكُمْ مِّنْ طِیْنٍ ثُمَّ قَضٰۤی اَجَلًا ؕ وَاَجَلٌ مُّسَمًّی عِنْدَهٗ ثُمَّ اَنْتُمْ تَمْتَرُوْنَ ۝۲ وَهُوَ اللّٰهُ فِی السَّمٰوٰتِ وَفِی الْاَرْضِ ؕ یَعْلَمُ سِرَّكُمْ وَجَهْرَكُمْ وَیَعْلَمُ مَا تَكْسِبُوْنَ ۝۳ (الانعام۶:۳،پارہ۷)

●●●

اَللّٰهُمَّ رَبَّ مُحَمَّدٍ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰۤى اٰلِ مُحَمَّدٍ وَّاجْزِ مُحَمَّدًا صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَا هُوَ اَهْلُهٗ ط

## [૨૧] વીસ હજાર નેકીઓ અને....

ખતીબ બગદાદીએ રિવાયત કરી છે કે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : કોઈ વ્યક્તિ મુઅઝ્ઝિનને અઝાન કહેતાં સાંભળે ત્યારે જો આ (નીચે દર્શાવેલા કલિમાત) પઢશે તો

અલ્લાહ તઆલા એના માટે વીસ હજાર નેકીઓ લખી આપે છે અને એના વીસ હજાર ગુનાહોને મિટાવી દે છે તથા એના વીસ હજાર દરજાત બુલંદ કરી આપે છે. (તે કલિમાત આ પ્રમાણે છે) :

مَرْحَبًا بِالْقَائِلِيْنَ عَدْلًا
مَرْحَبًا بِالصَّلٰوةِ وَاَهْلًا

**મર્હબમ્ બિલ્ કાઈલી-ન અદ્લન્**

**મર્હબમ્ બિસ્સલાતિ વ અહ્લન્**

(અલ્લામહ સુયૂતી રહ. કૃત "જામિઉલ અહાદીષ" ભાગ : ૭, પેજ : ૩૧૩)

## [૨૨] બેમિસાલ કલિમાત

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે અલ્લાહના કોઈ બંદાએ નીચે દર્શાવેલા કલિમાત પઢયા તો બે ફરિશ્તાઓ માટે મુશ્કેલ થઈ પડયું કે એમને કેવી રીતે લખે (અર્થાત્ એમનો અજર-સવાબ કેટલો લખે). આ બંને ફરિશ્તા આસમાન પર ચઢયા અને એમણે દરબારે ખુદાવંદીમાં અરજ કરી : હે અમારા પરવરદિગાર ! તારા બંદાએ એવા કલિમાત કહયા છે કે અમારી સમજમાં નથી આવતું કે એમને કેવી રીતે લખીએ ? ! અલ્લાહ તઆલા બંદાએ કહેલા કલિમાત જાણતો હોવા છતાં (ફરિશ્તાઓને) પૂછે છે કે મારા બંદાએ કયા કલિમાત કહયા છે ? ફરિશ્તાઓ કલિમાતને દોહરાવે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે આ કલિમાતને મારા બંદાએ જેવી રીતે કહયા છે, એવી જ રીતે લખી લો.

મારી મુલાકાત પર હું જ એને આ કલિમાતનો બદલો અર્પણ કરીશ. (તે કલિમાત આ પ્રમાણે છે) :

يَارَبِّ لَكَ الْحَمْدُ كَمَا يَنْبَغِيْ لِجَلَالِ وَجْهِكَ وَعَظِيْمِ سُلْطَانِكَ ط

**યા રબ્બિ લકલ્ હમ્દુ કમા યમ્બગી લિ-જલાલિ વજ્હિ-ક વ અઝીમિ સુલ્તાનિક.**

[**અર્થ** : હે મારા પરવરદિગાર ! તારા જ માટે સર્વ પ્રકારની તારીફ છે, જેવી કે તારા ચહેરાના જલાલને અને તારી મહાન સલ્તનતને અનુરૂપ છે.] (ઈબ્ને માજહ-મુસ્નદે અહમદ)

## [૨૩] બજારમાં કલિમ-એ-શહાદતની ફઝીલત

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : બજારમાં જતી વખતે અને બજારમાં દાખલ થતી વખતે આ દુઆ પઢયા કરો :

بِسْمِ اللّٰهِ وَبِاللّٰهِ اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ ط

**બિસ્મિલ્લાહિ વ બિલ્લાહિ, અશ્હદુ અલ્લા ઇલા-હ ઇલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદ રંસૂલુલ્લાહ.**

[**અર્થ** : અલ્લાહના નામથી અને અલ્લાહની તવફીકથી

શરૂ કરું છું. હું ગવાહી આપું છું કે અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી અને હું ગવાહી આપું છું કે હઝરત મુહમ્મદ (સલ.) અલ્લાહના રસૂલ છે.]

**ફઝીલત :** (જ્યારે બંદો આ દુઆ પઢી લે છે તો) અલ્લાહ તઆલા ફરમાવે છે કે મારા આ બંદાએ મને એવા સમયે અને એવા સ્થળે યાદ કર્યો છે કે જેમાં બીજા લોકો ગાફિલ છે, (જેથી હે ફરિશ્તાઓ !) હું તમને ગવાહ બનાવું છું કે મેં આ માણસને બખ્શી દીધો છે.

(નુઝ્હહ : ૧/૧૧૯, સંદર્ભ : તરગીબુલ મુસ્લિમીન : ૨૧૪)

## [૨૪] સાત હજાર વખત તસ્બીહ પઢવાથી પણ બેહતર દુઆ

હઝરત મુઆઝ (રદિ.)ની એક રિવાયતમાં છે કે ફજરની નમાઝ પછી હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસ શરીફમાં ઈલ્મી મુઝાકરહ (વાર્તાલાપ) થતો હતો. આપ (સલ.) સહાબએ કિરામ (રદિ.)ને તાલીમ ફરમાવ્યા કરતા હતા; પરંતુ હઝરત મુઆઝ (રદિ.) શરૂઆતમાં જમાઅતની સલામ ફેરવ્યા પછી ઘરે તશરીફ લઈ જતા હતા. એક વખત ફરમાવ્યું : હે મુઆઝ ! સવારમાં અમારી મજલિસમાં તમે કેમ આવતા નથી ? હઝરત મુઆઝ (રદિ.)એ એવું કહીને મઅઝિરત ફરમાવી દીધી કે સવારમાં સાત હજાર વખત તસ્બીહ પઢવાનો મારો મા'મૂલ (નિત્યકર્મ) છે. જો હું કોઈક ઠેકાણે બેસી જાઉં છું તો પછી મારો આ મા'મૂલ પૂરો થવા પામતો નથી.

આપ (સલ.)એ ફરમાવ્યું : શું હું તમને એવી દુઆ ન બતાવી દઉં, જેને એકવાર પઢી લેવું સાત હજાર તસ્બીહ

પઢવાથી બેહતર હોય ? અરજ કરી : જરૂર ઈરશાદ ફરમાવો. ઈરશાદ ફરમાવ્યો :

લા ઇલા–હ ઇલ્લલ્લાહુ અ–દ–દ રિદાહૂ
લા ઇલા–હ ઇલ્લલ્લાહુ ઝિન–ત અર્શિહી
લા ઇલા–હ ઇલ્લલ્લાહુ અ–દ–દ ખલ્કિહી
લા ઇલા–હ ઇલ્લલ્લાહુ મિલ્અ સમાવાતિહી
લા ઇલા–હ ઇલ્લલ્લાહુ મિલ્અ અર્દિહી
લા ઇલા–હ ઇલ્લલ્લાહુ મિલ્અ મા બય્નહુમા
લા ઇલા–હ ઇલ્લલ્લાહુ મિષ્લ ઝાલિ–ક મ–અહૂ
વલ્લાહુ અકબરુ મિષ્લ ઝાલિ–ક મ–અહૂ
વલ્હમ્દુ લિલ્લાહિ મિષ્લ ઝાલિ–ક મ–અહૂ

لَآاِلٰهَ اِلَّااللّٰهُ عَدَدَ رِضَاهُ،
لَآاِلٰهَ اِلَّااللّٰهُ زِنَةَ عَرْشِهٖ،
لَآاِلٰهَ اِلَّااللّٰهُ عَدَدَ خَلْقِهٖ،
لَآاِلٰهَ اِلَّااللّٰهُ مِلْأَ سَمٰوَاتِهٖ،
لَآاِلٰهَ اِلَّااللّٰهُ مِلْأَ اَرْضِهٖ،
لَآاِلٰهَ اِلَّااللّٰهُ مِلْأَ مَابَيْنَهُمَا،
لَآاِلٰهَ اِلَّااللّٰهُ مِثْلَ ذٰلِكَ مَعَهٗ،
وَاللّٰهُ اَكْبَرُ مِثْلَ ذٰلِكَ مَعَهٗ،
وَالْحَمْدُ لِلّٰهِ مِثْلَ ذٰلِكَ مَعَهٗ۔

[**અર્થ :** "લા ઈલા–હ ઈલ્લલ્લાહ" અલ્લાહની રઝાની સંખ્યા બરાબર. "લા ઈલા–હ ઈલ્લલ્લાહ" એના મહાન અર્શના વજન અનુસાર. "લા ઈલા–હ ઈલ્લલ્લાહ" એની સમગ્ર મખ્લૂકની સંખ્યા અનુસાર. "લા ઈલા–હ ઈલ્લલ્લાહ"

એના તમામ આકાશોના ભરાવા બરાબર. "લા ઈલા—હ ઈલ્લલ્લાહ" એની જમીનના ભરાવા અનુસાર. "લા ઈલા—હ ઈલ્લલ્લાહ" તમામ આકાશો અને જમીનના દરમિયાનની સમગ્ર મખ્લૂકના ભરાવા બરાબર. "લા ઈલા—હ ઈલ્લલ્લાહ" આ (મજકૂર કલિમાત) સાથે એ જ પ્રમાણે (જે પ્રમાણે ઉપર છે) અને "અલ્લાહુ અકબર" આ (મજકૂર કલિમાત) સાથે એ જ પ્રમાણે (જે પ્રમાણે ઉપર છે) અને "અલ્હમ્દુ લિલ્લાહ" આ (ઉક્ત કલિમાત) સાથે એ જ પ્રમાણે (જે પ્રમાણે ઉપર વર્ણવાયા છે).]

એકવાર આ દુઆને પઢી લેવું સાત હજાર તસ્બીહ પઢવા બરાબર છે. (કન્ઝુલ ઉમ્માલ : ૧/૪૪૨)

## [૨૫] રાત—દિવસ ઝિક્ર કરવાથી બેહતર

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)ને ફરમાવ્યું કે હું તમને એક એવી ચીજ બતાવું છું, જે રાત—દિવસ ઝિક્ર કરવાથી બેહતર છે અને તે આ (પ્રમાણે) છે :

سُبْحَانَ اللّٰهِ عَدَدَ مَا خَلَقَ وَسُبْحَانَ اللّٰهِ مِلْأَ مَا خَلَقَ وَسُبْحَانَ اللّٰهِ عَدَدَ كُلِّ شَيْءٍ وَّسُبْحَانَ اللّٰهِ مِلْأَ كُلِّ شَيْءٍ وَّسُبْحَانَ اللّٰهِ عَدَدَ مَا اَحْصٰى كِتَابُهٗ وَسُبْحَانَ اللّٰهِ مِلْأَ مَا اَحْصٰى كِتَابُهٗ وَالْحَمْدُ لِلّٰهِ عَدَدَ مَا خَلَقَ وَالْحَمْدُ لِلّٰهِ مِلْأَ مَا خَلَقَ وَالْحَمْدُ لِلّٰهِ عَدَدَ كُلِّ شَيْءٍ وَّالْحَمْدُ لِلّٰهِ مِلْأَ كُلِّ شَيْءٍ وَّالْحَمْدُ لِلّٰهِ عَدَدَ مَا اَحْصٰى كِتَابُهٗ وَالْحَمْدُ لِلّٰهِ مِلْأَ مَا اَحْصٰى كِتَابُهٗ ط

**સુબ્હાનલ્લાહિ અ–દ–દ મા ખ–લ–ક, વ સુબ્હાનલ્લાહિ મિલ્અ મા ખ–લ–ક, વ સુબ્હાનલ્લાહિ અ–દ–દ કુલ્લિ શયઇંવ્, વ સુબ્હાનલ્લાહિ મિલ્અ કુલ્લિ શયઇંવ્, વ સુબ્હાનલ્લાહિ અ–દ–દ મા અહ્સા કિતાબુહૂ, વ સુબ્હાનલ્લાહિ મિલ્અ મા અહ્સા કિતાબુહૂ, વલ્હમ્દુ લિલ્લાહિ અ–દ–દ મા ખ–લ–ક, વલ્હમ્દુ લિલ્લાહિ મિલ્અ મા ખ–લ–ક, વલ્હમ્દુ લિલ્લાહિ અ–દ–દ કુલ્લિ શયઇંવ્, વલ્હમ્દુ લિલ્લાહિ મિલ્અ કુલ્લિ શયઇંવ્, વલ્હમ્દુ લિલ્લાહિ અ–દ–દ મા અહ્સા કિતાબુહૂ, વલ્હમ્દુ લિલ્લાહિ મિલ્અ મા અહ્સા કિતાબુહ્.**

[**અર્થ :** અલ્લાહની તસ્બીહ (પવિત્રતાનું વર્ણન) છે તે ચીજોની સંખ્યા બરાબર, જે એણે પેદા ફરમાવી છે અને અલ્લાહની તસ્બીહ છે તે ચીજોના ભરાવા બરાબર, જે એણે પેદા ફરમાવી છે અને અલ્લાહની તસ્બીહ છે દરેક ચીજની સંખ્યા બરાબર અને અલ્લાહની તસ્બીહ છે દરેક ચીજના ભરાવા બરાબર અને અલ્લાહની તસ્બીહ છે દરેક ચીજની સંખ્યા બરાબર, જેને એની કિતાબે ગણી કે આવરી લીધી છે અને અલ્લાહની તસ્બીહ છે દરેક ચીજની સંખ્યા બરાબર અને અલ્લાહની તસ્બીહ છે દરેક ચીજના ભરાવા બરાબર, જેને એની કિતાબે ગણી કે આવરી લીધી છે અને અલ્લાહ માટે સઘળી તારીફ છે, તે ચીજોની સંખ્યા બરાબર, જે એણે પેદા ફરમાવી છે અને અલ્લાહ માટે સઘળી તારીફ છે, તે ચીજોના ભરાવા બરાબર, જે એણે પેદા ફરમાવી છે અને અલ્લાહ માટે દરેક પ્રકારની તારીફ છે, દરેક ચીજની સંખ્યા બરાબર અને અલ્લાહ માટે તમામ તારીફ છે, દરેક ચીજના ભરાવા બરાબર અને અલ્લાહ તઆલા માટે સઘળી તારીફ છે, દરેક તે ચીજના બરાબર, જેને એની કિતાબે આવરી લીધી છે અને અલ્લાહ

માટે સઘળી તારીફ છે, દરેક તે ચીજના ભરાવા બરાબર, જેને એની કિતાબે આવરી લીધી છે.]

(મુસ્નદે બઝઝાર, તબરાની કૃત મુઅજમે કબીર, સંદર્ભ : હિસ્ને હસીન : ૪૧૫)

## [૨૬] દોઝખથી નજાત

ફરમાવ્યું : જે વ્યક્તિ મારા પર સો વાર દુરૂદ મોકલે છે તો અલ્લાહ તઆલા એની પેશાની પર **"બરાઅતુમ્ મિનન્ નિફાકિ વ બરાઅતુમ્ મિનન્નાર"** લખી આપે છે. અર્થાત્ આ વ્યક્તિ નિફાકથી પણ બરી (મુક્ત) છે અને દોઝખથી પણ બરી છે અને કિયામતના દિવસે શહીદોની સાથે એને ઉઠાવવામાં આવશે. (તબરાની)

## [૨૭] છોકરા કે છોકરીની શાદીમાં ઉદ્ભવતી રુકાવટને દૂર કરવાનું દુરૂદ શરીફ :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા સલ્લય્ત અલા ઇબ્રાહી–મ વ અલા આલિ ઇબ્રાહી–મ ઇન્ન–ક હમીદુમ્ મજીદ. અલ્લાહુમ્મ બારિક્ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા બારક્ત અલા ઈબ્રાહી–મ વ અલા આલિ ઇબ્રાહી–મ ઈન્ન–ક હમીદુમ્ મજીદ.**

[**અર્થ** : હે અલ્લાહ ! તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આલ–અવલાદ પર રહમત નાઝિલ ફરમાવ, જેમ કે તેં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પર અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની આલ–અવલાદ પર રહમત નાઝિલ ફરમાવી હતી. બેશક, તું તારીફને પાત્ર (અને) બુઝુર્ગીવાળો છે. હે અલ્લાહ ! તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આલ–અવલાદ પર બરકતો નાઝિલ ફરમાવ, જેમ કે તેં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પર અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની આલ–અવલાદ પર બરકતો નાઝિલ ફરમાવી હતી. બેશક, તું તારીફને લાયક અને મહત્તાવાળો છે.]

**ફાયદો** : જો કોઈ છોકરા કે છોકરીની શાદીમાં રુકાવટ ઊભી થાય અને સગાઈ નક્કી ન થતી હોય અથવા સદંતર કહેણ (રિશ્તો) આવતું જ ન હોય, તો છોકરો કે છોકરી અને એની વાલિદહ સવારે ફજરની નમાઝ પછી તથા સાંજે મગરિબની નમાઝ પછી પાંચ સો વખત દુરૂદે ઈબ્રાહીમી પઢીને દુઆ કરે, તો અલ્લાહ તઆલા બહુ જલદી નેક અને સારા રિશ્તાનો બંદોબસ્ત ફરમાવી દેશે અને રુકાવટ દૂર થઈ જશે. (ઝરીઅતુલ્ વુસૂલ.....૧)

**[૨૮] મુસ્તકિલ મિઝાજી (સ્થિર–ચિત્તતા) પામવા અને સમયના વેડફાટથી બચવા માટેનું દુરૂદ શરીફ :**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ ط وَكُلَّمَا سَهٰى عَنْهُ الْغَافِلُوْنَ ط وَعَلٰٓى اٰلِ مُحَمَّدٍ وَّبَارِكْ وَسَلِّمْ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કુલ્લમા ઝ–ક–રહુઝ્ ઝાકિરૂ–ન, વ કુલ્લમા સહા અન્હુલ્ ગાફિલૂ–ન, વ અલા આલિ મુહમ્મદિંવ્ વ બારિક્ વ સલ્લિમ.**

[**અર્થ :** હે અલ્લાહ ! રહમત નાઝિલ ફરમાવ તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આલ–અવલાદ પર, જયારે જયારે પણ ઝિક્ર કરનારા આપ (સલ.)નો ઝિક્ર કરે અને જયારે જયારે પણ ગફલતવાળા આપ (સલ.)ને ભૂલી જાય તથા (આપ સલ. પર) બરકતો અને સલામ નાઝિલ ફરમાવ.]

**ફાયદો :** જે માણસ ફજરની નમાઝ પછી વઝીફારૂપે એક સો વખત આ દુરૂદ શરીફ પઢતો રહેશે, તો અલ્લાહ તઆલા એને દીની–દુન્યવી કામોમાં એકાગ્રતા અને મુસ્તકિલ મિઝાજી (સ્થિર–ચિત્તતા અને દ્દઢ નિશ્ચય) અતા ફરમાવે છે.

તદ્દુપરાંત, એની બરકતથી સમય વેડફવાથી બચી જવાય છે અને કામોમાં આસાની પેદા થઈ જાય છે.

(ઝરીઅતુલ્ વુસૂલ....૧૨૯)

**[૨૯] આંખોની સઘળી તકલીફો દૂર કરવા અને આંખોની રોશની સતેજ કરવા માટેનું મુજર્રબ દુરૂદ શરીફ :**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ ٍالسَّابِقِ لِلْخَلْقِ نُوْرُهٗ ط وَالرَّحْمَةِ لِلْعَالَمِيْنَ ظُهُوْرُهٗ ط عَدَدَ مَنْ مَّضٰى مِنْ خَلْقِكَ وَمَنْ بَقِىَ ط وَمَنْ سَعِدَ مِنْهُمْ وَمَنْ شَقِىَ ط صَلَاةً تَسْتَغْرِقُ الْعَدَّ وَتُحِيْطُ بِالْحَدِّ ط صَلَاةً لَّاغَايَةَ لَهَا وَلَاانْتِهَاءَ ط وَلَا أَمَدَلَهَا وَلَاانْقِضَاءَ ط صَلَوَاتِكَ الَّتِىْ صَلَّيْتَ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિનિ સ્સાબિકિ લિલ્ ખલ્કિ નૂરુહૂ, વર્રહ્મતિ લિલ્ આલમી-ન ઝુહૂરુહૂ, અ-દ-દ મમ્ મઝા મિન્ ખલ્કિ-ક વ મમ્ બકિ-ય વ મન્ સ-ઇ-દ મિન્હુમ્ વ મન્ શકિ-ય, સલાતન્ તસ્તગ્રિકુલ્ અદ્દ વ તુહીતુ બિલ્હદ્દિ, સલાતલ્ લા ગાય-ત લહા વ લન્તિહા-અ, વલા અ-મ-દ લહા વલન્કિઝા-અ, સ-લ-વાતિ-ક લ્લતી સલ્લય્ત અલય્હિ, સલાતન્ દાઇ-મતમ્ બિ-દવામિ-ક, વ અલા આલિહી**

**વ સહ્બિહી કઝાલિ–ક, વલ્હમ્દુ લિલ્લાહિ અલા ઝાલિક.**

[**અર્થ** : હે અલ્લાહ ! અમારા આકા હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર રહમત નાઝિલ ફરમાવ, કે જેમનું નૂર સમગ્ર મખ્લૂકથી પહેલાં (મવજૂદ) હતું અને જેમનો ઝુહૂર (પ્રાગટ્ય) જગતવાસીઓ માટે રહમત છે, (આપ (સલ.) પર રહમત નાઝિલ ફરમાવ) તે લોકોની સંખ્યા અનુસાર, જે તારી મખ્લૂકમાંથી વફાત પામ્યા છે અને એમના પૈકી જે બાકી (હયાત) છે તથા એમના પૈકી જે નેકબખ્ત છે તથા જે બદબખ્ત છે; એવી રહમત (નાઝિલ ફરમાવ) કે જે ગણતરીને ખતમ કરી દે અને જે (અંતિમ) હદને આવરી લે; એવી રહમત (નાઝિલ ફરમાવ) કે જેની કોઈ અંતિમ હદ ન હોય– જે અંતહીન હોય, અને જેની કોઈ ચરમસીમા ન હોય અને જે કદી ખતમ ન થાય. તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર પોતાની એવી રહમતો નાઝિલ ફરમાવ કે જે એવી કાયમી હોય કે તારા હંમેશા હોવાંપણાની સાથે હંમેશા રહે તથા આપ (સલ.)ની આલ–અવલાદ અને આપ (સલ.)ના અસ્હાબ ઉપર પણ એ જ પ્રમાણે હંમેશા રહે એવી (રહમતો નાઝિલ ફરમાવ), અને આ વાત પર તમામ પ્રકારની તારીફ અલ્લાહ તઆલા માટે છે.]

**ફાયદો** : જો કોઈ માણસ દરેક નમાઝ પછી ત્રણવાર ઉપર્યુક્ત દુરૂદ શરીફ પઢીને આંગળીઓ પર દમ કરે અને આંખો પર ફેરવી લે, તો અલ્લાહ તઆલા આંખની એવી તકલીફ પણ દૂર ફરમાવી દે છે, જેનાથી ડૉક્ટરો લાચાર થઈ ગયા હોય. ઉપરાંત, આંખની દૃષ્ટિ પણ સતેજ અને પ્રકાશિત થઈ જાય છે. મુજર્રબ–અનુભવસિદ્ધ અમલ છે.

(ઝરીઅતુલ્ વુસૂલ....૧૪૦)

## [૩૦] દરેક પ્રકારના દર્દ અને અસાધ્ય રોગ (ડાયાબિટીસ-કેન્સર)ના નિવારણ માટેનું દુરૂદ શરીફ :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَاءٍ وَّدَوَاءٍ وَّبَارِكْ وَسَلِّمْ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિમ્ બિઅ-દદિ કુલ્લિ દાઇંવ્ વ દવાઇંવ્ વ બારિક્ વ સલ્લિમ.**

[**અર્થ** : હે અલ્લાહ ! દરેક બીમારી અને દવાની સંખ્યાના પ્રમાણમાં રહમત નાઝિલ ફરમાવ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર તથા (આપ સલ. પર) બરકતો અને સલામ નાઝિલ ફરમાવ.]

**ફાયદો** : કોઇ પણ પ્રકારના દર્દ અને બીમારીના નિવારણ માટે બીમાર પર આ દુરૂદ શરીફ પઢીને દમ કરે. એને પઢવાની પદ્ધતિ આ પ્રમાણે છે : આરંભ અને અંતમાં આ દુરૂદ શરીફ ત્રણવાર પઢે અને દરમિયાનમાં સાત વાર સૂરએ ફાતિહા બિસ્મિલ્લાહ...સહિત અને ત્રણવાર સૂરએ ઈખ્લાસ પઢીને બીમાર પર દમ કરી દે, તો તરત શિફા નસીબ થશે, ઈન્શાઅલ્લાહુલ્ અઝીઝ. તદુપરાંત, જો બીમારને અસાધ્ય રોગ લાગુ પડયો હોય અથવા બીમારી સખત હોય, તો આ દુરૂદ શરીફ આરંભ અને અંતમાં એક સો વાર પઢે. ડાયાબિટીસ અને કેન્સર જેવા જીવલેણ રોગ માટે બહુ અકસીર છે. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૪૪)

## [૩૧] અવલાદની કામિયાબી અને ઈઝઝત પ્રાપ્ત કરવા માટેનું બેહતરીન દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِالْعَالَمِيْنَ
حَبِيْبِكَ مُحَمَّدٍ وَّاٰلِهٖ صَلَاةً اَنْتَ
لَهَا اَهْلٌ وَّبَارِكْ وَسَلِّمْ كَذٰلِكَ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સચ્યિદિલ્ આલમી-ન હબીબિ-ક મુહમ્મદિંવ્ વ આલિહી, સલાતન્ અન્ત લહા અહ્લુંવ્ વ બારિક્ વ સલ્લિમ્ કઝાલિક.**

[**અર્થ** : હે અલ્લાહ ! તું રહમત નાઝિલ ફરમાવ તમામ જગતોના સરદાર, પોતાના હબીબ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને આપ (સલ.)ની આલ-અવલાદ પર, એવી રહમત જે તારી ઉચ્ચ શાનને અનુરૂપ અને ઉચિત હોય અને એવી જ રીતે બરકત તથા સલામ (પણ) નાઝિલ ફરમાવ.]

**ફાયદો** : જો કોઈ માણસ ફજર અને મગરિબની નમાઝ પછી ઈકોતેર વખત અને બીજી નમાઝો પછી સાત વખત આ દુરૂદ શરીફ પાબંદીથી પઢયા કરશે, તો અલ્લાહ તઆલા એને તથા એની અવલાદને સમાજમાં ઉચ્ચ, મોભાદાર અને ઈઝઝતમય સ્થાન અર્પણ કરશે તથા એમને લોકપ્રિયતા નસીબ થશે. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૫૧)

## [૩૨] ઘર અને સફરમાં ચોર–ડાકુઓથી હિફાઝત પામવાનું મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ النَّبِيِّ كَمَا اَمَرْتَنَا اَنْ نُّصَلِّيَ عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ النَّبِيِّ كَمَا يَنْبَغِيْ اَنْ يُّصَلّٰى عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ النَّبِيِّ بِعَدَدِ مَنْ صَلّٰى عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ النَّبِيِّ بِعَدَدِ مَنْ لَّمْ يُصَلِّ عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ النَّبِيِّ كَمَا تُحِبُّ وَتَرْضٰى اَنْ يُّصَلّٰى عَلَيْهِ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્ નબિય્યિ કમા અમર્તના અન્નુસલ્લિ–ય અલય્હિ, વ સલ્લિ અલા મુહમ્મદિનિન્ નબિય્યિ કમા યમ્બગી અંય્યુસલ્લા અલય્હિ, વ સલ્લિ અલા મુહમ્મદિનિન્ નબિય્યિ બિઅ–દદિ મન્ સલ્લા અલય્હિ, વ સલ્લિ અલા મુહમ્મદિનિન્ નબિય્યિ બિઅ–દદિ મલ્લમ્ યુસલ્લિ અલય્હિ, વ સલ્લિ અલા મુહમ્મદિનિન્ નબિય્યિ કમા તુહિબ્બુ વ તર્દા અંય્યુસલ્લા અલય્હિ.**

[અર્થ : હે અલ્લાહ ! તું રહમત નાઝિલ ફરમાવ હઝરત મુહમ્મદ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર,

જેમ કે તેં અમને હુકમ ફરમાવ્યો છે કે અમે આપ (સલ.) પર સલાત મોકલીએ અને રહમત નાઝિલ ફરમાવ તું મુહમ્મદ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, જેવી રીતે આપ (સલ.) પર રહમત મોકલવાનું મુનાસિબ હોય અને રહમત નાઝિલ ફરમાવ તું હઝરત મુહમ્મદ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, તે લોકોની સંખ્યા અનુસાર, જેઓ આપ (સલ.) પર દુરૂદ મોકલે છે અને રહમત નાઝિલ ફરમાવ તું હઝરત મુહમ્મદ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, તે લોકોની સંખ્યાના પ્રમાણમાં, જેઓ આપ (સલ.)ને દુરૂદ મોકલતા નથી અને રહમત નાઝિલ ફરમાવ તું હઝરત મુહમ્મદ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, જેવી રીતે કે તું આપ (સલ.) પર દુરૂદ મોકલવાનું પસંદ કરે છે અને (જેવી રીતે કે તું) દુરૂદ મોકલવા ચાહે છે.]

**ફાયદો** : જો કોઈ માણસ ઘરેથી નીકળવા પહેલાં અથવા કોઈ મુસાફિર પોતાના સફરમાં ૧૧ (અગિયાર) વખત આ દુરૂદ શરીફ પઢીને પોતાનાં બદન અને માલ–સામાન પર દમ કરી લેશે, તો દરેક પ્રકારની ચોરી, લૂંટફાટ, મારધાડ અને ડાકાટીથી અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવશે તથા ઝાલિમ, ડાકુ અને લૂંટારો એની તરફ નિગાહ પણ ઉઠાવી શકશે નહિ. તદુપરાંત, રાતે સૂતા પહેલાં મકાનની ચારે તરફ આ દુરૂદ શરીફને દસ વાર પઢીને ફૂંકી દેશે, તો ઈન્શા અલ્લાહ એ મકાન ચોરી, લૂંટફાટ અને ડાકાટીથી મહફૂઝ રહેશે અને કોઈ બદનિય્યત એની તરફ મુખ પણ કરશે નહિ. મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે.

(ઝરીઅતુલ્ વુસૂલ....૧૫૮)

## [૩૩] કારોબારમાં તરક્કી અને માલદારી પ્રાપ્ત કરવા માટેનું દુર્લભ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ
وَصَلِّ عَلَى الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ
وَالْمُسْلِمِيْنَ وَالْمُسْلِمَاتِ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ અબ્દિ–ક વ રસૂલિ–ક, વ સલ્લિ અલલ્ મુઅ્મિની–ન વલ્ મુઅ્મિનાતિ વલ્ મુસ્લિમી–ન વલ્ મુસ્લિમાત.**

[અર્થ : હે અલ્લાહ ! પોતાના બંદા અને રસૂલ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર રહમત નાઝિલ ફરમાવ તથા મુઅમિન પુરુષો અને મુઅમિન સ્ત્રીઓ પર તથા મુસ્લિમ પુરુષો અને મુસ્લિમ સ્ત્રીઓ ઉપર (પણ) રહમત નાઝિલ ફરમાવ.]

**ફાયદો :** જો કોઈ માણસ પોતાના કારોબારમાં તરક્કી તથા માલ–દોલતમાં વિપુલતા ચાહતો હોય તો પાબંદીથી ફુરસદના સમયે ત્રણ સો તેર વખત આ દુરૂદ શરીફ પઢીને દુઆ કરે, તો ઈન્શા અલ્લાહ બહુ જલદી માલી ખૂશહાલી (સમૃદ્ધિ) નસીબ થશે અને કારોબારમાં તરક્કી પ્રાપ્ત થશે.

(ઝરીઅતુલ્ વુસૂલ....૧૫૭)

## [૩૪] ઝાલિમ શવહરના ઝુલ્મથી નજાત અને તંગદસ્તીથી હિફાઝત પામવા માટેનું મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ صَاحِبِ الْفَرْقِ وَالْفُرْقَانِ وَجَامِعِ الْوَرَقِ وَمُنْزِلِهٖ مِنْ سَمَآءِ الْقُرْاٰنِ وَعَلٰٓی اٰلِ مُحَمَّدٍ وَّسَلِّمْ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન્ સાહિબિલ્ ફર્કિ વલ્ ફુરકાનિ વ જામિઇલ્ વ–ર–કિ વ મન્ઝિલિહી મિન્ સમાઇલ્ કુર્આનિ વ અલા આલિ મુહમ્મદિંવ્ વ સલ્લિમ્.**

[**અર્થ :** હે અલ્લાહ ! રહમત નાઝિલ ફરમાવ તું અમારા સરદાર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, જે ખરા અને ખોટાના દરમિયાન ફર્ક કરનાર તથા સત્ય અને અસત્યના દરમિયાન ફેંસલો કરનાર છે. પવિત્ર ગ્રંથ (કુર્આને મજીદ)નાં પૃષ્ઠોને એકત્ર કરનાર અને એને કુર્આનના આસમાનેથી ઉતારનાર છે, અને રહમત નાઝિલ ફરમાવ તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આલ–અવલાદ ઉપર પણ અને આપના પર સલામ (પણ) નાઝિલ ફરમાવ.]

**ફાયદો :** જો શવહર મારઝૂડ અને અત્યાચાર કરતો હોય અથવા કોઈ માણસ તંગદસ્તી, નાદારી અને મોહતાજીનો શિકાર હોય, તો તે માણસ ફજરની નમાઝ પછી અથવા મગરિબ કે ઈશાની નમાઝ પછી ઈકોતેર વખત આ દુરૂદ શરીફ પઢીને દુઆ કરે, તો અલ્લાહ તઆલા પતિને પત્ની પ્રત્યે

મહેરબાન કરી દેશે અને મોહતાજી તથા તંગદસ્તીથી મહફૂઝ રાખશે. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૭૯)

## [૩૫] લોકપ્રિયતા અને દિલો પર અંકુશ મેળવવા માટેનું મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً مَّقْرُوْنَةً بِذِكْرِهٖ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً جَامِعَةً بَيْنَ فَرَحِهٖ وَسُرُوْرِهٖ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً مُّحِيْطَةً بِطُوْرِهٖ وَصُوْرِهٖ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلٰوةً مُّنَوِّرَةً لِّقُلُوْبِ اَصْحَابِ صُدُوْرِهٖ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً شَارِحَةً لِّمَنْقُوْحِهٖ فِىْ مَسْطُوْرِهٖ ط وَصَلِّ عَلٰى جَمِيْعِ اِخْوَانِهٖ مِنَ الْاَنْبِيَاءِ وَالْاَوْلِيَاءِ بِعَدَدِ عُبُوْرِهٖ وَمُرُوْرِهٖ بَيْنَ الْمَاءِ وَطُهُوْرِهٖ ط وَالنُّوْرِ وَظُهُوْرِهٖ ط وَالْحَقِّ وَاُمُوْرِهٖ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ સલાતમ્ મક્રૂનતમ્ બિ—ઝિક્રિહી, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ સલાતન્ જામિઅતમ્ બય્‌ન ફ—ર—હિહી વ સુરૂરિહી. અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ સલાતમ્ મુહી—ત—તમ્ બિ—તવ્રિહી વ સવ્રિહી. અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ સલાતમ્ મુનવ્વિ—રતલ્ લિ—કુલૂબિ અસ્હાબિ સુદૂરિહી. અલ્લાહુમ્મ**

**સલ્લિ અલા મુહમ્મદિન્ સલાતન્ શારિ–હતલ્ લિ–મન્કૂહિહી ફી મસ્તૂરિહી. વ સલ્લિ અલા જમીઇ ઇખ્વાનિહી મિનલ્ અમ્બિયાઇ વલ્ અવ્લિયાઇ બિ–અ–દદિ ઉબૂરિહી વ મુરૂરિહી બય્નલ્ માઇ વ તહૂરિહી, વન્નૂરિ વ ઝુહૂરિહી, વલ્ હક્કિ વ ઉમૂરિહી.**

[**અર્થ** : હે અલ્લાહ ! દુરૂદ (રહમત) મોકલ તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, એવું દુરૂદ શરીફ જે આપ (સલ.)ના ઝિક્રની સાથે સમ્મિલિત હોય. હે અલ્લાહ ! દુરૂદ મોકલ તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, એવું દુરૂદ શરીફ જે આપ (સલ.)ની ખૂશી અને આનંદને સમાવી લેતું હોય. હે અલ્લાહ ! દુરૂદ નાઝિલ ફરમાવ તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, એવું દુરૂદ શરીફ જે આપ (સલ.)ના તમામ હાલાત અને આદતો–ખસલતોને આવરી લેતું હોય. હે અલ્લાહ ! દુરૂદ નાઝિલ ફરમાવ તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, એવું દુરૂદ શરીફ જે સાંભળનારાઓનાં દિલોને નૂરવંત કરી દે. હે અલ્લાહ ! દુરૂદ નાઝિલ ફરમાવ તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, એવું દુરૂદ શરીફ જે આપ (સલ.)ના નૂરાની ચહેરાના આલેખનમાં આપ (સલ.)ના બાતિની કમાલાતનું વિવરણકર્તા હોય અને રહમત નાઝિલ ફરમાવ તું આપ (સલ.)ના તમામ ભાઈઓ અર્થાત્ સઘળા અમ્બિયાએ કિરામ (અલૈ.) અને અવલિયાએ ઈઝામ (રહ.) પર, એવા લોકોની સંખ્યા અનુસાર, જે પાણી અને એની તહારત દરમિયાન, નૂર અને એના ઝુહૂર (પ્રાગટ્ય) દરમિયાન, હક અને એની સંલગ્ન બાબતો દરમિયાન આપ (સલ.)ને પાર કરનાર અને ગુઝરનાર હોય.

**ફાયદો** : આ દુરૂદ શરીફમાં વશ કરવાની અજીબ શક્તિ છે. જો કોઇ વ્યક્તિ દરેક નમાઝ પછી ત્રણવાર આ દુરૂદ શરીફ પઢવાનો મા'મૂલ બનાવી લેશે, તો અલ્લાહ તઆલા એને લોકોમાં અજીબ મકબૂલિયત અને સત્તાધારીઓની નિગાહમાં મહબૂબિયત અર્પણ કરશે. તદુપરાંત, જો કોઇ વ્યક્તિ અગિયાર વખત આ દુરૂદ શરીફને ગુલાબના અત્તર પર દમ કરી ચહેરા પર મસળીને સત્તાધીશ કે ઇચ્છિત વ્યક્તિને મળે તો તે વ્યક્તિ કોઇપણ પ્રકારની આનાકાની અને દલીલબાઝી વગર એનું કામ કરી આપશે. ઇન્ટરવ્યૂમાં કામિયાબી માટે બહુ અસરકારક છે. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૮૧)

## [૩૬] દિલની ગભરામણ અને બ્લડ પ્રેશર માટે બા-બરકત દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ النَّبِيِّ الْاُمِّيِّ الطَّاهِرِ الزَّكِيِّ صَلَاةً تُحَلُّ بِهِ الْعُقَدُ وَتُفَكُّ بِهَا الْكُرَبُ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યિલ્ ઉમ્મિય્યિ ત્તાહિરિ ઝ્ઝકિય્યિ સલાતન્ તુહલ્લુ બિહિલ્ ઉ-ક-દુ વ તુફક્કુ બિહલ કુરબ.**

[**અર્થ** : હે અલ્લાહ ! તું રહમત નાઝિલ ફરમાવ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, જે નબી ઉમ્મી, પવિત્ર અને મુકદસ છે, એવી રહમત (નાઝિલ ફરમાવ) કે એની બરકતથી ગ્રંથિઓ ઉકલી જાય અને પરેશાનીઓ દૂર થઇ જાય.]

**ફાયદો** : જે માણસનું દિલ વારંવાર મૂંઝવણ અને ગભરામણ

અનુભવતું હોય અને જે વ્યક્તિ પર અજાણ્યો કે અગોચર ખૌફ છવાયેલો રહેતો હોય યા જે માણસ બ્લડ પ્રેશરનો મરીઝ (રોગિષ્ટ) હોય, તો ઉપરોક્ત દુરૂદ શરીફ દરરોજ ફજર અને મગરિબની નમાઝ પછી ૩૧૩ (ત્રણ સો તેર) વખત પઢીને છાતી પર ફૂંક મારે અને અડધા કપ પાણી પર દમ કરીને પછી એ પાણી પીતો રહે, તો ઈન્શાઅલ્લાહ બહુ જલદી પીડામાં રાહત અને તંદુરસ્તી નસીબ થશે તથા દિલી ઈત્મીનાન નસીબ થશે. આ દુરૂદ શરીફ દિલના રોગમાં અત્યંત અકસીર છે.

(ઝરીઅતુલ્ વુસૂલ ઈલા જનાબિર્રસૂલ : ૯૮)

## [૩૭] ફળ—ફૂલ, મોસમી પાક અને અનાજને જીવજંતુઓ તથા ખેતીલક્ષી બીમારીઓથી બચાવવાનું ઉમદા દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ اَوْرَاقِ الْاَشْجَارِ وَبِعَدَدِ اَقْطَارِ الْاَمْطَارِ وَبِعَدَدِ دَوَابِّ الْبَرَارِیْ وَالْبِحَارِ وَعَلٰى اٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ ؕ

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિમ્ બિ—અ—દદિ અવ્રાકિલ્ અશ્જારિ, વ બિ—અ—દદિ અક્તારિલ્ અમ્તારિ, વ બિ—અ—દદિ દવાબ્બિલ્ બરારિ, વલ્ બિહારિ, વ અલા આલિહી, વ સહ્બિહી, વ સલ્લિમ્.**

[અર્થ : હે અલ્લાહ ! સલાતો—સલામ (રહમત) નાઝિલ

ફરમાવ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, વૃક્ષોનાં પાદડાંની સંખ્યાના પ્રમાણમાં અને વરસાદના છાંટાઓના પ્રમાણમાં અને જળ તથા સ્થળ (જમીન)ના પ્રાણીઓના પ્રમાણમાં અને (હે અલ્લાહ ! રહમત તથા સલામતી નાઝિલ ફરમાવ) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આલ– અવલાદ તથા આપના સહાબા (રદિ.) પર.]

**ફાયદો** : જો ખેતીનું વાવેતર કરવા પહેલાં ૧૪૧૪ (ચૌદ સો ચૌદ) વખત આ દુરૂદ શરીફ પઢી, પાણી પર દમ કરીને ખેતરમાં છાંટવામાં આવશે, તો ખેતીનો પાક ખેતીલક્ષી બીમારીઓથી ઈન્શાઅલ્લાહ મહફૂઝ રહેશે. ઉપરાંત, દરેક નમાઝ પછી ખેડૂત આ દુરૂદ શરીફને ૨૧ વાર પઢીને દુઆ કરતો રહેશે, તો ફસલમાં ખૂબ બરકત અને તરક્કી થશે.

(ઝરીઅતુલ્ વુસૂલ....૧૨૧)

## [૩૮] પતિ–પત્નીમાં મિસાલી મુહબ્બત અને ઉલફત પેદા કરવા માટે અજીબ–પવિત્ર દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مُّعَطِّرِ الرُّوْحِ وَاٰلِهِ الطَّيِّبِيْنَ الطَّاهِرِيْنَ صَلَاةً تُعَطِّرُنَا بِهَا وَبَارِكْ وَسَلِّمْ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિમ્ મુઅત્તિરિર્રૂહિ, વ આલિહિ તય્યિબી–ન તાહિરી–ન, સલાતન્ તુઅત્તિરુના બિહા વ બારિક્ વ સલ્લિમ્.**

[**અર્થ** : હે અલ્લાહ ! તું રહમત નાઝિલ ફરમાવ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, જે રૂહને મુઅત્તર–(સુગંધિત) કરનાર છે અને આપ (સલ.)ની પવિત્ર આલ–અવલાદ પર, એવી રહમત કે જેના વડે તું અમને મુઅત્તર ફરમાવી દે અને (આપ સલ. પર) બરકત તથા સલામ નાઝિલ ફરમાવ.]

**ફાયદો** : પતિ–પત્નીમાં બેમિસાલ ઉલફત અને મુહબ્બત પેદા કરવા ચાહતા હોય અથવા બન્નેમાંથી કોઈ એક નારાજ હોય અને એને રાજી કરવાનો ઈરાદો હોય તો ફૂલો કે મુશ્ક–અંબરની ખૂશ્બૂ પર અથવા કોઈ પણ પ્રકારની ખૂશ્બૂ પર આ દુરૂદ શરીફ ૪૫૦ વાર, ૪૧ દિવસ સુધી દમ કરીને બન્ને પતિ–પત્ની સૂંઘશે તો ઈન્શાઅલ્લાહ બન્ને એક–બીજાને ખૂબ ચાહવા માંડશે. આ અમલ મુજર્રબ (અનુભવસિદ્ધ) છે. જો ઈચ્છિત વ્યક્તિ દૂર હોય તો ખાંડ પર દમ કરીને કીડીઓને નાખી દો, તો ઈન્શાઅલ્લાહ પતિ–પત્નીનાં દિલ એક–બીજા તરફ આકર્ષાવા માંડશે. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૪૫)

## [૩૯] પોતાનું મકાન બનાવવા માટે મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِنِ النَّبِيِّ الْاُمِّيِّ
وَاٰلِهٖ وَسَلِّمْ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યિલ્ ઉમ્મિય્યિ વ આલિહી વ સલ્લિમ.**

[**અર્થ** : હે અલ્લાહ ! તું નબીએ ઉમ્મી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને આપ (સલ.)ની આલ—અવલાદ પર રહમત નાઝિલ ફરમાવ તથા (એ સૌના પર) સલામતી નાઝિલ ફરમાવ.]

**ફાયદો :** જે માણસ પોતાનું ઘર બનાવવા યા પ્રાપ્ત કરવા ચાહતો હોય તો ઉપરોક્ત દુરૂદ શરીફ જુમ્અહના દિવસે અસરની નમાઝ પછી એક હજાર (૧૦૦૦) વાર પઢીને દુઆ કરશે તો અલ્લાહ તઆલા માત્ર પોતાના ફઝલો—કરમથી એના (આગવા) ઘરનો ઈન્તિઝામ ફરમાવી આપશે અને રહેઠાણના સિલસિલામાં તે કદાપિ પરેશાન થશે નહિ, ઈન્શાઅલ્લાહ. (ઝરીઅતુલ્ વુસૂલ ઈલા જનાબિર્રસૂલ....૧૪૮)

## [૪૦] દરેક પરીક્ષામાં કામિયાબી માટે મુજર્રબ દુરૂદ શરીફ

رَبِّ صَلِّ عَلٰى نَبِيِّ مُحَمَّدٍ وَّاٰلِهٖ أَجَلَّهَا ط وَاقْضِ لِيْ بِجَاهِهٖ حَوَائِجِيْ كُلَّهَا ط وَصَلِّ عَلَيْهِ كَمَا أَنْتَ اَهْلُهَا ط وَسَلِّمْ وَشَرِّفْ وَكَرِّمْ دَائِمًا ط

**રબ્બિ સલ્લિ અલા નબિય્યિ મુહમ્મદિંવ્ વ આલિહી અજલ્લહા, વક્દિ લી બિ—જાહિહી હવાઈજી કુલ્લહા, વ સલ્લિ અલય્હિ કમા અન્ત અહ્લુહા, વ સલ્લિમ્ વ શર્રિફ્ વ કર્રિમ્ દાઇમા.**

[**અર્થ** : હે અલ્લાહ ! તું રહમત નાઝિલ ફરમાવ મારા

નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ ‘અલયહિ વ સલ્લમ) પર અને આપ (સલ.)ની આલ–અવલાદ પર, એવી રહમત કે જે સૌથી વધુ જલીલુલ કદ્ર હોય; અને આપ (સલ.)ના તુફૈલ મારી તમામ હાજતો પૂરી ફરમાવ; અને રહમત નાઝિલ ફરમાવ આપ (સલ.) પર, એવી (રહમત) કે જે આપ (સલ.)ની ઉચ્ચ શાનને પાત્ર હોય; અને આપ (સલ.) પર સલામ મોકલ તથા આપને મહાનતા અને કરામત અતા ફરમાવ, હંમેશા હંમેશ.]

**ફાયદો** : કોઈ પણ પ્રકારની પરીક્ષામાં કામિયાબી માટે આ દુરૂદ શરીફને અજીબ તાસીર પ્રાપ્ત છે. જો તાલિબે ઈલ્મ કે વિદ્યાર્થી દરેક નમાઝ પછી ૧૧ (અગિયાર) વખત પઢીને પરીક્ષામાં કામિયાબી માટે દુઆ કરતો રહેશે, તો અલ્લાહ તઆલા સુંદર કામિયાબી અર્પણ કરશે. વિશેષ રૂપે મૌખિક પરીક્ષા પહેલાં ૧૧ (અગિયાર) વખત છાતી પર દમ કરવાથી જવાબો આસાન થઈ જાય છે અને કોઈ પણ પ્રકારની ગભરાહટ થતી નથી. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૫૨)

## [૪૧] બેરોજગારીથી છૂટકારો મેળવવા અને હલાલ રોઝગાર પ્રાપ્ત કરવા માટેનું અત્યંત અસરકારક દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰۤى اٰلِ مُحَمَّدٍ وَهَبْ لَنَا، اَللّٰهُمَّ مِنْ رِّزْقِكَ الْحَلَالَ الطَّيِّبَ الْمُبَارَكَ مَاتَصُوْنُ بِهٖ وُجُوْهَنَا عَنِ التَّعَرُّضِ اِلٰى اَحَدٍ مِّنْ خَلْقِكَ وَاجْعَلْ لَّنَا، اَللّٰهُمَّ اِلَيْهِ طَرِيْقًا

سَهْلًا مِّنْ غَيْرِ تَعَبٍ وَّلَا نَصَبٍ وَّلَا مِنَّةٍ وَّلَا تَبِعَةٍ وَّجَنِّبْنَا، اَللّٰهُمَّ الْحَرَامَ حَيْثُ كَانَ وَاَيْنَ كَانَ وَعِنْدَ مَنْ كَانَ وَحُلْ بَيْنَنَا وَبَيْنَ اَهْلِهٖ ط وَاقْبِضْ عَنَّا اَيْدِيَهُمْ وَاصْرِفْ عَنَّا قُلُوْبَهُمْ ط حَتّٰى لَا نَتَقَلَّبَ اِلَّا فِيْمَا يُرْضِيْكَ ط وَلَا نَسْتَعِيْنُ بِنِعْمَتِكَ اِلَّا عَلٰى مَا تُحِبُّ بِرَحْمَتِكَ يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ!

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદ. વ હબ્ લના અલ્લાહુમ્મ મિર્રિઝ્કિકલ્ હલાલિ ત્તયિબિલ્ મુબા—રકિ મા તસૂનુ બિહી વુજૂ—હના અનિત્તઅર્રુદિ ઈલા અ—હદિમ્ મિન્ ખલ્કિ—ક, વજ્અલ્ લના અલ્લાહુમ્મ ઈલય્હિ તરીકન્ સહ્લમ્ મિન ગય્રિ ત—અબિંવ્ વલા ન—સબિંવ્ વલા મિન્નતિંવ્ વલા તબિઅહ. વ જન્નિબ્નલ્લાહુમ્મલ્ હરા—મ હય્ષુ કા—ન વ અય્ન કા—ન વ ઈન્દ મન કા—ન, વ હુલ્ બય્નના વ બય્ન અહ્લિહી, વક્બિદ્ અન્ના અય્દિ—યહુમ્ વસ્રિફ્ અન્ના કુલૂ—બહુમ્ હત્તા લા ન—તકલ્લ—બ ઈલ્લા ફીમા યુર્દી—ક, વલા નસ્તઈનુ બિ—નિઅ્મતિ—ક ઈલ્લા અલા મા તુહિબ્બુ બિ—રહ્મતિ—ક યા અર્હમર્રાહિમીન.**

[અર્થ : હે અલ્લાહ ! રહમત નાઝિલ ફરમાવ તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને હઝરત મુહમ્મદ (સલ.)ની આલ—અવલાદ પર; અને હે અલ્લાહ ! તું પોતાના હલાલ, પવિત્ર અને મુબારક રિઝ્કમાંથી અમને એટલા પ્રમાણમાં (રોઝી) અતા ફરમાવ કે જેના વડે તું

અમારા ચહેરાઓને તારી મખ્લૂકમાંથી કોઈની સામે પોતાની હાજત પેશ કરવાથી બચાવી લે; અને હે અલ્લાહ ! તું અમારા માટે એવો આસાન માર્ગ કાઢી આપ, જે કષ્ટ અને પરિશ્રમ વગરનો હોય અને જે એહસાનમંદી અને વળતરના બોજથી મુક્ત હોય; અને હે અલ્લાહ ! તું અમને હરામથી બચાવી લે, ચાહે તે ગમે ત્યાં પેણ હોય અને તેની પાસે પણ હોય; અને તું અમારા દરમિયાન તથા હરામવાળાઓના દરમિયાન આડવાડ ઊભી કરી દે; અને અમારાથી એમના હાથને બંધ કરી દે–અટકાવી દે અને અમારાથી એમનાં દિલોને ફેરવી દે, અહિંયા સુધી કે અમે કોઈ હરકત અને કૃત્ય કરીએ નહિ; પરંતુ એવી ચીજમાં જે તને રાજી કરી દે અને અમે તારી નેઅમત દ્વારા મદદ લઈએ નહિ; પરંતુ એવી ચીજ પર, જે તને મહબૂબ હોય. હે સૌથી વધુ રહમ કરનાર ઝાત ! તું પોતાની રહમતથી આવું જ કર.]

**ફાયદો** : જો કોઈ માણસ આર્થિક સંકડામણ–તંગદસ્તી, બેરોજગારી અને ભૂખમરાનો શિકાર હોય અને કોઈ પણ રીતે એનાથી છૂટકારો મેળવવાનો માર્ગ મળતો ન હોય, તો દરેક નમાઝ પછી ૭ (સાત) વખત અને મગરિબ પછી ૭૧ (ઈકોતેર) વખત આ દુરૂદ શરીફ પઢીને ખૂબ નમ્રતા અને કાકલૂદીપૂર્વક દુઆ કરશે તો બહુ જલદી હલાલ રોજગાર નસીબ થશે અને પુષ્કળ રોઝી મળતી થઈ જશે. અત્યંત અનુભવસિદ્ધ (મુજર્રબ) અમલ છે. (ઝરીઅતુલ્ વુસૂલ....૬૨)

## [૪૨] મનપસંદ રિશ્તા (વિવાહ)ની પ્રાપ્તિ માટેનું દુરૂદ શરીફ

اَلْحَمْدُ لِلّٰهِ ذِی الْعِزِّ وَالْكِبْرِيَآءِ وَصَلَّى اللّٰهُ عَلٰى مُحَمَّدٍ خَاتَمِ الْاَنْبِيَآءِ ط

**અલ્હમ્દુ લિલ્લાહિ ઝિલ્ ઇઝ્ઝિ વલ્ કિબ્રિયાઇ, વ સલ્લલ્લાહુ અલા મુહમ્મદિન્ ખા–તમિલ્ અમ્બિયાઅ્.**

[**અર્થ :** દરેક પ્રકારની તારીફો અલ્લાહ તઆલા માટે છે, જે ઈઝઝત અને કિબ્રિયાઈ (મહાનતા)નો માલિક છે અને અલ્લાહ તઆલા રહમત નાઝિલ ફરમાવે ખાતમુલ્ અમ્બિયા હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર.]

**ફાયદો :** ઝાહિર અને બાતિન (બાહ્ય અને આંતરિક) બન્ને રીતે બા–કમાલ અને મનપસંદ રિશ્તો (સગપણ) મેળવવા ઈચ્છતી વ્યક્તિ જો ઈશા પછી અથવા તહજ્જુદ વખતે ૧૧૦૦ (અગિયાર સો) વખત આ દુરૂદ શરીફ પઢીને બારગાહે ઈલાહીમાં દુઆ કરશે તો અલ્લાહ તઆલા એની જાઈઝ દિલી મુરાદને પૂરી ફરમાવશે અને એ રિશ્તાથી પરસ્પર ઉલફત અને મુહબ્બત નસીબ થશે (ઈન્શાઅલ્લાહ). અમલની મુદત ૯૧ (એકાણું) દિવસ છે. (ઝરીઅતુલ્ વુસૂલ....૮૭)

## [૪૩] જન્નતી પક્ષીની દુઆએ મગફિરતનો અજીબ નુસખો

اَلْحَمْدُ لِلّٰهِ عَلٰى كُلِّ حَالٍ وَّصَلَّى اللّٰهُ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اَهْلِ بَيْتِهٖ

**અલ્હમ્દુ લિલ્લાહિ અલા કુલ્લિ હાલ; વ સલ્લલ્લાહુ અલા મુહમ્મદિંવ્ વ અલા અહ્લિ બય્તિહ્.**

[**અર્થ :** દરેક હાલતમાં અલ્લાહ તઆલાનો શુક્ર છે અને અલ્લાહ તઆલા રહમત નાઝિલ ફરમાવે હઝરત મુહમ્મદ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં અહલે બૈત પર.]

**ફાયદો** : જો કોઈ વ્યક્તિને છીંક આવે અને તે ઉપરોક્ત દુઆ તથા દુરૂદ શરીફ પઢી લે, તો અલ્લાહ તઆલા એક પક્ષી પેદા ફરમાવશે,-જે અર્શે ઈલાહીની નીચે પોતાની પાંખોને હલાવ્યા કરશે—ફફડાવ્યા કરશે અને દુઆ કરશે : "હે અલ્લાહ ! આ શબ્દો પઢનાર વ્યક્તિની મગફિરત ફરમાવી દે."

## [૪૪] બિસ્મિલ્લાહ.....ની ફઝીલત

**હદીસ** : (૧) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, અગર કોઈ કાગળ પર બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ લખ્યું હોય અને તે કાગળ જમીન પર પડી જાય અને એને તા'ઝીમની ખાતર મારા નામવાળા કાગળને કોઈ ઉઠાવી લે તો એનું નામ સિદ્દીકીનમાં લખવામાં આવે છે અને અગર એનાં મા—બાપને અઝાબ થતો હોય તો અઝાબમાં તખફીફ (હળવાશ) કરવામાં આવે છે.

(૨) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસ પોતાની તમામ ઉંમરમાં એક લાખ વખત બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢશે, તો અલ્લાહ તઆલા તેના ઉપર દોઝખની આગ હરામ કરી નાખશે.

એક રિવાયતમાં છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક દિવસ કબ્રસ્તાનમાં તશરીફ લઈ ગયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખબર પડી કે કબરમાં એક મય્યિતને અઝાબ થઈ રહ્યો છે. હુઝૂર (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)ને એની હાલત પર રહમ આવ્યો. એટલામાં હઝરત જિબ્રઈલ (અલૈ.) તશરીફ લાવ્યા અને કહ્યું કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! દસ (૧૦) વખત બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢીને આ મય્યિતને બખ્શી આપો.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દસ (૧૦) વખત પઢીને બખ્શી આપ્યું તો તરત જ મય્યિત પરથી અઝાબ હટાવી લેવામાં આવ્યો અને જન્નતની હૂરો એની ખિદમતમાં હાજર થઈ.

હૂરોને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તમે ક્યાં સુધી રહેશો ? હૂરોએ કહ્યું કે, સૂર ફૂંકવા અને જન્નતમાં દાખલ થવા સુધી.

## [૪૫] જન્નતના મહેલની ચાવી

અલ્લાહના પ્યારા નબી હુઝૂર મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મેઅરાજમાં છે. હઝરત જિબ્રઈલ (અલૈ.) સાથે છે. જન્નતમાં ચાર સુંદર નહેરો વહેતી દેખાય છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પૂછે છે; 'ભાઈ જિબ્રઈલ (અલૈ.) ! આ નહેરો ક્યાંથી નીકળે છે ? ક્યાં જાય છે ?' હઝરત જિબ્રઈલ (અલૈ.) અરજ કરે છે; 'હે મારા આકા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આ નહેરો હૌઝે કવસર તરફ જાય છે, પણ એ ક્યાંથી નીકળે છે એની મને જાણ નથી. અલ્લાહના દરબારમાં આપ યાચના કરો. આશા છે કે અલ્લાહ તઆલા જરૂર આપને એનાથી માહિતગાર ફરમાવશે.' હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દુઆ યાચી તો તરત એક ફરિશ્તા હાજર થયા ને

સરદારે અમ્બિયા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં સલામ પેશ કરીને અરજ કરી, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ આંખો મીંચી દો.'

ફરી ફરિશ્તાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં આંખો ખોલવા અરજ કરી. અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આંખો ખોલી. જોયું તો સામે એક મોટું ઝાડ છે, ને નજીકમાં સફેદ મોતીઓનો બનેલો એક અતિ વિશાળ એવો બહુ ખૂબસૂરત મહેલ. મહેલનાં દ્વાર સોનાનાં છે ને દ્વારે તાળું છે.

અલ્લાહના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા; 'એ મહેલ એટલો તો વિશાળ હતો કે દુનિયાના સઘળા ઈન્સાનો તથા જિન્નાત એ મહેલમાં જાય તોય એવું લાગે જાણે પહાડની ખોએ કોઈ પક્ષી બેઠું છે !' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે; 'મેં જોયું કે પેલી ચારે સુંદર નહેરો એ મહેલની નીચેથી વહી રહી છે.' અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એ વિશાળ મહેલમાં જવાનો ઈરાદો કર્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવવા લાગ્યા; 'દરવાજે તાળું છે. મહેલમાં કેમ જવાય ?' ફરિશ્તાએ અરજ કરી, 'હે મારા આકા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! એની ચાવી બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ છે.'

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દરવાજા પાસે ગયા ને બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢયા. તાળું તરત ખુલી ગયું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે, હું એ સુંદર મહેલમાં પ્રવેશ્યો. અંદર જઈને જોયું તો મહેલના ચાર થાંભલામાંથી એ મધુરી નહેરો વહી રહી છે ને એ

થાંભલાઓ પર બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ લખેલ છે. બિસ્મિ....ની મીમના વર્તુળમાંથી પાણીની, અલ્લાહના 'હા' —ના વર્તુળમાંથી દૂધની, રહમાનની મીમના વર્તુળમાંથી સ્વર્ગીય શરાબની ને રહીમની મીમમાંથી મધની નહેર વહી રહી છે. હું પામી ગયો કે આ નહેરોનું મૂળ બિસ્મિલ્લા-હિર્રહમાનિર્રહીમ છે. એ વખતે અલ્લાહપાક તરફથી અવાજ આવ્યો; 'હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપની ઉમ્મતમાંથી મને જે કોઇ ડોળદંભ વિના, નિર્મળ હૃદયે યાદ કરશે—બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢશે, તેને આ નહેરો વડે હું તૃપ્ત કરીશ.' (બિસ્મિલ્લાહનો મહિમા)

## [૪૬] બિસ્મિલ્લાહ વિશે વિશેષ

● નમાઝની દરેક રકાતની શરૂઆતમાં સૂરએ ફાતિહા પઢતાં પહેલાં બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢવી ઈમામ અબૂ હનીફા (રહ.)ના મતે સુન્નત છે. જ્યારે ઈમામ અબૂ યૂસુફ (રહ.) અને ઈમામ મુહમ્મદ (રહ.) સહિત ઘણા ઈમામોના મંતવ્ય મુજબ વાજિબ છે. આથી દરેક રકાતમાં સૂરએ ફાતિહા પઢતાં પહેલાં બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ જરૂર પઢવી જોઈએ. ઘણા લોકો આ બાબતથી ગાફેલ કે અજાણ છે.

● ઈમામ અબૂ હનીફા (રહ.)ના મત મુજબ નમાઝમાં સૂરએ ફાતિહા પછી કોઇ સૂરત પઢતાં પહેલાં બિસ્મિલ્લા-હિર્રહમા નિર્રહીમ ધીમેથી પઢવી બેહતર છે.

(બિસ્મિલ્લાહનો મહિમા)

હદીસ શરીફમાં છે કે જે કોઇ જુમ્આની રાતે મગરિબની

નમાઝ પછી બે રકા'ત (નફિલ) પઢે અને દરેક રકા'તમાં સૂરએ ફાતિહા એકવાર, સાથે સૂરહ ઈઝા ઝુલ્ઝિલતિલ્ અર્દુ..... ૧૫ વાર પઢતો રહે તો અલ્લાહપાક એને માટે પ્રાણ નીકળવાની ક્રિયા સહેલી કરી દેશે. વળી, કબરના અઝાબથી એને પનાહ દેશે. પુલસિરાત પસાર કરવાનું ય એને માટે આસાન બનશે. (શર્હુસ્સુદૂર)

## [૪૮] બજારમાં તસ્બીહની ફઝીલત

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : બજાર ભૂલ અને ગફલતની જગ્યા છે. બસ, જે માણસ બજારમાં એક વખત તસ્બીહ سُبْحَانَ اللّٰہِ (સુબ્હાનલ્લાહ) પઢશે તો અલ્લાહ તઆલા એના બદલામાં એ માણસ માટે દસ લાખ નેકીઓ લખી આપશે.

(નુઝ્હહ : ૧/૧૧૯, સંદર્ભ : તરગીબુલ મુસ્લિમીન : ૨૧૫)

**[૪૯]**

سُبْحَانَ اللّٰہِ وَبِحَمْدِہٖ

**સુબ્હાનલ્લાહિ વ બિ–હમ્દિહી**

[**અર્થ :** હું અલ્લાહ તઆલાની પાકી બયાન કરું છું અને તેની તારીફ બયાન કરું છું.]

રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જે માણસ સવાર–સાંજ સો–સો (૧૦૦–૧૦૦) વાર મજકૂર કલિમાત પઢશે, તો કિયામતમાં એનો સમાવેશ અફઝલ અમલ ધરાવનારાઓના સમૂહમાં થશે, સિવાય કે તે માણસ જેણે આ કલિમાતને એટલી જ વાર

**અથવા એનાથી વધુ પ્રમાણમાં પઢયાં હશે.**

**(બરકાતે આ'માલ : ૪૦, બુખાર, મુસ્લિમ, મિશ્કાત : ૨૦૦, અલ અઝકાર : ૬૩)**

**[૫૦]**

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી, સુબ્હાનલ્લાહિલ્ અઝીમ**

[**અર્થ :** હું અલ્લાહ તઆલાની પાકી બયાન કરું છું અને તેની તારીફ બયાન કરું છું; હું અલ્લાહ તઆલાની પાકી બયાન કરું છું, જે ઉચ્ચતર અને મહાન છે.]

**(બુખારી, મુસ્લિમ, તિરમિઝી, ઈબ્ને અબી શયબહ)**

**ફઝીલત :** જે વ્યક્તિ આ બે (ઉપરના) કલિમાત ''સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી, સુબ્હાનલ્લાહિલ્ અઝીમ''ની સાથે આ (નીચે દર્શાવેલા) પણ ઉમેરી કે મિલાવી લે છે તો એના પઢતાંવેંત એ કલિમાતને લખી લેવામાં આવે છે. પછી એ કલિમાત અર્શમાં જઈને લટકી જાય છે અને એને પઢનારાઓથી ભલે ગમે તે ગુનાહ થઈ જાય; પરંતુ તે ગુનાહ આ કલિમાતને મિટાવી શકતો નથી, અહિંયા સુધી કે એ માણસ અલ્લાહ તઆલાને એવી હાલતમાં મળશે કે એ કલિમાત પર એ જ પ્રમાણે મોહર લાગેલી હશે. (તે કલિમાત આ પ્રમાણે છે) :

اَسْتَغْفِرُ اللّٰهَ الْعَظِيْمَ وَاَتُوْبُ اِلَيْهِ ط

**અસ્તગ્ફિરુલ્લાહલ્ અઝી—મ વ અતૂબુ ઇલયહ.**

[**અર્થ :** હું અલ્લાહ તઆલાથી માફી તલબ કરું છું, જે મહાન છે, હું એની સામે જ રજૂ થાઉં છું.]

(બઝ્ઝાર, મુનાજાતે મકબૂલ જદીદ)

## [૫૧] અપાર અને અમાપ સવાબ

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ સવાર—સાંજ સો વખત "સુબ્હાનલ્લાહ" પઢશે તો તે એવો છે કે (જાણે) તેણે સો હજ પઢી,

અને જે માણસ સવાર—સાંજ સો વાર "સુબ્હાનલ્લાહ" પઢશે, તો તે એવો છે કે (જાણે) તેણે સો ઘોડાઓ પર અલ્લાહના માર્ગમાં મુજાહિદોને સવાર કર્યા (અર્થાત્ એણે જિહાદ માટે સો ઘોડા અર્પણ કર્યા) અથવા ફરમાવ્યું કે એણે સો વખત જિહાદ કર્યો.

(મિશ્કાત, તિરમિઝી, કન્ઝુલ ઉમ્માલ : ૨/૧૪૦—૧૪૧, હિસ્ન : ૧૬)

## [૫૨] હદીસ

મયમૂન બિન મહરાને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ મુહર્રમમાં આશૂરહ (૧૦મી મુહર્રમ)ના દિવસે રોઝો રાખશે તો તેને દસ હજાર શહીદો અને દસ હજાર હાજીઓનો સવાબ મળશે. જે વ્યક્તિ આ દિવસે કોઈ યતીમના માથે શફકતપૂર્વક, હેતપૂર્વક હાથ મૂકશે તો તેને તેના માથાના વાળ બરાબર જન્નતમાં દરજાત અર્પણ કરાશે અને જો કોઈ વ્યક્તિ આ રાતે કોઈ મુઅમિનને ખાણું ખવડાવશે તો તે એવો છે જાણે તેણે મારી આખી ઉમ્મતને ખાણું ખવડાવ્યું હોય.

સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું યવ્મે આશૂરહને અલ્લાહ તઆલાએ સઘળા દિવસો પર ફઝીલત અતા ફરમાવી છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હા. (ખુત્બાએ અસ્લમ : ૨/૧૯)

[૫૩]

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી મરવી છે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "બેહતરીન રોઝો રમઝાન પછી મુહર્રમનો છે અને બેહતરીન નમાઝ ફર્ઝ પછી તહજ્જુદની છે."

કોઈ સહાબી (રદિ.)એ પૂછયું કે આશૂરહ (૧૦ મુહર્રમ)ની શું ફઝીલત છે ? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આશૂરહનો રોઝો ગયા વર્ષ (વરસ)ના ગુનાહોનો કફ્ફારો છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતે પણ રોઝો રાખતા અને તલ્કીન કરતા અને ફરમાવ્યું કે આવતા વર્ષે જીવતો રહીશ તો યહૂદની મુખાલફત (વિરુદ્ધ)માં બે રોઝા રાખીશ. માટે બં રોઝા રાખવા જોઈએ.

આથી માલૂમ પડયું કે મુહર્રમની દસમી તારીખે આપણે પણ રોઝો રાખવો જોઈએ અને તેની સાથે નવમી મુહર્રમનો રોઝો પણ રાખવો જોઈએ. જો સંજોગોવશાત્ નવમીનો રોઝો ન રાખી શકાય તો પછી અગિયારમી મુહર્રમનો રોઝો રાખી લે. મતલબ કે ૯—૧૦ અથવા તો ૧૦—૧૧ મુહર્રમનો રોઝો રાખે. ફક્ત દસમી મુહર્રમનો રોઝો રાખવો મકરૂહ છે.

(ફતાવા રહીમિય્યહ : ૩/૩૮૦, શામી, કરાચી : ૨/૩૭૫)

અને દસમી સાથે નવમીનો રોઝો રાખવાનું એક કારણ આ પણ છે કે ખુદ હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબાને ફરમાવ્યું હતું કે આવતા વરસે અમે નવમી તારીખનો રોઝો પણ રાખીશું, પરંતુ તે પહેલાં જ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વફાત પામી ગયા.

(અબૂ દાવૂદ શરીફ : ૧/૩૩૨)

**મસ્અલો :** શાહ અ. અઝીઝ દહેલ્વી (રહ.)નો ઈરશાદ છે કે મુહર્રમમાં તાઝિયા બનાવવું અને બનાવટી (નકલી) કબ્રો બનાવવું અને તેના ઉપર મન્નત ચઢાવવું આ બધું જ શિર્ક છે. (ફતાવા અઝીઝિય્યહ, સફા ૧૪૭)

**[૫૪]**

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, 'જે વ્યક્તિ આશૂરહના દિવસે (દસમી મુહર્રમે) પોતાના બાલ- બચ્ચાંઓ ઉપર (ખર્ચ કરવામાં) વુસ્અત (ઉદારદિલી) દાખવશે, અલ્લાહ તઆલા તેના ઉપર પૂરું વર્ષ વુસ્અત (ઉદારતા)નો મામલો કરશે.'

(શુઅ્બુલ ઈમાન, બયહકી : ૩/૩૬૬, અલ્ મવ્સૂઅતુલ્ ફિકહિય્યહ : ૨૯/૨૨૦)

## [૫૫] આમીન

અબૂ ઝહીર નુમૈરી (રદિ.)થી રિવાયત છે કે, એક રાતે અમે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે બહાર નીકળ્યા. અમે અલ્લાહના એક નેક બંદાની પાસેથી પસાર થયા, જેઓ ખૂબ જ રડતાં રડતાં અલ્લાહ તઆલાથી (દુઆ) માંગી રહ્યા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઊભા રહીને તેની દુઆ અને અલ્લાહની સમક્ષ તેનું માંગવું, કરગરવું સાંભળવા લાગ્યા. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને ફરમાવ્યું : "જો એણે દુઆની પૂર્ણતા સહીહ કરી અને મુહર ઠીક લગાવી તો જે એણે માંગ્યું છે તેનો એણે ફૈંસલો કરાવી લીધો."

અમારામાંથી એકે પૂછયું કે, "હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! સહીહ પૂર્ણતાનો અને મુહર ઠીક લગાવવાનો તરીકો શું છે ?"

આપે ફરમાવ્યું : "છેવટમાં 'આમીન' કહીને દુઆ પૂર્ણ કરે (એટલે જો તેણે એવું કર્યું તો બસ અલ્લાહ તઆલાથી નક્કી કરાવી લીધું.)" (અબૂ દાવૂદ, મઆરિફુલ હદીસ)

**[૫૬]**

હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ત્રણ કામ એવાં છે કે જો કોઈ માણસ ઈમાનની હાલતમાં તેને કરશે તો જન્નતના જે દરવાજેથી ચાહશે તે દરવાજેથી દાખલ થઈ શકશે અને હૂરે ઈન સાથે જ્યારે ચાહશે શાદી કરી દેવામાં આવશે :

(૧) જેણે પોતાના કાતિલને (કતલનો પ્રયત્ન કરનારને) માફ કરી દીધો, (૨) જેણે નાનું—મોટું કર્ઝ પણ અદા કરી દીધું, (૩) જેણે દરેક ફર્ઝ નમાઝ પછી દસ વાર "કુલ હુવલ્લાહુ અહદ"ની સૂરહ પઢી.

હઝરત અબૂબક્ર સિદીક (રદિ.)એ સવાલ કર્યો : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અથવા (જો

કોઈ વ્યક્તિએ) એ ત્રણ આ'માલ પૈકી કોઈ એકાદ પણ અમલ કરી લીધો તો ?

આપ (સલ.)એ ફરમાવ્યું : જો એકાદ અમલ પણ કરી લીધો તો (પણ એ જ હુકમ લાગુ પડશે).

(અબૂ યઅ્લા, હદીષ નંબર : ૧૭૯૪, મજ્મઉઝ્ ઝવાઈદ : ૧૦/૧૦૨, દૂર્રે મન્ષૂર : ૬/૪૧૧)

## [૫૭] ઝિલ્હજ્જના પ્રથમ દસ દિવસોની ફઝીલત

માનવંત સહાબી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'બીજા કોઈ દિવસો એવા નથી જેમાં અલ્લાહ તઆલાને આ દિવસો એટલે કે ઝિલ્હજ્જના દિવસોના અમલ કરતાં વધુ પસંદ હોય.' સહાબાઓએ અરજ ગુઝારી કે, 'શું અલ્લાહના માર્ગમાં કરવામાં આવતો જિહાદ પણ એવો નથી ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'હા, રાહે ખુદામાં કરવામાં આવતો જિહાદ પણ, સિવાય કે માણસ પોતાના જાન–માલ સાથે અલ્લાહના માર્ગમાં નીકળ્યો હોય અને એ પૈકી કશું જ સલામત (પાછું) ન લાવ્યો હોય.'

માનવંતા સહાબી હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'અલ્લાહ તઆલાને આ દિવસો (ઝિલ્હજ્જ મહિનાના પ્રથમ દસ દિવસો) કરતાં વધુ વ્હાલાં બીજા કોઈ જ દિવસો નથી અને આ દસ દિવસો કરતાં વધુ ચડિયાતા કોઈ દિવસ અલ્લાહ તઆલાને ત્યાં નથી.' પૂછવામાં આવ્યું કે, 'શું રાહે ખુદામાં જિહાદના દિવસો પણ

એવા નથી ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'રાહે ખુદામાં જિહાદના દિવસો પણ આ દિવસો જેવા નથી, સિવાય કે કોઈ માણસે રાહે ખુદામાં પોતાના ઘોડાને ઘાયલ કરી લીધો હોય અને પોતે પણ ઘાયલ થયો હોય.'

હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે એક યુવક કે જે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હદીષો સાંભળ્યા કરતો હતો, જયારે ઝિલ્હજજનો ચાંદ દેખાયો ત્યારે બીજા દિવસે (એટલે કે પહેલી ઝિલ્હજજના રોજ) એણે રોઝો રાખી લીધો, જયારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ વાતની જાણ થઈ ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એને બોલાવ્યો અને પૂછયું : 'તને કોણે આ માટે પ્રોત્સાહન આપ્યું કે તેં રોઝો રાખી લીધો ?' એણે અરજ ગુઝારી, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારાં માતાપિતા આપ પર કુરબાન થાય, આ હજ અને કુરબાનીના દિવસો છે. કદાચ અલ્લાહ તઆલા મને પણ એમની દુઆઓમાં શામેલ કરી લે.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'તારા દરેક દિવસના રોઝાનું વળતર સો ગુલામોને ગુલામીમાંથી મુક્ત કરવા બરાબર, સો ઊંટની કુરબાનીઓ બરાબર અને અલ્લાહના માર્ગમાં આપવામાં આવેલ સો ઘોડાઓના વળતર બરાબર છે, જયારે આઠમી ઝિલ્હજજનો દિવસ હશે ત્યારે તને એ દિવસના રોઝાનો સવાબ એક હજાર ગુલામ છોડી મૂકવા, હજાર ઊંટની કુરબાની કરવા અને અલ્લાહના માર્ગમાં સવારી માટે એક હજાર ઘોડા આપવા બરાબર પ્રાપ્ત થશે, જયારે નવમી ઝિલ્હજજનો દિવસ હશે ત્યારે તને એ દિવસના રોઝાનો સવાબ બે હજાર ગુલામો મુક્ત કરવા, બે હજાર ઊંટોની

કુરબાની અને રાહે ખુદામાં સવારી માટે આપવામાં આવેલા બે હજાર ઘોડાના બદલા બરાબર હોય છે.

નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે, 'નવમી ઝિલ્હજજનો રોઝો બે વર્ષના રોઝા બરાબર અને આશૂરાનો રોઝો એક વર્ષના રોઝા બરાબર છે.'

કુર્આને પાકમાં અલ્લાહનું ફરમાન છે : 'વવાઅદ્‌ના મૂસા સલાસી–ન લૈ–લ–તન વ અત્મમ્નાહા બિ–અશ્ર' (અને અમે મૂસા (અલૈ.)ને ત્રીસ રાત્રિઓનું વચન આપ્યું હતું અને એ વચન દસ વડે પૂરું કર્યું).

તફસીરકારો આ ફરમાને ઈલાહીની તફસીરમાં લખે છે કે આ દસ રાત્રિઓ એટલે ઝિલ્હજજ મહિનાની પ્રથમ દસ રાતો.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહ તઆલાએ દિવસો પૈકી ચાર દિવસો, મહિનાઓમાંથી ચાર મહિના અને મહિલાઓમાંથી ચાર મહિલાઓ પસંદ ફરમાવી છે. ચાર માણસો સૌથી પહેલાં જન્નતમાં જશે અને ચાર માણસો માટે ખુદ જન્નત તલસે છે. દિવસોમાં પહેલો દરજ્જો જુમ્અહના દિવસનો છે, કારણ કે આમાં એક પળ એવી હોય છે કે જયારે કોઈ બંદો એ પળમાં અલ્લાહ તઆલાથી દુનિયા કે આખિરતની કોઈ નેઅમતનો સવાલ કરે છે ત્યારે અલ્લાહ તઆલા તેને એ અતા ફરમાવે છે. દિવસોમાં બીજો નવમી ઝિલ્હજજ (અરફા)નો દિવસ છે, કારણ કે અરફાના દિવસે અલ્લાહ તઆલા ફરિશ્તાઓમાં ફખ્ર કરે છે અને ફરમાવે છે, 'હે ફરિશ્તાઓ ! મારા એ બંદાઓને જુઓ કે જેઓ વિખેરાયેલા વાળ, ધૂળમાં રગદોળાયેલા ચહેરા લઈને માલ ખર્ચ કરીને અને તેમના શરીરોને કષ્ટમાં નાખીને હાજર થયા છે. તમે સાક્ષી બની જાવ, મેં એમને બખ્શી દીધા.'

ત્રીજો દિવસ કુરબાનીનો દિવસ છે, કુરબાનીના દિવસે બંદો કુરબાનીના માધ્યમથી અલ્લાહની નિકટતા (કુર્બે ઈલાહી) માગે છે. આથી જયારે કુરબાનીના લોહીનું પહેલું ટીપું જમીન પર પડે છે ત્યારે એ બંદાના દરેક ગુનાહનો કફ્ફારો બની જાય છે. ચોથો દિવસ ઈદુલ ફિત્ર (રમઝાનની ઈદ)નો છે, જયારે બંદાઓ રમઝાન મહિનાના રોઝા રાખી લે છે અને ઈદની નમાઝ અદા કરવા બહાર નીકળે છે ત્યારે અલ્લાહ તઆલા ફરિશ્તાઓને ફરમાવે છે કે દરેક કામ કરનાર તેનું મહેનતાણું માંગે છે. મારા બંદાઓએ આખા મહિનાના રોઝા રાખ્યા અને હવે ઈદ માટે આવ્યા છે અને પોતાનો બદલો માંગી રહ્યા છે. હું તમને સાક્ષી બનાવું છું કે મેં એમને બખ્શી દીધા અને પોકારનાર પોકારી—પોકારીને કહે છે કે હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઉમ્મતીઓ ! તમે પાછા જાઓ કે અલ્લાહ તઆલાએ તમારી બુરાઈઓ નેકીઓમાં ફેરવી દીધી. (મુકાશફતુલ કુલૂબ, બાબ—૧૦૫)

## ✪ ચુનંદા અશ્આર ✪

હસદકી આગમેં કયૂં જલ રહે હો
કફે અફસોસ તુમ કયૂં મલ રહે હો
ખુદાકે ફેસલેસે કયૂં હો નારાઝ
જહન્નમકી તરફ કયૂં ચલ રહે હો

—'અખ્તર' (મવ. હકીમ મુ. અખ્તર સા. મ.ઝિ.)

અબ તો ઘબરાકે યહ કહતે હૈં કે મર જાએંગે,
મરકે ભી ચેન ન પાયા તો કિધર જાએંગે.

## [૫૮] મર્હૂમોને સવાબ પહોંચાડનાર વસ્તુઓ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ''માણસ જ્યારે મરણ પામે છે તો તેનો અમલ (કરવાનો સિલસિલો) ખતમ થઈ જાય છે, પરંતુ ત્રણ વસ્તુઓ બાકી રહે છે : (૧) સદક—એ જારિયહ, (૨) ઈલ્મ, જેનાથી લોકોને લાભ પહોંચતો રહે અને (૩) નેક અવલાદ જે તેના હકમાં દુઆએ ખૈર કરતી રહે છે.''(બુખારી, મુસ્લિમ, અબૂ દાવૂદ વગેરે)

હઝરત ઉમામહ (રદિ.)થી રિવાયત છે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ''ચાર માણસ એવા છે, જેમના મૃત્યુ પછી પણ તેમના અજરનો સિલસિલો ચાલુ રહે છે : (૧) અલ્લાહની રાહમાં ઈસ્લામની સરહદનું રક્ષણ કરનાર, (૨) તે માણસ જેણે ઈસ્લામ શીખવ્યો, (૩) તે માણસ જેણે કશો સદકહ કર્યો. તેનો અજર ચાલુ રહેશે, જ્યાં સુધી તે સદકહથી લોકોને લાભ પહોંચાડતો રહે અને (૪) તે માણસ જેણે નેક અવલાદ છોડી, જે તેના માટે દુઆએ ખૈર કરતી રહે.'' (અહમદ)

જરીર બિન અબ્દુલ્લાહ (રદિ.)થી મરફૂઅ રિવાયત છે કે, ''જે માણસે કોઈ ઉમદા સુન્નત ચાલુ કરી, તેનો અજર તે સમય સુધી ચાલુ રહેશે, જ્યાં સુધી લોકો તેના પર અમલ કરતા રહેશે, લોકોના અજરમાં કશો ઘટાડો થયા વિના તેનો અલગથી પૂરો અજર મળશે અને જેણે નઠારી સુન્નત ચાલુ કરી, તો જ્યાં સુધી તેના પર લોકો અમલ કરશે, તેને ગુનોહ મળતો રહેશે. એ નઠારી સુન્નત પર અમલ કરનારાઓને અલગ ગુનોહ મળશે અને તેને અલગથી.'' (મુસ્લિમ)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "મૃત્યુના પછી જે વસ્તુઓનો અજર મળતો રહે છે તે આ છે : (૧) ઈલ્મ જેનો પ્રચાર કર્યો હોય, (૨) નેક–સાલિહ અવલાદ છોડી ગયો હોય, (૩) કુર્આન, જે વારસામાં છોડી ગયો હોય, (૪) મસ્જિદ, જેનું બાંધકામ તેણે કર્યું હોય, (૫) મુસાફિરખાનું, જે ખુદાની રાહમાં મુસાફિરોના માટે બનાવવામાં આવ્યું હોય, (૬) નહેર બનાવી ગયો હોય, (૭) સદકહ, જે તેણે પોતાની સિહ્હતના ઝમાનામાં ખર્ચ કર્યો હોય." (ઈબ્ને માજહ)

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "સાત વસ્તુઓનો અજર ઈન્સાનને તેની કબ્રમાં મળતો રહે છે. ઈલ્મ, નહેર ચાલુ કરવી, કૂવો બનાવવો, ખજૂર રોપવા, મસ્જિદનું બાંધકામ, કુર્આનનો વારસો અને સાલિહ અવલાદ." (અબૂ નઈમ, બઝ્ઝાર)

હઝરત સવબાન (રદિ.)થી રિવાયત છે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "મેં તમને કબ્રોની ઝિયારત કરવાથી મનાઈ કરી હતી, પરંતુ હવે તમે કબ્રોની ઝિયારત કરો અને મુર્દાઓના માટે દુઆ અને ઈસ્તિગફાર પઢો." (તબરાની)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : "જન્નતમાં જ્યારે નેક બંદાના દરજા બુલંદ કરવામાં આવે છે તો તે આશ્ચર્યથી કહે છે કે, હે રબ ! આ શા કારણે છે ? અલ્લાહ તઆલા ફરમાવશે કે આ તારા પુત્રના

ઈસ્તિગફારના કારણે છે.'' (તબરાની)

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ''કિયામતના દિવસે એક માણસની પાછળ પહાડોની જેમ મોટી મોટી નેકીઓ લાગેલી હશે. તે માણસ આશ્ચર્યથી કહેશે, હે રબ ! આ ક્યાંથી આવી ગઈ ? અલ્લાહ તઆલા ફરમાવશે : તારા પુત્રે તારા માટે મગફિરતની દુઆ કરી છે, એટલે જ આ નેકીઓ છે.'' (તબરાની)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ''મુર્દહ જ્યારે કબ્રમાં જાય છે, તો તેની મિસાલ તે ડૂબનારની હોય છે જે સહારો શોધી રહ્યો હોય. મુર્દહ વાટ જોતું રહે છે કે તેના માતાપિતા, અવલાદ યા વિશ્વાસુ મિત્રથી કશી દુઆ હાસિલ થાય અને જ્યારે તેને દુઆ પહોંચે છે, તો તેને દુનિયાની તમામ વસ્તુઓથી વધુ પ્રિય માને છે. બેશક ! અલ્લાહ તઆલા જીવંતોની દુઆના કારણે પહાડોની બરાબર અજર મુર્દાઓની કબ્રોમાં દાખલ કરે છે અને મુર્દાઓના માટે જીવંતોનો સૌથી સરસ હદિયો દુઆએ ઈસ્તિગફાર છે.''

(બયહકી)

હઝરત સુફયાન સૌરી (રહ.)નું બયાન છે : ''આ કથન લોકોમાં મશહૂર હતું કે જીવંત લોકો જેટલા ખાનપાનના મોહતાજ છે, તેનાથી વિશેષ મૃત લોકો દુઆઓના મોહતાજ છે.'' (ઈબ્ને અબી દુન્યા)

અમુક ગત બુઝુર્ગો કહે છે, મેં મારા ભાઈને તેના મૃત્યુના પછી સ્વપ્નમાં જોયો તો પૂછયું : ''શું તમને જીવંતોની દુઆઓ પહોંચે છે ?'' ઉત્તર મળ્યો : ''ખુદાની કસમ ! દુઆઓ નૂરની

જેમ છવાઈ જાય છે. પછી મારાથી વળગી પડે છે."

(ઈબ્ને અબી દુન્યા)

એક બુઝુર્ગ કહે છે : "હું કબ્રસ્તાન પરથી પસાર થયો અને તેમના પર રહમ કર્યો. તે જ સમયે એક ગૈબી હાતિફે મને સાદ દીધો : હા, તું તેમના પર રહમ કર, કેમ કે એ લોકો દુ:ખી અને ગમગીન છે." (ઈબ્ને અબી દુન્યા)

માલિક બિન દીનાર (રહ.) કહે છે : હું જુમ્આની રાત્રે કબ્રસ્તાન ગયો તો અચાનક ઝળકતું નૂર નજરે પડયું. મેં કહ્યું : "લા ઈલા—હ ઈલ્લલ્લાહ." કબ્રવાળા બખ્શી દેવામાં આવ્યા. તે સમયે એક ગૈબી હાતિફે પુકારીને કહ્યું : "હે માલિક બિન દીનાર ! આ મુઅમિનોનો હદિયો છે, મુર્દાઓના માટે !" મેં હાતિફને પૂછયું : "તે કયો હદિયો છે ?" તેણે ફરમાવ્યું : "આજે એક મુઅમિને રાત્રે બે રકાત પઢીને અલ્લાહથી દુઆ કરી કે તેનો અજર કબ્રસ્તાન–વાળાઓને મળે. એ કારણે આ નૂરની વર્ષા થઈ છે." માલિક બિન દીનાર (રહ.) કહે છે : તેના પછી હું દર જુમ્આની રાત્રે બે રકાતો પઢવા લાગ્યો. પછી મેં હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સ્વપ્નમાં જોયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મને ફરમાવી રહ્યા હતા : "હે માલિક ! અલ્લાહે તને બખ્શી દીધો, એ નૂરના પ્રમાણમાં જે તેં મુઅમિન પર હદિયો કર્યું અને તારા માટે જન્નતમાં ઘર બનાવી દીધું." (તારીખે ઈબ્નુન્નજ્જાર)

હઝરત બિશાર બિન ગાલિબ (રહ.) કહે છે : "હું હઝરત રાબિઅહ બસરિય્યહ (રહ.)ના માટે ઘણી દુઆઓ કર્યા કરતો હતો. એકવાર મેં તેમને સ્વપ્નમાં જોયા. તેમણે મને કહ્યું : હે બિશાર ! તારા તોહફા અમારી પાસે નૂરના

થાળોમાં રેશમના કપડાંમાં ઢંકાયેલ લાવવામાં આવે છે અને કહેવામાં આવે છે, આ ફલાણા માણસનો હદિયો છે, તારા માટે." (ઈબ્ને અબી દુન્યા)

હઝરત અનસ (રદિ.)થી મરફૂઅ રિવાયત છે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "મારી ઉમ્મત ઉમ્મતે મુહમ્મદિય્યહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક કબ્ર પર પસાર થાય છે, તે કબ્રનું મુર્દહ મર્હૂમહ છે, પોતાની કબ્રોમાં ગુનાહોની સાથે દાખલ થાય છે, પરંતુ જીવંત મુઅમિનોની દુઆઓના કારણે તેના ગુનાહ એ પ્રમાણે ઓછા થતા જાય છે, જ્યારે કિયામતના માટે પોતાની કબ્રોથી નીકળશે તો ગુનાહથી પાક સાફ હશે." (તબરાની)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે : સઅદ બિન ઉબયદહ (રદિ.) ઘરે મવજૂદ ન હતા. એ જ દરમિયાન તેમની માતાનો ઈન્તિકાલ થઈ ગયો. જ્યારે ઘરે આવ્યા તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી : "મારી ગેરહાજરીમાં માતાનો ઈન્તિકાલ થઈ ગયો છે. અગર હું "માં"ના તરફથી કશો સદકહ કરું તો શું તેનો લાભ પહોંચશે ? આપ (સલ.)એ ફરમાવ્યું : "હા !"

સઅદ બિન ઉબયદહ (રદિ.)થી બીજી એક રિવાયત છે, તેમણે હુઝૂર (સલ.)ને અરજ કરી : મારી "માં" મરણ પામી છે. કયો સદકહ અફઝલ છે ?

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "પાણી !" અને તેમણે એક કૂવો બનાવીને સદકહ કરી દીધો. (અહમદ)

ઉત્બહ બિન આમિર (રદિ.)થી રિવાયત છે, હુઝૂરે અકરમ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "મુર્દહના તરફથી સદકહ કરવો તેની કબ્રની ગરમી બુઝાવે છે અને કબ્રમાં આરામ પહોંચાડે છે." (તબરાની)

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "જે માણસ પોતાના માતાપિતાના તરફથી, તેમની વફાતના પછી હજ કરે છે, તો હજ કરનારને દોઝખથી છૂટકારો મળે છે." (તબરાની)

ઝૈદ બિન અરકમ (રદિ.)થી રિવાયત છે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "જે માતા–પિતા હજ કર્યા વિના મરણ પામે અને અવલાદે તેમના તરફથી હજ કરી, તો તેમની રૂહોને આસમાનમાં ખુશખબરી આપવામાં આવશે અને તે અવલાદ પોતાનાં માતાપિતા સાથે એહસાન કરનાર લેખાશે."

હજ્જાર બિન દીનાર (રદિ.)થી રિવાયત છે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "માતા–પિતા સાથે એહસાન એ છે કે તું તેમના તરફથી નમાઝ પઢે, જેમ પોતાના માટે નમાઝ પઢે છે અને પોતાના રોઝહ અને સદકહની સાથે તેમના માટે પણ રોઝા રાખે અને સદકહ કરે." (ઈબ્ને અબી શયબહ)

કુર્તુબી (રહ.) કહે છે, ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)નું વર્ણન છે : "જ્યારે તમે કબ્રસ્તાનમાં દાખલ થાઓ તો સૂરએ ફાતિહા, કુલ અઊઝુ બિરબ્બિન્નાસ, કુલ અઊઝુ બિરબ્બિલ ફલક, કુલ હુવલ્લાહુ અહદ પઢો અને તેનો સવાબ મુર્દાઓને બખ્શી દો. તેમને સવાબ પહોંચે છે."

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક કબ્ર પર

પસાર થયા, તે કબ્રનું મુર્દહ અઝાબમાં સંડોવાયેલ હતું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખજૂરની એક લીલી ડાળખી લઈને તે કબ્ર પર ખોસી દીધી અને ફરમાવ્યું : "આશા છે કે જ્યાં સુધી આ ડાળખી લીલી રહેશે, તેના અઝાબમાં ઘટાડો રહેશે."

એ જ રિવાયતના કારણે હઝરત અબૂ હુરયરહ (રદિ.) વસિય્યત કર્યા કરતા હતા કે, "જયારે હું મરણ પામું તો મારી કબ્ર પર બે ડાળખીઓ મૂકજો." હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની વફાત એક બયાબાન (વગડા)માં થઈ હતી. એ બયાબાન કિર્આન અને કવસની વચ્ચે હતું.

લોકોએ કહ્યું : "એ બે ડાળખીઓ મૂકવોની વસિય્યત કર્યા કરતા હતા, પરંતુ એવા સ્થળે તેમની વફાત થઈ છે કે ડાળખી મળવી અસંભવિત છે." એ જ પરેશાનીમાં લોકો હતા કે અચાનક એક કાફલો સજીસ્તાન તરફથી પ્રગટ થયો. નજીક આવ્યો તો જોયું કે તેમની પાસે ખજૂરની ડાળખી હતી, તે ડાળખીને તેમની કબ્ર પર ખોસી દેવામાં આવી.

## [૫૯] સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ)ની મહાન ફઝીલતો

### (૧) ફજરની નમાઝ પછી પઢવાની ફઝીલત :

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જે વ્યક્તિએ ફજરની નમાઝ પછી બાર વખત (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ....." પઢી તો જાણે તેણે આખું કુર્આન ચાર વખત પઢયું અને જો તેણે ગુનાહોથી

પરહેઝ કર્યો તો તે દિવસે પૃથ્વીના (પટ પર વસતા) સર્વશ્રેષ્ઠ લોકોમાં તેનો શુમાર થશે. (તબરાની કૃત "મુઅ્જમે સગીર" : ૧/૬૨, બયહકી કૃત "શુઅ્બુલ ઈમાન" : ૨૨૯૮)

**(૨) જન્નતમાં બે મહેલ મળશે :**

(૧) હઝરત ખાલિદ ઈબ્ને ઝૈદ અન્સારી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ મગરિબ અને ઈશા દરમિયાન વીસ રકાત નમાઝ એવી રીતે પઢે કે દરેક રકા'તમાં અલ્હમ્દુ લિલ્લાહ.... અને (સૂરએ) કુલ્ હુવલ્લાહુ અહદ.... પઢે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં બેજોડ (અંતર રહિત–પરસ્પર અડોઅડ) અને બેઐબ (ખામીરહિત) બે મહેલ બનાવશે. (જમ્ઉલ જવામિઅ્ : ૧/૭૯૬)

(૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ ઈશાની નમાઝ પછી બે રકા'ત પઢે અને દરેક રકા'તમાં (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ....." પંદર વખત પઢે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં બે મહેલ બનાવશે. (તફસીરે દૂર્રે મન્સૂર : ૬/૪૧૫)

**(૪) કિયામતના દિવસે ફરિશ્તાઓ હસ્તધૂનન (મુસાફહા) કરશે :**

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ મગરિબ પછી બાર રકા'તો એવી રીતે પઢશે કે દરેક રકા'તમાં ચાળીસ વાર (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ..." પઢે તો

કિયામતના દિવસે ફરિશ્તાઓ તેની સાથે 'મુસાફહા' (હસ્તમેળાપ) કરશે. (જમ્ઉલ જવામિઅ્ : ૧/૭૯૬)

**(૫) ગુનાહોની માફી :**

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે વ્યક્તિ (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ...." (પૂરી સૂરત) પચાસ (૫૦) વખત પઢશે તો અલ્લાહ તઆલા તેના ગુનાહોને માફ ફરમાવી દેશે." (સુનને દારમી : ૨/૪૬૧)

**(૬) જન્નતમાં પ્રવેશ :**

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ દરરોજ (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ...." પચાસ (૫૦) વખત પઢશે તો કિયામતના દિવસે તેને અવાજ આપવામાં આવશે : "હે અલ્લાહની હમ્દ બયાન કરનાર ! પોતાની કબરમાંથી ઊઠ–ઊભો થા અને જન્નતમાં દાખલ થઈ જા."

(મુઅ્જમે તબરાની સગીર : ૨/૧૩૦, મજ્મઉઝ્ ઝવાઈદ : ૭/૧૪૬)

**(૭) પચાસ વરસના ગુનાહો માફ :**

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ સો વાર (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ...." પઢશે તો અલ્લાહ તઆલા એના પચાસ વર્ષના ગુનાહ માફ ફરમાવી દેશે, આ શરતે કે તે ચાર ગુનાહોથી બચતો રહે : (૧) કતલથી, (૨) ચોરીથી, (૩) ઝિનાથી, (૪) શરાબ પીવાથી. (બયહકી કૃત "શુઅ્બુલ ઈમાન" : ૨૩૧૮)

### (૮) દોઝખ (જહન્નમ)થી છૂટકારો :

હઝરત ફીરૂઝ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે નમાઝમાં અથવા નમાઝની બહાર સો વાર (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ...." પઢી તો અલ્લાહ તઆલા તેના માટે દોઝખથી બરી (મુક્ત) હોવાનું લખી આપશે.

(તબરાની કૃત મુઅજમે કબીર : ૧૮/૩૩૧, મજમઉઝ્ ઝવાઈદ : ૭/૧૪૫)

### (૯) જુમ્અહની રાતે પઢવાની ફઝીલત :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ જુમ્અહની રાતે સો વાર (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ...." પઢશે તો તેણે એ જુમ્અહનો એવો હક્ક અદા કરી દીધો, જેમ કે અર્શને ઉઠાવનાર ફરિશ્તાઓએ અર્શે ઈલાહીને ઉઠાવવાનો હક અદા કર્યો. (અબૂ નુએમ ફી ફઝાઈલિહા)

### (૧૦) સો મહેલ તા'મીર થશે, ઉપરાંત... :

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે વુઝૂ સાથે સો વાર (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ...." પઢી, એવી રીતે કે સૂરએ ફાતિહાથી શરૂઆત કરી તો અલ્લાહ તઆલા તેના માટે દરેક હર્ફ (અક્ષર)ના બદલામાં દસ નેકીઓ લખશે અને તેના દસ દરજાત બુલંદ ફરમાવશે અને તેના માટે જન્નતમાં સો મહેલ તા'મીર ફરમાવશે.

(બયહકી કૃત "શુઅ્બુલ ઈમાન", હદીષ નંબર : ૨૩૧૮)

**(૧૧) જન્નત નસીબ થશે :**

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે પોતાના બિસ્તર પર સૂવા માટે ઈરાદો કર્યો. પછી સો વાર (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ..." પઢી તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેને ફરમાવશે : હે મારા બંદા ! પોતાની જમણી તરફ આવેલી જન્નતમાં દાખલ થઈ જા.

(તિરમિઝી, હદીષ નંબર : ૨૮૯૮, બયહકી, હદીષ નંબર : ૨૩૧૭)

**(૧૨) અરફહના દિવસે પઢવાની ફઝીલત :**

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે મુસલમાન અરફાતના મેદાનમાં ઝવાલ પછી વુકૂફ (રોકાણ) કરે અને પછી કિબ્લારુખ થઈને "લા ઈલા—હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ, લા શરી—ક લહૂ, લહુલ્ મુલ્કુ વ લહુલ્ હમ્દુ, વ હુ—વ અલા કુલ્લિ શયૂઈન કદીર" સો વાર પઢે. પછી સો વાર (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ...." પઢે. પછી સો વાર "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા સલ્લયૂત અલા ઈબ્રાહી—મ વ અલા આલિ ઈબ્રાહી—મ, ઈન્ન—ક હમીદુમ્ મજીદ. વ અલયૂના મ—અહુમ" પઢે તો અલ્લાહ તઆલા પોતાના ફરિશ્તાઓને ફરમાવે છે : હે મારા ફરિશ્તાઓ ! મારા આ બંદાનો શું બદલો છે, જેણે મારી પાકી (પવિત્રતા) બયાન કરી અને લા ઈલા—હ ઈલ્લલ્લાહ કહ્યું અને મારી મોટપ બયાન કરી અને મારી મહાનતા બયાન કરી અને મને ઓળખ્યો અને મારી તારીફ બયાન કરી અને મારા નબી પર દુરૂદ મોકલ્યું ? હે મારા

ફરિશ્તાઓ ! તમે ગવાહ રહો કે મેં એની બખશિશ કરી દીધી અને તેની સ્વજાત માટેની સિફારિશ કબૂલ કરી અને જો મારો આ બંદો તમામ અરફાતવાળાઓ માટે દુઆ કરત (અને) સિફારિશ કરત તો એ (સિફારિશ) પણ હું અવશ્ય કબૂલ કરી લેત. (બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન : હદીષ નંબર : ૩૭૮૦)

**(૧૩) પચાસ સિદ્દીકીનના અમલ બરાબર સવાબ મળશે :**

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે ફજરની નમાઝ પછી કોઈની સાથે વાત કર્યા વગર સો વાર (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ..." પઢી તો એ દિવસે તેના માટે પચાસ સિદ્દીકીનના અમલ બરાબર સવાબ લખવામાં આવશે. (ફિરદૌસે દયલમી, દૂર્રે મન્ષૂર : ૬/૪૪)

**(૧૪) જુમ્અહના દિવસે પઢવાની ફઝીલત :**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી મરફૂઅન્ રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ જુમ્અહના દિવસે મસ્જિદમાં આવીને ચાર રકાત નમાઝ એવી રીતે પઢે કે દરેક રકા'તમાં સૂરએ ફાતિહા પછી પચાસ વખત (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ..." પઢે, તો આ પ્રમાણે કુલ બસો વાર થઈ જશે, તો એ માણસને ત્યાં સુધી મૌત આવશે નહિ, જ્યાં સુધી કે તે જન્નતમાં પોતાની મંઝિલ (ઠેકાણું) નિહાળી ન લે અથવા જ્યાં સુધી કે તેને એની મંઝિલ દેખાડવામાં ન આવે.

(તફસીરે કુર્તુબી : ૮/૮૩૩૯)

**(૧૫) એક હજાર વખત પઢવાની ફઝીલત :**

હઝરત હુઝયફહ ઈબ્ને યમાન (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે એક હજાર વાર (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ...." પઢી તો જાણે તેણે પોતાના નફ્સને અલ્લાહ તઆલાથી ખરીદી લીધો. (સુયૂતી કૃત "જમ્ઉલ્ જવામિઅ્")

**(૧૬) અરફહના દિવસે પઢવાની ફઝીલત :**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે યૌમે અરફહની સાંજે એક હજાર વાર (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ...." પઢી તો અલ્લાહ તઆલા તેની દરેક દુઆ કબૂલ ફરમાવશે.

(અલ્લામહ સુયૂતી (રહ.) કૃત "જમ્ઉલ્ જવામિઅ્" : ૧/૮૨૨)

**(૧૭) વિવિધ ફઝીલતો :**

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ...." એક વાર પઢશે તો તેના પર બરકત નાઝિલ થશે અને જે વ્યક્તિએ એને બે વાર પઢી તો તેના પર અને તેના પરિવારજનો પર બરકત નાઝિલ થશે અને જો કોઈ વ્યક્તિ એને ત્રણ વાર પઢશે તો તેના પર તેના પરિવારજનો પર અને તેના પાડોશીઓ પર પણ બરકત નાઝિલ થશે, અને જો કોઈ માણસ એને બાર વખત પઢશે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં મહેલ બનાવે છે અને ફરિશ્તાઓ પરસ્પર એક બીજાને કહે છે : ચાલો, પોતાના

ભાઈનો મહેલ જોવા જઈએ, અને જો કોઈ માણસ સો વાર આ સૂરહ પઢશે તો કતલ અને ચોરી સિવાયના એના પચ્ચીસ વર્ષના ગુનાહ માફ કરી દેવામાં આવશે અને જો કોઈ વ્યક્તિ એને ત્રણ સો વાર પઢશે તો અલ્લાહ તઆલા તેના માટે એવા ચાર સો શહીદોનો સવાબ લખશે, જેમના ઘોડાઓની ટાંગો કાપી નાખવામાં આવી હોય અને તેમને હલાક કરી નાખવામાં આવ્યા હોય અને જો કોઈ વ્યકિત એને હજાર વખત પઢશે, તો એને ત્યાં સુધી મૌત આવશે નહિ, જ્યાં સુધી કે તે જન્નતમાં પોતાનું મકાન નિહાળી ન લે અથવા એને બતાવી દેવામાં ન આવે.

(જમ્ઉલ જવામિઅ્ : ૧/૮૨૧, કુર્તુબી : ૮/૮૩૪૦)

**(૧૮) અલ્લાહ સાથે વિશેષ નિસ્બત ધરાવતી સૂરહ :**

હઝરત આમિર ઈબ્ને અબ્દે કૈસ (રદિ.) ફરમાવે છે કે જે માણસ (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ...." પઢે તો પછી આ સૂરહને મુસ્તકિલ રાખવાના હેતુસર એની સાથે કુર્આનમાંથી બીજું કાંઈ ન પઢે (એટલે કે સૂરએ ઈખ્લાસની તિલાવતને કાફી સમજે), કારણ કે આ સૂરહ આરંભથી અંત સુધી અલ્લાહ તઆલા તરફ જ મન્સૂબ છે.

(ઈબ્ને માજહ : ફી ફઝાઈલિલ્ કુર્આન : ૨૬૦)

## બીમારીઓનો કુર્આની ઉપચાર

**(૧) તીવ્ર બીમારીથી છૂટકારો :**

સૂરએ મુઅ્મિનૂનની નીચે દર્શાવેલી અંતિમ આયતો ખાસ ફઝીલત ધરાવે છે :

اَفَحَسِبْتُمْ اَنَّمَا خَلَقْنٰكُمْ عَبَثًا وَّ اَنَّكُمْ اِلَيْنَا لَا تُرْجَعُوْنَ ﴿١١٥﴾ فَتَعٰلَى اللّٰهُ الْمَلِكُ الْحَقُّ ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ رَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ﴿١١٦﴾ وَمَنْ يَّدْعُ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ ۙ لَا بُرْهَانَ لَهٗ بِهٖ ۙ فَاِنَّمَا حِسَابُهٗ عِنْدَ رَبِّهٖ ۗ اِنَّهٗ لَا يُفْلِحُ الْكٰفِرُوْنَ ﴿١١٧﴾ وَقُلْ رَّبِّ اغْفِرْ وَارْحَمْ وَاَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ ﴿١١٨﴾ (المؤمنون ٢٣: ١١٥تا١١٨، پاره ١٨)

બગ્‌વી અને સઅ્‌લબીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત કરી છે કે તેઓ એક બીમાર માણસ પાસેથી પસાર થયા, જે સખત બીમારીઓમાં સપડાયેલો હતો. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ તેના કાનમાં સૂરએ મુઅ્‌મિનૂનની ઉપરોક્ત આયતો પઢી દીધી, તો એ તે જ વખતે તંદુરસ્ત થઈ ગયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ને પૂછયું કે, આપે એના કાનમાં શું કહ્યું ? હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ અરજ કરી કે આ આયતો પઢી છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કસમ છે તે પવિત્ર ઝાતની કે જેના અંકુશમાં મારો પ્રાણ છે, જો યકીન ધરાવનારો કોઈ માણસ આ આયતોને પહાડ ઉપર પણ પઢશે તો તે પોતાના સ્થળેથી હટી અને હચમચી જશે.

(અબૂ યઅ્‌લા, કુર્તુબી, મઝહરી, મઆરિફુલ કુર્આન ૬/૩૨૮, તુહફ—એ—હુફ્ફાઝ : ૩૪૭)

## (૨) બીમારી, તકલીફ અને નાદારીથી નજાત :

હઝરત અબૂ હુરયરહ (રદિ.)નું બયાન છે કે, એક દિવસે

હું રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સથવારે બહાર નીકળ્યો. આપ (સલ.) એક એવા માણસ પાસેથી પસાર થયા, જે બહુ પરેશાન, ઉદાસ અને નાદાર હતા.

ફરમાવ્યું : હે સજ્જન ! તમારી બીમારી અને તંગદસ્તીમાં કેટલીક અશક્ય (કહી ન શકાય તેવી) પરિસ્થિતિ હું જોઈ રહ્યો છું ? શું તમને એવા કલિમાત ન શિખવાડી દઉં, જે તમારી આ બીમારી, તકલીફ અને તંગદસ્તીની હાલતને દૂર કરી દે ? આ કલિમાત પઢયા કરો :

تَوَكَّلْتُ عَلَى الْحَيِّ الَّذِي لَا يَمُوْتُ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِي لَمْ يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهُ شَرِيْكٌ فِي الْمُلْكِ وَلَمْ يَكُنْ لَّهُ وَلِيٌّ مِّنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيْرًا ﴿۱۱۱﴾

**તવક્કલ્તુ અલલ્ હય્યિલ્લઝી લા યમૂતુ વલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી લમ્ યત્તખિઝ્ વ–લદંવ્ વ લમ્ યકુલ્લહૂ શરીકુન્ ફિલ્મુલ્કિ વ લમ્ યકુલ્લહૂ વલિય્યુમ્ મિનઝ્ઝુલ્લિ વ કબ્બિર્હૂ તકબીરા.**

પછી આપ (સલ.) ફરી એક વાર તશરીફ લઈ ગયા તો તેમને સારી હાલતમાં પામ્યા. ફરમાવ્યું : કેવી સારી હાલત છે.

તેમણે અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! જ્યારથી આપે મને પેલા કલિમાત શિખવાડયા છે, હું બરાબર એનો વિર્દ (પઠન) કરતો રહું છું.

(દૂર્રે મન્સૂર : ૫/૩૫૨, તિલાવતુ કુર્આનિલ મજીદ)

**તંગી, મુસીબતો, મૂંઝવણો અને મુશ્કેલીઓના નિવારણ માટે હઝરત અબૂ ઝર ગિફારી (રદિ.)થી મન્કૂલ એક દુઆ :**

હઝરત જિબ્રઈલ (અલૈ.)એ ફરમાવ્યું : હે મુહમ્મદ (સલ.) ! તે ઝાતની કસમ જેણે આપને હક સાથે મોકલ્યા છે, આપની ઉમ્મતમાંથી જે કોઈ પણ વ્યક્તિ આ (નીચે દર્શાવેલી) દુઆ (દિલથી) કરશે, તો તેના ગુનાહ માફ થઈ જશે, ભલે તે સમંદરના કાંપથી (પણ) વધારે હોય અથવા જમીનની માટી બરાબર હોય.... અને આપની ઉમ્મતમાંથી જે કોઈ વ્યક્તિ અલ્લાહ તઆલાને એવી હાલતમાં મળશે કે તેના દિલમાં આ દુઆ હશે, તો જન્નત તેની (મુલાકાત અને સત્કાર માટે) મુશ્તાક અને ઉત્સુક હશે અને બે ફરિશ્તાઓ તેના માટે મગફિરત માંગશે અને તેના માટે જન્નતના દ્વાર ખોલી આપવામાં આવશે. પછી ફરિશ્તાઓ તેને પુકારશે : હે અલ્લાહના દોસ્ત ! જન્નતના જે દરવાજેથી ચાહે (જન્નતમાં) દાખલ થઈ જા. તે દુઆ નીચે પ્રમાણે છે :

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُكَ اِيْمَانًا دَائِمًا وَّاَسْئَلُكَ قَلْبًا خَاشِعًا وَّاَسْئَلُكَ عِلْمًا نَّافِعًا وَّاَسْئَلُكَ يَقِيْنًا صَادِقًا وَّاَسْئَلُكَ دِيْنًا قَيِّمًا وَّاَسْئَلُكَ الْعَافِيَةَ مِنْ كُلِّ بَلِيَّةٍ وَّاَسْئَلُكَ تَمَامَ الْعَافِيَةِ وَاَسْئَلُكَ دَوَامَ الْعَافِيَةِ وَاَسْئَلُكَ الشُّكْرَ عَلَى الْعَافِيَةِ وَاَسْئَلُكَ الْغِنٰى عَنِ النَّاسِ ط

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક ઈમાનન્ દાઈમંવ્, વ**

**અસ્અલુ–ક કલ્બન્ ખાશિઅંવ્, વ અસ્અલુ–ક ઈલ્મન્ નાફિઅંવ્, વ અસ્અલુ–ક યકીનન્ સાદિકંવ્, વ અસ્અલુ–ક દીનન્ કચ્યિમંવ્, વ અસ્અલુકલ્ આફિય–ત મિન્ કુલ્લિ બલિય્યતિંવ્, વ અસ્અલુ–ક તમામલ્ આફિય–તિ, વ અસ્અલુ–ક દવામલ્ આફિય–તિ, વ અસ્અલુકશ્શુક્ર અલલ્ આફિય–તિ, વ અસ્અલુકલ્ ગિના અનિન્નાસ.**

[અર્થ : હે અલ્લાહ ! હું તારાથી હંમેશા (બાકી) રહેનાર ઈમાનનો સવાલ કરું છું અને તારાથી તારો ખૌફ ધરાવનાર દિલનો સવાલ કરું છું તથા તારાથી લાભદાયક ઈલ્મનો સવાલ કરું છું અને તારી સામે સાચા યકીનનો સવાલ કરું છું અને તારાથી સદા કાયમ રહેનાર દીનનો સવાલ કરું છું અને તારાથી દરેક મુસીબત–આફતથી આફિયતનો સવાલ કરું છું અને તારી સામે સંપૂર્ણ–સર્વાંગ આફિયતનો સવાલ કરું છું અને હંમેશા બાકી રહે એવી આફિયતનો તારાથી સવાલ કરું છું અને આફિયતની પ્રાપ્તિ પર શુક્ર અદા કરવા(ની તવફીક)નો તારાથી સવાલ કરું છું અને તારી સામે લોકોથી બેનિયાઝી (નિઃસ્પૃહતા)નો સવાલ કરું છું.]

**વિવરણ :** આ દુઆ તંગી, મુસીબતો અને પરેશાનીઓના નિવારણ માટે બહુ અસરકારક, ઉપયોગી, ઉપકારક, રહમતરૂપ અને અનુભવસિદ્ધ છે, જેને "નવાદિરુલ ઉસૂલ"ના કર્તાએ પોતાની સનદ સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરી છે કે, હઝરત જિબ્રઈલ (અલૈ.) તશરીફ લાવ્યા. હઝરત જિબ્રઈલ (અલૈ.) આપ (સલ.) પાસે બેઠા હતા, તે અરસામાં જ હઝરત અબૂ ઝર ગિફારી (રદિ.) પણ એકાએક આવી પહોંચ્યા. જ્યારે હઝરત જિબ્રઈલ (અલૈ.)એ આપને જોયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમએ પૂછયું કે, હે અમીનુલ્લાહ ! શું આપ (હઝરત) અબૂ ઝર (રદિ.)ના નામથી પરિચિત અને માહિતગાર છો ? હઝરત જિબ્રઈલ (અલૈ.)એ ફરમાવ્યું : હા. (હું પરિચિત છું.) તે ઝાતની કસમ જેણે હક (સત્ય) સાથે આપ (સલ.)ને મોકલ્યા છે, (હઝરત) અબૂ ઝર (રદિ.) પૃથ્વી કરતાં પણ આસમાન પર વધુ મશહૂર છે, ખ્યાતનામ છે અને એમની આ શોહરત (ખ્યાતિ) તે દુઆને કારણે છે, જેને તેઓ દરરોજ બે વખત પઢે છે. ફરિશ્તા એ દુઆથી ઘણા ખુશ થયા છે..... આપ (સલ.) તે દુઆ પઢો અને એ દુઆ વિશે (હઝરત) અબૂ ઝર (રદિ.)ને પૂછો.

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂછયું કે, હે અબૂ ઝર (રદિ.) ! એવી કઈ દુઆ છે, જેને આપ દરરોજ પઢો છો. હઝરત અબૂ ઝર (રદિ.)એ જવાબમાં ફરમાવ્યું : હા, મારાં માં–બાપ આપ પર કુર્બાન થાય, મેં એ કલિમાત કોઈ ઈન્સાનથી સાંભળ્યા નથી. તે કલિમાત મારા પરવરદિગારે મારા દિલમાં નાખ્યા છે અને હું દરરોજ બે વખત એ કલિમાત દ્વારા દુઆ કરું છું. પ્રથમ કિબ્લા તરફ મુખ (રુખ) કરું છું. પછી થોડીવાર ''સુબ્હાનલ્લાહ'' અને થોડીવાર ''અલ્લાહુ અકબર'' પઢું છું. ત્યાર બાદ એ કલિમાત દ્વારા દુઆ કરું છું. (અલ્ જામિઉલ્ કબીર : ૩/૧૦૩, સંદર્ભ : મફાતીહુલ ફરજ લિ–તરવીહિલ્ કુલૂબ વ તફરીજિલ્ કુરૂબ : ૯૫, આરબ લેખક : મુહમ્મદ સિદીક મન્શાવી સા.)

## મુસલમાનોને તુચ્છ સમજવું

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક હદીસમાં

ફરમાવ્યું કે : આદમીના માટે આ બુરાઈ કાફી છે કે તે પોતાના ભાઈ મુસલમાનને તુચ્છ સમજે (અર્થાત્ જો કોઈનામાં આ વાત હોય અને બીજી કોઈ બુરાઈની વાત ન હોય તો પણ એમાં બુરાઈની કમી નથી.)

● ● ●

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ
صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰۤى اٰلِ
مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰۤى اِبْرَاهِيْمَ
وَعَلٰۤى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ
مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰۤى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰۤى
اِبْرَاهِيْمَ وَعَلٰۤى اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

# ★ પૂર્તિની અનુક્રમણિકા ★

| ક્રમ | વિષય | પેજ નં. |
|---|---|---|

# પૂર્તિ

## ૧૦૦૦ (એક હજાર) દિવસ સુધી સવાબ રળી (મેળવી) આપનારું દુરૂદ શરીફ

''તબરાની''ની રિવાયત અનુસાર હઝરત જાબિર (રદિ.)ની રિવાયતથી હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ ઈરશાદ નકલ થયો છે કે, જે માણસ સવાર–સાંજ આ (નીચે દર્શાવેલું) દુરૂદ શરીફ પઢયા કરશે, તો એ દુરૂદ એનો સવાબ લખનારાઓ (ફરિશ્તાઓ)ને એક હજાર દિવસ સુધી મશક્કત (કષ્ટ)માં મૂકી દેશે. મશક્કતમાં નાખવાનો ભાવાર્થ એ છે કે, તેઓ એક હજાર દિવસ સુધી એનો સવાબ લખતા લખતા થાકી જશે :

اَللّٰهُمَّ رَبَّ مُحَمَّدٍ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ
وَّاجْزِ مُحَمَّدًا صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَاهُوَ اَهْلُهٗ ط

**અલ્લાહુમ્મ રબ્બ મુહમ્મદિન્ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિંવ્ વજ્ઝિ મુહમ્મદન્ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લ–મ મા હુ–વ અહ્લુહ્.**

(ફઝાઈલે દુરૂદ : ૪૫)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ અઝાન વખતે આ (નીચે દર્શાવેલી) દુઆ પઢશે, તો એના માટે મારી શફાઅત વાજિબ છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّبَلِّغْهُ دَرَجَةَ الْوَسِيْلَةِ عِنْدَكَ وَاجْعَلْنَا فِيْ شَفَاعَتِهٖ يَوْمَ الْقِيَامَةِ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ બલ્લિગ્હૂ દ–ર–જતલ્ વસી–લતિ ઈન્દ–ક, વજ્અલ્ના ફી શફાઅ–તિહી યવ્મલ્ કિયામહ્.** (તબરાની, અલ્ કવ્લુલ્ બદીઅ્ : ૧૮૨)

● ● ●

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ અઝાનના સમયે (અઝાન પછી) આ દુરૂદ શરીફ પઢશે તો તે મારી શફાઅત પામશે :

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ وَالصَّلٰوةِ الْقَائِمَةِ اَعْطِ مُحَمَّدًا سُؤْلَهٗ ط

**અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્દઅ્વતિ ત્તામ્મતિ વસ્સલાતિલ્ કા–ઈમતિ અઅ્તિ મુહમ્મદન્ સુઅ્લહ્.** (અલ્ કવ્લુલ્ બદીઅ્ : ૧૮૨)

● ● ●

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે પણ મુસલમાન નમાઝની અઝાન સાંભળે (અને નીચે દર્શાવેલું દુરૂદ પઢે) તો મારા ઝિમ્મે કિયામતના દિવસે એની શફાઅત વાજિબ થઈ જશે :

اَللّٰهُ اَكْبَرُ ط اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّااللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ ط اَللّٰهُمَّ اَعْطِ مُحَمَّدَ نِ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ وَاجْعَلْ فِى الْاَعْلِيْنَ دَرَجَتَهٗ وَفِى الْمُصْطَفِيْنَ مَحَبَّتَهٗ وَالْمُقَرَّبِيْنَ ذِكْرَهٗ ط

**અલ્લાહુ અકબર. અશ્હદુ અલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદર્રસૂલુલ્લાહ. અલ્લાહુમ્મ અઅ્તિ મુહમ્મ-દનિલ્ વસીલ-ત વલ્ ફદી-લ-ત, વજ્અલ્ ફિલ્અઅ્લી-ન દ-ર-જ-તહૂ, વ ફિલ્મુસ્તફય્ન મહબ્બ-તહૂ, વલ્ મુકર્રબી-ન ઝિક્રહ્.**

(તહાવી, તબરાની, અલ્ કવ્લુલ્ બદીઅ્ : ૧૮૨)

## દરેક ફર્ઝ નમાઝ પછી દુરૂદ

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ દરેક ફર્ઝ નમાઝ પછી આ (નીચે દર્શાવેલું) દુરૂદ શરીફ પઢશે તો એના માટે કિયામતના દિવસે મારી શફાઅત વાજિબ થઈ જશે :

اَللّٰهُمَّ اَعْطِ مُحَمَّدَ نِ الْوَسِيْلَةَ وَاجْعَلْ فِى الْمُصْطَفِيْنَ مَحَبَّتَهٗ وَفِى الْعَالَمِيْنَ دَرَجَتَهٗ وَفِى الْمُقَرَّبِيْنَ دَارَهٗ ط

**અલ્લાહુમ્મ અઅ્તિ મુહમ્મ-દનિલ્ વસીલ-ત વજ્અલ્ ફિલ્ મુસ્ત-ફય્ન મહબ્બ-તહૂ વ ફિલ્ આલ-મી-ન દ-ર-જત-હૂ વ ફિલ્ મુકર્રબી-ન દા-રહૂ.**

(તબરાની, અલ્ કવ્લુલ્ બદીઅ્ : ૧૬૮)

ઉપરોક્ત અહાદીસમાં દુરૂદ શરીફ પઢવાની ખુસૂસી ફઝીલત બયાન કરવામાં આવી છે કે દુરૂદ શરીફ પઢનાર માટે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શફાઅત લાઝિમ થશે. આ કારણે આ દુરૂદો પૈકી કોઈપણ દુરૂદ પઢવાનો મા'મૂલ બનાવી લેવો જોઈએ, જેથી કિયામતના મેદાનમાં આ અમોલી દોલત (શફાઅત) નસીબ થાય.

## અઝાન પછી પઢવાથી શફાઅત વાજિબ થઈ જશે

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ મુઅઝ્ઝિનની અઝાન પછી આ દુરૂદ શરીફ પઢશે, તો એના માટે મારી શફાઅત વાજિબ થઈ જાય છે :

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ وَالصَّلٰوةِ
الْقَآئِمَةِ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ
وَاَعْطِهِ الْوَسِيْلَةَ وَالشَّفَاعَةَ يَوْمَ الْقِيٰمَةِ ط

**અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્દઅ્વતિ ત્તામ્મતિ વસ્સલાતિલ્ કા-ઈમતિ, સલ્લિ અલા મુહમ્મદિન્ અબ્દિ-ક વ રસૂલિ-ક વ અઅ્તિહિલ્ વસીલ-ત વશ્શફાઅ-ત યવ્મલ્ કિયામહ્.**

(ઈબ્નુસ્સુન્ની, અલ્ કવ્લુલ્ બદીઅ : ૧૮૦)

## નબવી શફાઅત અને ગવાહી પ્રાપ્ત થશે

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ આ (નીચે દર્શાવેલું) દુરૂદ શરીફ પઢશે, તો કિયામતના દિવસે એના હકમાં ગવાહી આપીશ અને એના માટે હું શફાઅત કરીશ :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ وَبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ وَتَرَحَّمْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا تَرَحَّمْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા સલ્લય્ત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહી-મ વ બારિક્ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા બારક્ત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહી-મ, વ તરહ્હમ્ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા તરહ્હમ્ત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહીમ.**

(અલ્ અદબુલ્ મુફ્રદ : ૧૯૩, નુઝુલુલ્ અબરાર : ૧૬૭)

## ચાળીસ વર્ષની ઈબાદતનો સવાબ

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી સુબ્હાનલ્લાહિલ અઝીમ.**

(**અર્થ :** હું અલ્લાહ તઆલાની પાકી બયાન કરું છું અને તેની તારીફ બયાન કરું છું, હું અલ્લાહ તઆલાની પાકી બયાન કરું છું, જે મહાન અને ઉચ્ચતર છે.)

આ ફરિશ્તાઓની તસ્બીહ છે (ફત્હુલ બારી શર્હે બુખારી શરીફ : ૧૧/૨૦૭). આ તસ્બીહને મગરિબની નમાઝ બાદ પઢવાથી ચાળીસ (૪૦) વર્ષની ઈબાદતનો સવાબ મળે છે.

[''મો'મિનકી ઝિંદગી'' : ૫૫. સ્ત્રોત : હઝ. મવ. મુફતી ઈસ્માઈલ વાડીવાલા સા. કૃત ''હુઝૂર (સલ.)ની મુહબ્બત'' : ૨૪]

## મોટા ત્રાજવામાં તોલાતું દુરૂદ

હઝરત અલી (રદિ.)ની રિવાયતમાં છે કે, જે માણસ એવું ચાહે કે અમારા અહલે બૈત પર દુરૂદ મોકલે અને તેનું દુરૂદ કોઈ મોટા ત્રાજવા કે માપણામાં તોલવામાં આવે, તો તે આ દુરૂદ પઢે :

اَللّٰهُمَّ اجْعَلْ صَلَوٰتِكَ وَبَرَكَاتِكَ عَلٰى مُحَمَّدِنِ النَّبِيِّ وَاَزْوَاجِهٖ اُمَّهَاتِ الْمُؤْمِنِيْنَ وَذُرِّيَّتِهٖ وَاَهْلِ بَيْتِهٖ كَمَا صَلَّيْتَ عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

**અલ્લાહુમ્મજ્અલ્ સ-લવાતિ-ક વ બ-રકાતિ-ક અલા મુહમ્મદિનિન્નબિય્યિ વ અઝ્વાજિહી ઉમ્મહાતિલ્ મુઅ્મિની-ન વ ઝુર્રિય્યતિહી વ અહ્લિ બય્તિહી કમા સલ્લય્ત અલા આલિ ઈબ્રાહી-મ, ઈન્ન-ક હમીદુમ્ મજીદ.**

(અલ્ કવ્લુલ્ બદીઅ્ : ૪૩)

## બેહતરીન દુરૂદ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જ્યારે મારી ઉપર દુરૂદ મોકલો તો બેહતરીન દુરૂદ મોકલો. કદાચ તમે જાણતા નથી કે (તમારું પઢેલું એ દુરૂદ) અમારી સામે રજૂ કરવામાં આવે છે. આ દુરૂદ પઢો :

اَللّٰهُمَّ اجْعَلْ صَلَوٰتِکَ وَرَحْمَتَکَ وَبَرَکَاتِکَ عَلٰی سَیِّدِالْمُرْسَلِیْنَ وَاِمَامِ الْمُتَّقِیْنَ وَخَاتَمِ النَّبِیِّیْنَ عَبْدِکَ وَرَسُوْلِکَ اِمَامِ الْخَیْرِ وَقَائِدِالْخَیْرِ رَسُوْلِ الرَّحْمَةِ اَللّٰهُمَّ ابْعَثْهُ الْمَقَامَ الْمَحْمُوْدَ یَغْبِطُهٗ بِهِ الْاَوَّلُوْنَ وَالْاٰخِرُوْنَ ط

**અલ્લાહુમ્મજ્અલ્ સ-લવાતિ-ક વ રહ્મત-ક વ બ-રકાતિ-ક અલા સય્યિદિલ્ મુરસલી-ન વ ઈમામિલ્ મુત્તકી-ન વ ખાતમિન્નબિય્યી-ન અબ્દિ-ક વ રસૂલિ-ક ઈમામિલ્ ખય્રિ વ કાઈદિલ્ ખય્રિ રસૂલિર્રહ્મહ્. અલ્લાહુમ્મબ્અષ્હુલ્ મકામલ્ મહ્મૂ-દ યગ્બિતુહૂ બિહિલ્ અવ્વલૂ-ન વલ્ આખિરૂન.** (અલ્ કવ્લુલ્ બદીઅ્ : ૪૮)

## બેહતરીન હમ્દ અને અતિ અફઝલ દુરૂદ

અબ્દુલ્લાહ મૂસલી (રહ.)એ બયાન કર્યું છે કે, જે માણસ અલ્લાહ તઆલાની બેહતરીન હમ્દ કરવા ચાહે અને અફઝલ–તરીન દુરૂદ પઢવા ચાહે તો તે આ હમ્દો–સલાત પઢે :

اَللّٰھُمَّ لَکَ الْحَمْدُ کَمَا اَنْتَ اَھْلُهٗ۔ فَصَلِّ عَلٰی مُحَمَّدٍ کَمَا اَنْتَ اَھْلُهٗ وَافْعَلْ بِنَا مَا اَنْتَ اَھْلُهٗ فَاِنَّکَ اَھْلُ التَّقْوٰی وَاَھْلُ الْمَغْفِرَةِ ط

**અલ્લાહુમ્મ લકલ્ હમ્દુ કમા અન્ત અહ્લુહ્. ફ–સલ્લિ અલા મુહમ્મદિન્ કમા અન્ત અહ્લુહ્. વફ્અલ્ બિના મા અન્ત અહ્લુહ્. ફઈન્નક અહ્લુત્તક્વા વઅહ્લુલ્ મગ્ફિરહ્.**

## ઉત્તમ દુરૂદ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જયારે તમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ મોકલો તો બેહતરીન દુરૂદ મોકલો. શાયદ તમે જાણતા નથી કે તે મારી ઉપર પેશ કરવામાં આવે છે, મારી સામે રજૂ કરવામાં આવે છે. સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી : અમને એ દુરૂદ શિખવાડી દો. આપ (સલ.)એ ફરમાવ્યું : (આ દુરૂદ) પઢો :

اَللّٰھُمَّ اجْعَلْ صَلَاتَکَ وَرَحْمَتَکَ وَبَرَکَاتِکَ عَلٰی سَیِّدِ الْمُرْسَلِیْنَ وَاِمَامِ الْمُتَّقِیْنَ وَخَاتَمِ النَّبِیّٖنَ مُحَمَّدٍ عَبْدِکَ وَرَسُوْلِکَ اِمَامِ الْخَیْرِ وَقَائِدِ الْخَیْرِ وَرَسُوْلِ الرَّحْمَةِ اَللّٰھُمَّ ابْعَثْهُ مَقَامًا مَّحْمُوْدًا یَّغْبِطُهٗ بِهِ الْاَوَّلُوْنَ

وَالْاٰخِرُوْنَ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

**અલ્લાહુમ્મજ્અલ્ સલાત-ક વ રહ્મત-ક વ બ-રકાતિ-ક અલા સય્યિદિલ્ મુર્સલી-ન વ ઈમામિલ્ મુત્તકી-ન વ ખાતમિન્નબિય્યી-ન, મુહમ્મદિન્ અબ્દિ-ક વ રસૂલિ-ક, ઈમામિલ્ ખય્રિ વ કાઈદિલ્ ખય્રિ વ રસૂલિર્રહ્મહ્. અલ્લાહુમ્મબ્અસ્હૂ મકામમ્ મહ્મૂદં ય્યગ્બિતુહૂ બિહિલ્ અવ્વલૂ-ન વલ્આખિરૂન. અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા સલ્લય્ત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહી-મ, ઈન્ન-ક હમીદુમ્ મજીદ. અલ્લાહુમ્મ બારિક્ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા બારક્ત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહી-મ, ઈન્ન-ક હમીદુમ્ મજીદ.**

(ઈબ્ને માજહ : ૯૦૬, અસ્સિઆયહ : ૨૩૬ મવ્કૂફન્)

## પ્લેગ અને કૉલેરા વગેરે બીમારીઓથી હિફાઝત

ઈબ્ને ખતીબ (રહ.)એ બયાન કર્યું છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર વધુ પ્રમાણમાં નીચે

દર્શાવેલું દુરૂદ પઢવાથી પ્લેગ અને કૉલેરા (જેવી જીવલેણ બીમારીઓ)થી હિફાઝત થાય છે અને આ દુરૂદ આ પ્રકારની વિનાશકારી બીમારીઓને દૂર કરે છે.

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلٰوةً تَعْصِمُنَا بِهَا مِنَ الْاَهْوَالِ وَالْاٰفَاتِ وَتُطَهِّرُنَا بِهَا مِنْ جَمِيْعِ السَّيِّاٰتِ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ સલાતન્ તઅ્સિમુના બિહા મિનલ્ અહ્વાલિ વલ્ આફાતિ વ તુ-તહ્હિરુના બિહા મિન્ જમીઈસ્સય્યિઆત.** (અલ્ કવ્લુલ્ બદીઅ્ : ૨૧૧)

## જનાઝહ નિહાળીને દુઆ પઢવા બદલ મળતો અપાર સવાબ

હઝરત અનસ (રદિ.)એ રિવાયત બયાન કરી છે કે, જે માણસ જનાઝહ નિહાળીને (નીચે દર્શાવેલી) દુઆ પઢશે, તો (આ દુઆ) પઢવાના દિવસથી લઈને કિયામત સુધી દરરોજ એના માટે ૨૦ (વીસ) નેકીઓ લખાતી રહેશે :

اَللّٰهُ اَكْبَرُ، صَدَقَ اللّٰهُ هٰذَا مَا وَعَدَ اللّٰهُ وَرَسُوْلُهٗ، اَللّٰهُمَّ زِدْنَا اِيْمَانًا وَّتَسْلِيْمًا ط

**અલ્લાહુ અકબર, સ-દકલ્લાહુ હાઝા મા વ-અ-દલ્લાહુ વ રસૂલુહ્. અલ્લાહુમ્મ ઝિદ્ના ઈમાનંવ્ વ તસ્લીમા.**

[**અર્થ** : અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સાચો છે. આ અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો વાયદો છે. હે અલ્લાહ ! અમારા ઈમાન અને તસ્લીમ (આજ્ઞાપાલન અને સમર્પણ–ભાવના)માં હજુ પણ

વધારો કરી દે.]

('મૌતકી તૈયારી : પેજ : ૧૦૧, લેખક : હઝ. મવ. પીર ઝુલફિકાર અહમદ નક્શબંદી સા. મ.ઝિ.)

જરા વિચારો ! લખલૂટ સવાબ પામવાનો કેવો અજીબ નુસખો છે... એક દિવસની વીસ નેકીઓ લેખે ઓછામાં ઓછા ફક્ત ૫૦ વર્ષની નેકીઓ ગણીએ તો પણ ૩,૬૫,૦૦૦ નેકીઓ થાય છે, પણ આ તો વાત છે કિયામત સુધીના વર્ષોની. અલ્લાહ જાણે કિયામતના આગમનને કેટલા વર્ષો છે ? ! તદુપરાંત આ તો એક જ વખત પઢવાનો આવડો મોટો સવાબ છે, પરંતુ જો અનેક જનાઝાઓ નિહાળીને આ દુઆ પઢવામાં આવે તો કેટલી અઢળક નેકીઓ મળતી રહેશે ? ! અલ્લાહ તઆલાના ખઝાનામાં કશી કમી નથી. તે મહા દાતા અને ઉદાર છે.

## સમગ્ર મુસલમાનોની સંખ્યા બરાબર સવાબ મળશે

હઝરત ઉમ્મે સલમા (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે, જે માણસ દરરોજ એકવાર (નીચે દર્શાવેલી દુઆ) પઢશે, તો એને દુનિયામાં વસતા તમામ મુઅમિનો પૈકી દરેક મુઅમિન તરફથી એક–એક નેકી મળશે :

اَللّٰهُمَّ اغْفِرْ لِیْ وَلِلْمُؤْمِنِیْنَ وَالْمُؤْمِنَاتِ ط

**અલ્લાહુમ્મગ્ફિર લી વ લિલ્ મુઅ્મિની–ન વલ્ મુઅ્મિનાત.**

[**અર્થ** : હે અલ્લાહ ! મારી મગફિરત ફરમાવ તથા તમામ મુઅમિન પુરુષો અને તમામ મુઅમિન સ્ત્રીઓની મગફિરત ફરમાવ.]

(તબરાની કૃત "મુઅ્જમે કબીર" : ૨૩/૩૭૦, હદીસ નં. ૮૭૭, સંદર્ભ : "બિખરે મોતી," ૪/૪૫)

## બીમારીઓનો કુર્આની ઉપચાર
## સર્વશ્રેષ્ઠ દવા

હઝરત અલી (રદિ.)થી આ મરફૂઅ્ હદીસ નકલ કરવામાં આવી છે કે, બેહતરીન દવા કુર્આન છે. (ઇબ્ને માજહ)

હઝરત વાસિલહ બિન અસ્કઅ્ (રદિ.)થી મનકૂલ છે કે, એક માણસે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે પોતાના ગળામાં દર્દ થતું હોવાની શિકાયત કરી, તો આપ (સલ.)એ ફરમાવ્યું : તમે કુર્આને મજીદની તિલાવતને લાઝિમ પકડી લો. (બયહકી)

હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે, એક માણસે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક ખિદમતમાં હાજર થઈને અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! મને છાતીમાં દર્દની શિકાયત છે.

આપ (સલ.)એ ફરમાવ્યું : કુર્આને મજીદ પઢો. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે : **વ શિફાઉલ્ લિમા ફિસ્સુદૂર** (અને દિલોમાં જે રોગ છે, કુર્આને મજીદ તેમના માટે શિફા છે).

(ઈબ્ને મર્દવયહ, તુહફ–એ–હુફ્ફાઝ : ૩૬૨)

## ચુનંદા અશ્આર

**બદલતે જાતે હૈં ઝમાનેમેં જિસ અંદાઝસે લોગ,.**
**હોતી જાતી હૈ યહાં કદ્રે બશર ઔર ભી કમ,**

**આદમી ઝાદોંમેં ઈન્સાન બહુત કમ હૈં મગર,**
**અહલે દિલ ઔર ભી કમ, અહલે નઝર ઔર ભી કમ.**

**શબ્દાર્થ :** **કદ્રે બશર :** માનવીનું મૂલ્ય / **આદમી ઝાદે :** માનવપુત્રો / **અહલે નઝર :** દષ્ટિવંત લોકો, અંતરદષ્ટિ ધરાવનાર લોકો.

**વતનકી ફિકર કર નાદાં, મુસીબત આનેવાલી હૈ,**
**તેરી બરબાદિયોંકે મશ્વરે હૈં આસમાનોંમેં;**

**ન સમઝોગે તો મિટ જાઓગે અય હિન્દુસ્તાંવાલો !**
**તુમ્હારી દાસ્તાં તક ભી ન હોગી દાસ્તાનોંમેં.**

—અલ્લામહ ઈકબાલ (રહ.)

## જિન્નાત અને આસેબના નિવારણ માટે નબવી તા'વીઝ

હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.) કહે છે કે, હું નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે હાજર હતો, તે સમયે એક ગામડિયા માણસ આવ્યા અને તેમણે કહ્યું : હે અલ્લાહના નબી (સલ.) ! મારો એક ભાઈ છે અને તેને દર્દ છે. આપ (સલ.)એ ફરમાવ્યું : શું દર્દ છે ? તેમણે કહ્યું : જિન્નાત—આસેબ (ની અસર) છે. ફરમાવ્યું : તેને મારી પાસે લઈ આવો. તે પોતાના ભાઈને લઈ આવ્યા અને આપ (સલ.) સામે રજૂ કરી દીધા, તો આપ (સલ.)એ નીચે ટાંકેલી આયતો દ્વારા દમ ફરમાવ્યો :

(૧) સૂરએ ફાતિહા, (૨) સૂરએ બકરહની પ્રથમ ચાર આયતો (“અલિફ લામ મીમ”.....થી ‘અલ મુફ્લિહૂન” સુધી), (૩) સૂરએ બકરહની આયત નં. ૧૬૩ (વ ઈલાહુકુમ્ ઈલાહુંવ્ વાહિદુન્....), (૪) આયતુલ કુર્સી, (૫) સૂરએ બકરહની અંતિમ ત્રણ આયતો (લિલ્લાહિ મા ફિસ્સમાવાતિ..થી અંત સુધી), (૬) સૂરએ આલિ ઈમરાનની આયત નં. ૧૮ (શ–હિદલ્લાહુ અન્નહુ લા ઈલા–હ ઈલ્લા હુવ...), (૭) સૂરએ અઅ્રાફની આયત નં. ૫૪ (ઈન્ન રબ્બકુમુલ્લાહુલ્લઝી...), (૮) સૂરએ મુઅ્મિનૂનની અંતિમ ત્રણ આયતો (ફ–તઆલલ્લાહુલ્ મલિકુલ હક્કુ...), (૯) સૂરએ જિન્નની આયત નં. ૩ (વ અન્નહુ તઆલા જદુ રબ્બિના...), (૧૦) સૂરએ સાફ્ફાતની શરૂઆતની દસ આયતો (....શિહાબુન્ સાકિબુન્–સુધી), (૧૧) સૂરએ હશ્રની અંતિમ ત્રણ આયતો (હુવલ્લાહુલ્લઝી લા ઈલા–હ ઈલ્લા હુ–વ..), (૧૨) સૂરએ ઈખ્લાસ અને મુઅવ્વિઝતૈન (ત્રણ કુલ).

તે બીમાર એવી રીતે (સાજોસમો) ઊભો થઈ ગયો કે જાણે તેને કદી કોઈ બીમારી જ ન હતી.

(અલ કુર્આનુશ્શાફી : ૨૭, નિહાયહ : ૩૦, અબ્દુલ્લાહ ઈબ્ને અહમદ ફી ‘ ‘ઝવાઈદિલ્ મુસ્નદ”, બિ–સનદિન્ હસન, તુહ્ફ–એ–હુફ્ફાઝ : ૩૫૧, ફઝાઈલે હુફ્ફાઝે કુર્આન, ભાગ–૧, પૃષ્ઠ : ૯૮૩)

## બીમારને જોવા જવાનો મહાન સવાબ !

હઝરત અનસ (રદિ.) રિવાયત કરે છે કે, જનાબ રહમતે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : “જ્યારે કોઈ માણસ વુઝૂ કરી પોતાના મુસ્લિમભાઈની બીમારપુર્સીએ

જાય છે અને સવાબની આશા સાથે જાય છે તો એ માણસ જહન્નમથી ૭૦,૦૦૦ (સિત્તેર હજાર) વર્ષની મુસાફરીની લંબાઈ જેટલો દૂર થઈ જાય છે.'' (અબૂ દાવૂદ)

## અનિવાર્ય અકાઈદ

જગતભરના માનવીઓ જો એવી ઉમંગ ધરાવતા હોય કે, તેઓ આખિરતના સદા બાકી રહેનાર જીવનમાં પુષ્કળ રાહતો–આરામ મેળવે અને તેમણે કોઈપણ પ્રકારની તકલીફ તથા યાતનાઓનો સામનો કરવો ન પડે, તો તેમણે પોતાના જીવનમાં નીચે દર્શાવેલી માન્યતાઓ ધરાવવી પડશે અને જીવનભર આ માન્યતાઓ પર કાયમ રહેવું પડશે. મહા વિદ્વાન વ્યક્તિ તથા સદંતર અભણ વ્યક્તિ–સારાંશ કે દરેક વ્યક્તિએ આ માન્યતાઓ ગ્રહણ કરવી પડશે અને તેના પર સદા કાયમ રહેવું પડશે. જો તેઓ આ માન્યતાઓ અપનાવશે તો જ આખિરતમાં સુખ–શાંતિ પ્રાપ્ત થશે અને દોઝખના ભયંકર અઝાબોથી નજાત મળી શકશે.

૧. હું અલ્લાહ તઆલા પર ઈમાન ધરાવું છું....

૨. અને અલ્લાહ તઆલાના ફરિશ્તાઓ પર ઈમાન ધરાવું છું....

૩. અને અલ્લાહ તઆલાની કિતાબો પર ઈમાન ધરાવું છું....

૪. અને અલ્લાહ તઆલાના પયગમ્બરો પર ઈમાન ધરાવું છું....

૫. અને કિયામતના દિવસ પર ઈમાન ધરાવું છું....

૬. અને મારું સારું કે બૂરું જે કાંઈ થાય છે, તે સઘળું અલ્લાહ તઆલા તરફથી જ થાય છે, એ બાબત પર ઈમાન ધરાવું છું....

૭. અને મરવા પછી ફરીવાર સજીવન થવા પર અને મરવા પછી ફરી ઊઠવા પર (પુનરુત્થાન પર) ઈમાન ધરાવું છું....

**ઈમાન :** હું સાક્ષી આપું છું કે, અલ્લાહ તઆલા સિવાય બીજું કોઈ પણ ઈબાદત કરવાને પાત્ર નથી અને હું સાક્ષી આપું છું કે, હઝરત મુહમ્મદ મુસ્તુફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ તઆલાના રસૂલ છે. મારા દિલથી હું (આ વાતની) તસ્દીક કરું છું અને મારી જીભથી ઈકરાર કરું છું.

અલ્લાહ તઆલાએ જે ફર્ઝો મુકર્રર કર્યા છે તે ફર્ઝો અદા કરવા અને અલ્લાહ તઆલાએ જે બાબતોની મનાઈ ફરમાવી છે, તે બાબતોને ત્યજી દેવી, તે બાબતોથી રોકાઈ જવું તમામ મુસલમાનો માટે જરૂરી છે. જેમ કે, જુગાર, શરાબ, બદકારી, અન્યાય, ઝુલ્મ, લડાઈ–ઝઘડો, ચોરી, લૂંટફાટ, હરામની કમાણી, ગીબત, જૂઠ જેવાં દુર્ગુણો અને દૂષણોને સદંતર તિલાંજલિ આપી દેવી જોઈએ અને સત્ય, ન્યાય, અમાનતદારી, પરસ્પર મેળમેળાપ, સદ્‌ભાવ, સદ્‌વર્તન જેવા સદ્‌ગુણોને પોતાના જીવનમાં ઉતારવા જોઈએ...

–(મવલાના) ઈસ્માઈલ અહમદ મનુબરી (સા.–મ.ઝિ.)

جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا
صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ بِمَا هُوَ اَهْلُهٗ ط

(૧) **અકીદહ**—બધી દુનિયા પહેલાં તદન પેદા થઈ ન હતી. અલ્લાહ તઆલાના પેદા કરવાથી હસ્તી (વજૂદ)માં આવી.

(૨) **અકીદહ**—અલ્લાહ એક છે, તે કોઈનો ગરજવાન નથી. ન તેણે કોઈને જણ્યો, અને ન કોઈએ તેને જણ્યો. તેની કોઈ સ્ત્રી નથી. કોઈ તેના મુકાબિલનો (બરાબરિયો) નથી.

(૩) **અકીદહ**—તે હંમેશાથી છે અને હંમેશા રહેશે.

(૪) **અકીદહ**—કોઈ વસ્તુ તેના જેવી (મિસાલ) નથી. તે સર્વથી નિરાળો છે.

(૫) **અકીદહ**—તે જીવતો છે, દરેક ચીજ ઉપર તેની શક્તિ છે, કોઈ ચીજ તેની જાણ (ઈલ્મ)થી બહાર નથી, તે સર્વને જુએ છે, સાંભળે છે, બોલે છે, પણ તેનું બોલવું અમ લોકોના બોલવા સરખું નથી. તે જે ચાહે તે કરે છે, કોઈ તેને રોકટોક કરનાર નથી. તે પોતાના બંદાઓ પર મહેરબાન છે. સર્વ ઐબો–ખામીઓથી પાક છે. તે જ પોતાના બંદાઓને સર્વ આફતોથી બચાવે છે. તે જ ઈઝઝતવાળો છે. મોટાઈવાળો છે. (રિઝ્ક) રોઝી પહોંચાડનાર છે. ચાહે તેની રોઝી તંગ કરે અને ચાહે તેની કુશાદહ (વધુ) કરે. તે જેને ચાહે તેને નીચે નાખે અને ચાહે તેને ઊંચે ચઢાવે. જેને ચાહે તેને ઈઝઝત આપે, જેને ચાહે તેને ઝિલ્લત આપે. તે ન્યાયવાળો છે. તે સહનશીલતાવાળો અને બરદાશ્ત કરનાર છે. બંદગી અને ઈબાદતની કદર કરનાર છે. દુઆઓ કબૂલ કરનાર છે. તે સર્વનો હાકિમ છે, તેના ઉપર કોઈ હુકમ કરનાર નથી. તેનું કોઈ કામ ડહાપણથી ખાલી નથી, તે સૌનું કામ પાર પાડનાર

છે. તેણે જ સૌને પેદા કર્યા છે, તે જ કિયામતમાં પાછા પેદા કરશે. તે જ જીવાડે છે અને મૃત્યુ આપે છે. તેને નિશાનીઓથી તથા તેના ગુણોથી સર્વ જાણે છે. તેની ઝાતની બારીકી કોઈ જાણી શકતું નથી. તે ગુનેહગારોની તૌબા કબૂલ કરે છે. જે સજાને લાયક હોય તેને સજા આપે છે, તે જ હિદાયત કરે છે. દુનિયામાં જે કંઈ થાય છે તેના હુકમથી જ થાય છે. તેના હુકમ વગર એક રજકણ હાલી શકતી નથી. તે નથી ઊંઘતો. તે સઘળી સૃષ્ટિના સંભાળથી થાકતો નથી, તે સઘળી વસ્તુને કાબૂમાં રાખનાર છે. એવી જ રીતે સઘળી સારી સિફતો અને સંપૂર્ણ ગુણો તેને જ માટે છે અને બૂરી તથા નુકસાનની કોઈ ઐબ (દોષ) નથી.

(૬) **અકીદહ**—તેની સઘળી સિફતો (ગુણો) હંમેશાથી છે અને હંમેશા રહેશે. તેનો કોઈ ગુણ કદી મટી શકતો નથી.

(૭) **અકીદહ**—સૃષ્ટિ (મખ્લૂક)ના ગુણોથી તે પાક છે અને કુરઆન તથા હદીસમાં કેટલી જગ્યાએ એવી વાતોની ખબર આપવામાં આવી છે તેના અર્થ અલ્લાહને સોંપે કે તે જ તેની હકીકત જાણે છે, અને અમે ઊંડાણમાં ઊતર્યા વગર તેવી જ રીતે ઈમાન લાવીએ છીએ અને યકીન કરીએ છીએ કે જે કંઈ તેનો મતલબ છે તે ઠીક અને સત્ય છે અને આ જ વાત બેહતર છે અથવા તેને મળતા અર્થ કરે, જેથી તે સમજવામાં આવે.

(૮) **અકીદહ**—દુનિયામાં જે કંઈ ભલું—બુરું થાય છે તે સઘળાને તેના થવા પહેલાં અલ્લાહ તઆલા હંમેશાથી જાણે છે અને પોતાની જાણ પ્રમાણે તેને પેદા કરે છે. તકદીર છે અને ખરાબ વસ્તુના કરવામાં ઘણા ભેદ છે, જેને દરેક જાણી શકતું નથી.

(૯) **અકીદહ**—બંદાને અલ્લાહ તઆલાએ સમજ તથા

ઈરાદો આપ્યો, જેથી ગુનોહ કે સવાબનું કામ પોતાના ઈખ્તિયારથી કરે છે, પણ બંદાને કોઈ કામ પેદા કરવાની શક્તિ નથી. ગુનાહના કામથી અલ્લાહ તઆલા નારાજ થાય છે અને સવાબના કામથી ખુશ થાય છે.

**(૧૦) અકીદહ**—અલ્લાહ તઆલાએ બંદાઓને એવા કામોનો હુકમ ફરમાવ્યો નથી કે જે બંદાઓથી થઈ શકે નહિ.

**(૧૧) અકીદહ**—કોઈ વસ્તુ અલ્લાહને ઝિમ્મે અગત્યની નથી, તે જે કંઈ મહેરબાની કરે એ તેનો ફઝલ (ઉપકાર) છે.

**(૧૨) અકીદહ**—અલ્લાહ તઆલાએ મોકલેલા ઘણા પયગમ્બરો લોકોને સીધો માર્ગ બતાવવા આવ્યા અને તે બધા ગુનાહોથી પાક છે. તેઓની પૂરેપૂરી ગણતરી અલ્લાહની જાણમાં છે. તેઓની સચ્ચાઈ બતાવવા માટે અલ્લાહ તઆલાએ તેઓના હાથે એવી નવી નવી મુશ્કેલ વાતો જાહેર કરી, જેને બીજા લોકો કરી શકતા નથી. એવી વાતોને મુઅજિઝહ કહે છે. તેઓમાં સર્વથી પહેલા પયગમ્બર હઝરત આદમ (અલૈ.) હતા અને સર્વથી છેલ્લા હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ.) થયા અને બાકીના બીજા વચમાં થયા. તેઓમાં કેટલાક ઘણા પ્રખ્યાત છે. હઝરત નૂહ (અલૈ.), હઝરત ઈબ્રાહીમ (અલૈ.), હઝરત ઈસ્હાક (અલૈ.), હઝરત ઈસ્માઈલ (અલૈ.), હઝરત યાકૂબ (અલૈ.), હઝરત યૂસુફ (અલૈ.), હઝરત દાવૂદ (અલૈ.), હઝરત સુલયમાન (અલૈ.), હઝરત અય્યૂબ (અલૈ.), હઝરત મૂસા (અલૈ.), હઝરત હારૂન (અલૈ.), હઝરત ઝકરિય્યા (અલૈ.), હઝરત યહયા (અલૈ.), હઝરત ઈસા (અલૈ.), હઝરત ઈલ્યાસ (અલૈ.), હઝરત અલ–યસઅ (અલૈ.), હઝરત યૂનુસ (અલૈ.), હઝરત લૂત (અલૈ.), હઝરત ઈદ્રીસ (અલૈ.), હઝરત ઝુલકિફલ (અલૈ.), હઝરત સાલિહ (અલૈ.), હઝરત

હૂદ (અલૈ.), હઝરત શુએબ (અલૈ.).....

**(૧૩) અકીદહ**—સર્વ પયગમ્બરની ગણતરી અલ્લાહ તઆલાએ કોઈને બતાવી નથી. માટે આવી રીતે અકીદો રાખે કે અલ્લાહ તઆલાના મોકલેલા જેટલા પયગમ્બરો છે તે સર્વ ઉપર અમે ઈમાન લાવીએ છીએ. જે અમારી જાણમાં છે તેઓ પર તથા જે અમારી જાણમાં આવ્યા નથી, તેઓ ઉપર પણ ઈમાન લાવીએ છીએ.

**(૧૪) અકીદહ**—પયગમ્બરોમાં કેટલાકનો મરતબો કેટલાકથી મોટો છે. બધાથી મહાન મરતબો આપણા પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)નો છે અને એમના પછી કોઈ નવો પયગમ્બર આવનાર નથી. કિયામત સુધી જેટલા માણસો અને જિન્ન પેદા થશે, આપ તે સૌના પયગમ્બર છે.

**(૧૫) અકીદહ**—અમારા પયગમ્બર (સલ.)ને અલ્લાહ તઆલાએ જાગતામાં જિસ્મની સાથે મક્કા મુઅઝઝમાથી બયતુલ મુકદસ અને ત્યાંથી સાતેય આસમાનો પર અને ત્યાંથી જયાં સુધી અલ્લાહે ચાહ્યું હતું ત્યાં પહોંચાડયા અને ફરી મક્કામાં પાછા પહોંચાડયા એને 'મેઅરાજ' કહે છે.

**(૧૬) અકીદહ**—અલ્લાહ તઆલાએ કેટલીક મખ્લૂક નૂરથી પેદા કરી અને તેને અમારી નિગાહોથી છુપાવી છે તેને ફરિશ્તા કહે છે. તેઓને ઘણા કામ સોંપાયા છે. તેઓ અલ્લાહના હુકમની વિરુદ્ધ કોઈ કામ કરતાં નથી. જે કામમાં લગાડેલા છે, તેમાં જ તેઓ લાગેલા છે. તેમાંના ચાર ફરિશ્તા ઘણા પ્રખ્યાત છે : હઝરત જિબ્રઈલ (અલૈ.), હઝરત મિકાઈલ (અલૈ.), હઝરત ઈસરાફીલ (અલૈ.) અને હઝરત ઈઝરાઈલ (અલૈ.). અલ્લાહ તઆલાએ કેટલીક મખલૂકને આગથી પેદા કરી છે. તે પણ અમને દેખાતી નથી, જેને જિન્ન કહે છે. તેઓમાં નેક-બદ (સારાં-નરસાં) દરેક જાતના હોય છે.

તેઓને અવલાદ પણ થાય છે. તે બધાઓમાં ઘણો પ્રખ્યાત અને શરારતવાળો ઈબ્લીસ એટલે શયતાન છે.

**(૧૭) અકીદહ**—મુસલમાન જ્યારે ઘણી ઈબાદત કરે છે અને ગુનાહોથી બચે છે અને દુનિયાની મુહબ્બત નથી રાખતો અને પયગમ્બર સાહેબ (સલ.)ની દરેક પ્રકારે સારી રીતે તાબેદારી કરે છે તો તે અલ્લાહનો દોસ્ત તથા પ્યારો થાય છે. એવા શખ્સને "વલી" કહે છે. એવા શખ્સથી કદી એવી વાતો થવા લાગે છે, જે બીજા લોકોથી થઈ શકતી નથી, એ વાતોને "કરામત" કહે છે.

**(૧૮) અકીદહ**—વલી ગમે તેટલા મોટા દરજ્જે પહોંચે, પણ નબીની બરાબર થઈ શકતા નથી.

**(૧૯) અકીદહ**—અલ્લાહનો કેટલો પણ પ્યારો થાય, પણ જ્યાં સુધી હોશકોશ અને શુદ્ધિ બાકી હોય ત્યાં સુધી શરીઅતના બંધનમાં રહેવું ફર્ઝ છે. નમાઝ, રોઝા અને બીજી કોઈ બંદગી માફ થતી નથી. જે ગુનાહની વાત છે તે તેઓને માટે પણ દુરુસ્ત થતી નથી.

**(૨૦) અકીદહ**—જે શખ્સ શરીઅત વિરુદ્ધ હોય તે ખુદાનો દોસ્ત થઈ શકતો નથી. જો એમ છતાં તેના હાથે કોઈ આશ્ચર્યજનક વાત દેખાય તો તે જાદૂ અથવા નફસાની કે શયતાની ધંધો છે. તેનાથી અકીદો રાખવો ન જોઈએ.

**(૨૧) અકીદહ**—વલીઓને કેટલીક ભેદની વાતો ઊંઘમાં અથવા જાગતામાં જણાય છે તેને "કશ્ફ" તથા "ઈલ્હામ" કહે છે. જો તે શરીઅતની માફક હોય તો તે કબૂલ છે,* અને

---

* એનો મતલબ એ છે કે અગર તે શરીઅતની વિરુદ્ધ ન હોય તો તેના ઈનકારની જરૂરત નથી. એનો મતલબ એ નથી કે તેનું માનવું જરૂરી છે. હા, એવા ઈલ્હામને દુરુસ્ત સમજવું અને તેના પર અમલ કરવું સારું છે અને નફસાનિયતથી ઈનકાર કરવું ખરાબ છે.

શરીઅત વિરુદ્ધ હોય તો તે રદ અને બાતિલ છે.

**(૨૨) અકીદહ**—અલ્લાહે રસૂલ (સલ.)ને દીનની ઘણી વાતો કુરઆન તથા હદીસમાં બંદાઓને બતાવી છે. હવે કોઈ નવી વાત દીનમાં કાઢવી દુરુસ્ત નથી. એવી નવી વાતોને "બિદઅત" કહે છે.

**(૨૩) અકીદહ**—અલ્લાહ તઆલાએ ઘણીખરી નાની મોટી કિતાબો આસમાનથી જિબ્રઈલ (અલૈ.)ની મારફત ઘણા પયગમ્બરો ઉપર ઉતારી છે કે તેઓ પોતાની ઉમ્મતોને દીનની વાતો બતાવે. એમાંની ચાર કિતાબો પ્રખ્યાત છે : "તૌરાત હઝરત મૂસા (અલૈ.)ને મળી", "ઝબૂર હઝરત દાવૂદ (અલૈ.)ને મળી", "ઈન્જિલ હઝરત ઈસા (અલૈ.)ને મળી" અને "કુરઆને મજીદ અમારા પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)ને મળ્યું". કુરઆને મજીદ છેલ્લી કિતાબ છે. હવે કોઈ કિતાબ આસમાનથી આવશે નહિ. કિયામત સુધી કુરઆનનો જ હુકમ ચાલુ રહેશે. બીજી કિતાબોને ગુમરાહ લોકોએ કેટલીક બદલી નાખી છે, પણ કુરઆન શરીફની સંભાળનો અલ્લાહ તઆલાએ વાયદો કર્યો છે. એને કોઈ બદલી શકતું નથી.

**(૨૪) અકીદહ**—અમારા પયગમ્બર (સલ.)ને જે જે મુસલમાનોએ જોયા તેઓને સહાબી★ કહે છે, તેઓની મોટી મોટી બુઝુર્ગીઓ (કુર્આન તથા હદીસમાં) આવેલી છે. તેઓથી મુહબ્બત તથા સારો ગુમાન રાખવો જોઈએ. તેઓના આપસના કંઈ લડાઈ—ઝઘડા સાંભળવામાં આવે તો તેને

★ પરંતુ શરત એ છે કે આપને મુસલમાન હોવાની હાલતમાં જોયા હોય અને ઈસ્લામની જ હાલતમાં મરણ પામ્યા હોય અને જેણે મુસલમાન હોવાની હાલતમાં સહાબીને જોયા અને મુસલમાન જ મર્યા હોય તે "તાબિઈ" કહેવાય છે અને જેણે મુસલમાન હોવાની હાલતમાં તાબિઈનને જોયા તે "તબ્એ તાબિઈન" છે. આ બધાઓની મોટાઈ હદીસ શરીફમાં ખાસ રીતે બયાન થઈ છે.

ભૂલચૂક સમજે, તેઓની કંઈ બુરાઈ કરે નહિ. તે સઘળાઓમાં સર્વથી મોટા દરજાના ચાર સહાબી છે. હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.). પયગમ્બર સાહેબ (સલ.) પછી તેમના સ્થાને બેઠા અને દીનનો બંદોબસ્ત કર્યો, જેથી એ પ્રથમ ખલીફા કહેવાય છે. સઘળી ઉમ્મતમાં એ સર્વથી બેહતર છે. એમના પછી હઝરત ઉમર (રદિ.) છે, એ બીજા ખલીફા છે. એમના પછી હઝરત ઉસ્માન (રદિ.) છે. તેઓ ત્રીજા ખલીફા છે. એમના પછી હઝરત અલી (રદિ.) છે. તેઓ ચોથા ખલીફા છે.

**(૨૫) અકીદહ**—સહાબીઓનો એટલો મોટો મરતબો છે કે મોટામાં મોટા વલી પણ નાના દરજાના સહાબીઓના મરતબાએ પહોંચી શકતા નથી.

**(૨૬) અકીદહ**—નબી સાહેબ (સલ.)ની અવલાદ તથા બીબીઓ દરેક સન્માનપાત્ર છે. અવલાદમાં સર્વથી મોટો મરતબો હઝરત ફાતિમા (રદિ.)નો છે અને બીબીઓમાં હઝરત ખદીજા તથા હઝરત આઈશા (રદિ.)નો છે.

**(૨૭) અકીદહ**—ઈમાન ત્યારે જ દુરુસ્ત થાય છે કે સઘળી વાતોમાં અલ્લાહને તથા રસૂલ (સલ.)ને સાચા જાણે અને તે સઘળાને માને. અલ્લાહ તથા રસૂલની કોઈ વાતમાં શક કરવો અથવા તેને જુઠાડવી અથવા તેમાં ઐબ કાઢવી અથવા તેની સાથે હસી મજાક કરવી—આ સઘળી વાતોથી ઈમાન જતું રહે છે.

**(૨૮) અકીદહ**—કુર્આન તથા હદીસના ખુલ્લેખુલ્લા મતલબને નહિ માનવો અને હેરફેર કરીને પોતાની મતલબ સિદ્ધ કરવા મતલબ ઘડવો બદદીનની (બુરા ધર્મીની) વાત છે.

**(૨૯) અકીદહ**—ગુનાહને હલાલ સમજવાથી ઈમાન જતું રહે છે.

**(૩૦) અકીદહ**—ગુનાહ ગમે તેટલો મોટો હોય જયાં સુધી એને બુરો સમજે છે ઈમાન જતું નથી, પણ કમજોર થઇ જાય છે.

**(૩૧) અકીદહ**—અલ્લાહ તઆલાથી નીડર થવું કે નાઉમ્મીદ થવું કુફ્ર છે.*

**(૩૨) અકીદહ**—કોઈથી ગૈબની વાત પૂછવી અને તેનું યકીન કરી લેવું કુફ્ર છે.

**(૩૩) અકીદહ**—ગૈબનો હાલ અલ્લાહ તઆલા સિવાય કોઈ જાણતું નથી. હા, નબીઓને વહીથી અને સામાન્ય લોકોને નિશાનીઓ (ચિહ્નો)થી કેટલીક વાતો જણાય છે.

**(૩૪) અકીદહ**—કોઈનું નામ લઈને કાફિર કહેવું અથવા લા'નત કરવી મોટો ગુનાહ છે. હા, એમ કહી શકીએ છીએ કે "ઝાલિમના ઉપર લા'નત", "જૂઠાઓ ઉપર લા'નત", પણ જેઓના કાફિર હોવાની ખબર આપી છે, તેઓને કાફિર, મલઊન કહેવું ગુનાહ નથી.

**(૩૫) અકીદહ**—માણસના મરવા પછી જો દફન કરવામાં આવે તો જે હાલમાં હોય તેની પાસે બે ફરિશ્તા જેમાંથી એકને મુન્કર અને બીજાને નકીર કહે છે તેઓ આવીને પૂછે છે કે તારો પરવરદિગાર કોણ છે ? તારો દીન કયો છે ? હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ.) માટે પૂછે છે : આ કોણ છે ?★ અગર મય્યિત ઈમાનદાર હોય છે તો ઠીક ઠીક જવાબ આપે છે. ફરી તેના માટે સર્વ પ્રકારનું સુખ–ચેન છે. જન્નત તરફની બારી ખોલે છે, જેમાંથી ઠંડી ઠંડી હવા અને ખુશ્બૂ આવતી

* એટલે એમ સમજી બેસે કે આખિરતમાં મને હરગિઝ માફી મળશે નહિ.

★ "આ કોણ છે"ના સવાલ ઉપર ઉલમાના બે મત છે. પ્રથમ આ કે રસૂલુલ્લાહ (સલ.)ની સૂરત દેખાડી પૂછવામાં આવે છે અથવા તો આપની હાલત બતાવી પૂછવામાં આવે છે અને સર્વથી મજબૂત કોલ આ છે કે આપની શોહરતને લઈ મય્યિતનું ધ્યાન આપોઆપ આપના તરફ જ પહોંચે છે.

રહે છે અને તે મજામાં પડીને સૂઈ રહે છે અને જો મય્યિત બેઈમાન હોય છે તો સઘળી વાતોમાં એમ જ કહે છે કે મને કશી ખબર નથી. ફરી તેના ઉપર ઘણી સખતી અને અઝાબ કિયામત સુધી થતો રહે છે અને કેટલાકોને અલ્લાહ તઆલા આ પરીક્ષાથી માફી બખ્શે છે. "પણ આ સઘળી વાતો મડદાને જણાય છે. અમે લોકો જોતા નથી" જેવી રીતે કે સૂતેલો માણસ સ્વપ્નામાં સઘળું જુએ છે અને જાગતો માણસ તેની પાસે અજાણમાં બેસી રહે છે.

(૩૬) **અકીદહ**—મરવા પછી દરરોજ સવાર—સાંજ મય્યિતનું જે ઠેકાણું છે તે દેખાડવામાં આવે છે. જન્નતીને જન્નત દેખાડી ખુશખબરી આપે છે અને દોઝખીને દોઝખ દેખાડીને વધુ અફસોસમાં નાખે છે.

(૩૭) **અકીદહ**—મર્હૂમો માટે દુઆ કરવાથી તેમજ કંઈ ખૈર—ખયરાત બખ્શવાથી તેનો સવાબ પહોંચે છે અને તેથી તેને ઘણો ફાયદો થાય છે.

(૩૮) **અકીદહ**—અલ્લાહે અને રસૂલ (સલ.)એ કિયામતની જેટલી નિશાનીઓ બતાવી છે, તે સઘળી જરૂર થનારી છે. ઈમામ મેહદી (અલૈ.) જરૂર જાહેર થશે અને ઘણા ઈન્સાફ સાથે બાદશાહી કરશે. કાણિયો દજ્જાલ★ નીકળશે અને તે દુનિયામાં ઘણો ફસાદ મચાવશે. તેને મારી નાખવા માટે હઝરત ઈસા (અલૈ.) આસમાનથી ઊતરશે અને તે તેને મારી નાખશે. યાજૂજ માજૂજ ઘણા જબરદસ્ત લોકો છે, તેઓ જમીન ઉપર પથરાઈ જશે અને ઘણું તોફાન મચાવશે. ફરી અલ્લાહના કહરથી હલાક થશે. એક "વિચિત્ર જાનવર" જમીનમાંથી નીકળશે અને તે માણસોથી વાતો કરશે. પશ્ચિમ તરફથી સૂર્ય નીકળશે. કુર્આન મજીદ ઊડી જશે અને થોડા દિવસમાં સઘળા મુસલમાનો મરી જશે અને સઘળી દુનિયા કાફિરોથી ભરાઈ જશે અને એ સિવાય બીજી ઘણી વાતો થશે.

★ દજ્જાલ યહૂદીઓમાંથી એક માણસ થશે.

**(૩૯) અકીદહ**–જ્યારે સઘળી નિશાનીઓ પૂરી થઈ જશે તો કિયામતની તૈયારી થશે. હઝરત ઈસરાફીલ (અલૈ.) અલ્લાહના હુકમથી સૂર ફૂંકશે, જે શીંગડા જેવી ઘણી મોટી વસ્તુ છે. આ સૂર ફૂંકવાથી સઘળી જમીન, આસમાન ફાટીને ટુકડે ટુકડા થઈ જશે, સઘળી મખલૂક મરી જશે અને જેઓ મરેલા છે તેઓની રૂહ બેહોશ થઈ જશે, પણ અલ્લાહ તઆલા જેને બચાવવા ચાહશે તેઓ પોતાની હાલત પર રહેશે. એક મુદ્દત આવી હાલતમાં ગુજરશે.

**(૪૦) અકીદહ**–ફરી જ્યારે અલ્લાહ તઆલાને મંજૂર હશે કે સઘળું જગત ફરી પેદા થઈ જાય ત્યારે બીજી વાર ફરી સૂર ફુંકાશે. આથી સઘળું જગત ફરી પેદા થઈ જશે. મરેલા જીવતાં થઈ જશે અને કિયામતના મેદાનમાં સર્વ એકઠાં થઈ જશે અને ત્યાંના દુઃખથી ગભરાઈને સર્વ પયગમ્બરો પાસે ભલામણ કરાવવા જશે. આખરે અમારા પયગમ્બર સાહેબ (સલ.) સિફારિશ કરશે. "કાંટો (ત્રાજવું) કાયમ કરવામાં આવશે. ભલા બુરા કામો તોલવામાં આવશે અને તેનો હિસાબ થશે." કેટલાક વગર હિસાબે જન્નતમાં જશે. સારા લોકોનું આ'માલનામું જમણા હાથમાં અને બુરા લોકોનું ડાબા હાથમાં અપાશે. પયગમ્બર સાહેબ (સલ.) પોતાની ઉમ્મતને "હૌઝે કૌસરનું પાણી પાશે," જે દૂધથી ઘણું ઊજળું અને મધથી ઘણું મીઠું હશે. "પુલસિરાત ઉપર ચાલવું પડશે." જેઓ નેક છે તેઓ તેથી પાર થઈ જન્નતમાં પહોંચશે અને જેઓ બુરા છે તેઓ તે ઉપરથી દોઝખમાં પડશે.

**(૪૧) અકીદહ**–જહન્નમ (દોઝખ) પેદા થઈ ચૂકી છે. તેમાં સાપ, વીંછી અને તરેહ તરેહનો અઝાબ છે. દોઝખીઓમાંથી જેમાં સહેજ પણ ઈમાન હશે તો તે પોતાની કરણીની સજા ભોગવી પયગમ્બરો તથા બુઝુર્ગોની ભલામણથી નીકળી જન્નતમાં જશે. ચાહે તે ગમે તેવો ગુનેહગાર હશે. "પણ જે કાફિર અને મુશ્રિક છે તે તેમાં હંમેશાં રહેશે અને તેઓને

મૌત પણ આવશે નહિ.''

**(૪૨) અકીદહ**—જન્નત પણ પેદા થઈ ચૂકી છે અને તેમાં તરેહ તરેહના આરામ અને નેઅમતો છે. જન્નતવાળાઓને કોઈ પ્રકારનો ડર કે ગમ હશે નહિ અને તેઓ તેમાં હંમેશા રહેશે. ન તો તેઓ ત્યાંથી નીકળશે અને ન ત્યાં મરશે.

**(૪૩) અકીદહ**—નાના ગુનાહ ઉપર સજા કરવાનો અથવા ગુનાહને પોતાની મહેરબાનીથી માફ કરી તદ્દન અઝાબ નહિ કરવાનો અલ્લાહ તઆલાને ઈખ્તિયાર છે (તે ચાહે તેમ કરે).

**(૪૪) અકીદહ**—શિર્ક અને કુફ્રનો ગુનાહ અલ્લાહ તઆલા કોઈને માફ કરતો નથી અને એ સિવાય બીજા ગુનાહ જેને ચાહશે પોતાની મહેરબાનીથી માફ કરશે.

**(૪૫) અકીદહ**—અલ્લાહે તથા રસૂલ (સલ.)એ જેઓનું નામ લઈને જન્નતી હોવું બતાવ્યું તેઓ સિવાય બીજા કોઈ માટે ખાતરીપૂર્વક જન્નતી હોવાનું કહી શકતા નથી. ''હા, સારી નિશાનીઓ જોઈને સારો ગુમાન રાખવો અને તેની રહમતની આશા રાખવી જરૂરી છે.''

**(૪૬) અકીદહ**—જન્નતમાં સર્વથી મોટી નેઅમત અલ્લાહ તઆલાનો દીદાર છે, જે જન્નતવાળાઓને નસીબ થશે. તેની લિજ્જત આગળ સઘળી નેઅમતો નજીવી લાગશે.

**(૪૭) અકીદહ**—દુનિયામાં જાગતાં આ આંખોથી અલ્લાહ તઆલાને કોઈએ જોયો નથી અને કોઈ જોઈ શકતું પણ નથી.

**(૪૮) અકીદહ**—આખી ઉંમર કોઈ ગમે તેટલો ભલો કે બુરો હોય, પણ જેવી હાલતમાં ખાતિમો (મરતાં છેલ્લો વખત) થાય છે તેને અનુસરીને તેને સારો કે બુરો બદલો મળે છે.

**(૪૯) અકીદહ**—આદમી આખી ઉંમરમાં જ્યારે પણ તવબહ★ કરે અથવા મુસલમાન થાય તે અલ્લાહને ત્યાં મકબૂલ છે. હા, મરતી વખતે તવબહ કે ઈમાન કબૂલ થતાં નથી.

## ઈબ્લીસના મૌતનો મંઝર

અલ્લાહ તઆલાએ અલલ એલાન ફરમાવી દીધું છે કે તમામ જીવોએ મૌતની મજા ચાખવાની છે. પછી તે ઈન્સાન હોય, જિન્ન હોય કે પછી બીજા જીવ કે તે અલ્લાહના મકબૂલ ફરિશ્તા કેમ નથી ? તમામની મુકદ્દર ઉમર–ઝિંદગી પૂરી થયેથી તેના નક્કી કરેલા સમયે અને નિયત કરેલા સ્થાને મલકુલ મૌત તેનો કોળિયો બનાવી તેને મૌતની મજા ચખાડશે જ. છેલ્લે મૌતને પણ મૌતની મજા ચખાડવામાં આવશે. તે પછી મૌત શબ્દને જ ભૂંસી નાખવામાં આવશે.

શયતાન ઈબ્લીસ કે જે અલ્લાહની નાફરમાનીને કારણે મલઊન બનીને હઝરત આદમ (અલૈ.)થી પહેલો આ ધરતી ઉપર પટકાયો, જેને અલ્લાહ તઆલાએ દુનિયાના અંત સુધીની મહોલત આપી છે. આથી જ્યારે દુનિયાનો ખાતિમો થશે અને તેની મુદ્દત પૂરી થશે ત્યારે તેને પણ મૌતની મજા ચખાડવામાં આવશે ત્યારે અલ્લાહના ગેઝો–ગઝબ સાથે મૌતની મુસીબતો અને તકલીફોમાં મલકુલ મૌત તેને સપડાવશે અને તેની રૂહ કબજે કરશે. તે સમયનો મંઝર હદીસમાં વર્ણન કરવામાં આવ્યો છે, જે અત્રે પ્રસ્તુત છે. અલ્લાહના નાફરમાનનો શું અઝાબ છે ? અને અલ્લાહનો ગઝબ કેટલો સખત છે ? તે જાણીને તેની ફરમાંબરદારીમાં જ લાગી રહેવામાં ભલાઈ છે, જેથી નસીહત ગ્રહણ કરી ફરમાંબરદાર બની રહેવું જોઈએ.

હઝરત અહનફ બિન કૈફ (રદિ.) કહે છે કે હું હઝરત ઉમર (રદિ.)ની સેવામાં હાજર થવાને ઈરાદે મદીના મુનવ્વરહમાં હાજર થયો. હું જોઉં છું કે એક મોટું ટોળું

વળેલું છે અને હઝરત કઅબે અહબાર (રદિ.) તે લોકોને હદીસ સંભળાવી રહ્યા છે. ફરમાવી રહ્યા હતા કે જ્યારે આદમ (અલૈ.)ના મૌતનો સમય નજીક આવ્યો ત્યારે કહેવા લાગ્યા, યા અલ્લાહ ! મને મરેલો જોઈને મારો દુશ્મન ખુશીઓ મનાવશે કે જેને એક તવીલ સમયની મહોલત મળેલી છે. જવાબ આવ્યો, હે આદમ ! તું જન્નતમાં ચાલ્યો જઈશ અને તે શયતાન મલઊન તેની મુદત પૂરી થતાં સુધી બાકી રહેશે અને તેને શરૂઆતથી અંત સુધીના માનવ મૌતની કુલ સંખ્યાના બરાબર તેને તકલીફ ઉઠાવવી પડશે. હઝરત આદમ (અલૈ.)એ મલકુલ મૌતને કહ્યું કે શયતાનના મૌતની કોઈ ઝલક બતાવો. જ્યારે મલકુલ મૌતે ઈબ્લીસના મૌતની ઝલક બતાવવી શરૂ કરી તો હઝરત આદમ (અલૈ.) ....રબ્બી હસ્બી... હસ્બી... અય અલ્લાહ ! બસ, આટલું પૂરતું છે, પુકારી ઊઠયા. આ સાંભળી ટોળે વળેલા લોકો કહેવા લાગ્યા : હે અબૂ ઈસ્હાક ! અલ્લાહ તમારા ઉપર રહમ કરે. જરા તે ઝલક અમને સંભળાવો. તેઓએ ના પાડી, પણ લોકોએ સામૂહિક તકાઝો કર્યો તો ફરમાવવા લાગ્યા કે જ્યારે દુનિયામાં અંતનો સમય આવશે અને સૂર ફૂંકવાનો સમય નજદીક આવી જશે ત્યારે લોકો વેપાર–ધંધામાં, ખરીદ–વેચાણમાં, લડવા–ઝઘડવામાં અને વાતો કરવામાં મશગૂલ હશે અને એક ભયંકર ધડાકો થશે, જેની ભયાનકતાથી સૃષ્ટિ ઉપરના જીવોનો અડધો ભાગ બેહોશ થઈ જશે, જે ત્રણ દિવસ સુધી ભાનમાં આવશે નહિ. બાકીના અડધા જીવો હોશ–હવાસ ખોઈ બેસશે અને શૂન્યમનષ્ક બની ઊભા ને ઊભા રહી જશે. જેમ કે બકરી તેની સામે વાઘ જોઈને હૈબતમાં આવી ઊભી રહી જાય છે. તે સમયે વીજળીના કડાકાની માફક એક અસહ્ય કડાકો સંભળાશે, જેની કડકથી સમગ્ર ધરતી પર કોઈ જ બાકી રહેશે નહિ. સમગ્ર દુનિયા ખતમ થઈ જશે. જિન્ન–ઈન્સાન, શયતાન અને બીજા તમામ જીવ ખતમ થઈ જશે. આ હતી તેની મહોલત કે જે

શયતાન અને અલ્લાહ વચ્ચે નક્કી થઇ હતી. પછી અલ્લાહ પાક મલકુલ મૌતને ફરમાવશે કે મેં તારા માટે શરૂઆતથી તે અંત સુધીની સંખ્યાના પ્રમાણે મદદગાર પેદા ફરમાવ્યા અને તમામ જમીનવાળા અને આસમાનવાળાના બરાબર તાકાત ફક્ત તારામાં પેદા ફરમાવી, આજે હું તને ગેઝો–ગઝબનો નક્કી કરેલો લિબાસ પહેરાવીને મારા જલાલ અને ગઝબની સાથે મરદૂદો–મલઊન ઇબ્લીસના તરફ મોકલી રહ્યો છું. આજે તેને મૌતની મઝા ચખાડ. શરૂઆતથી તે અંત સુધીના ઈન્સાનો અને જિન્નોના મૌતની તમામ સખતીઓ, બલકે તેનાથીયે કંઇ ઘણી વધીને તલ્ખીઓ તેના ઉપર નાંખ અને ફરિશ્તાએ જબનિય્યહમાંથી સિત્તેર હજારને સાથે લઇ જા, જે તમામ ગેઝો– ગઝબથી ભરપૂર હોય. દરેકની પાસે ભડકતી ને લપકતી જવાળાઓ ધરાવતી ઝંજીરોમાંથી એક એક ઝંજીર દરેકનાં હાથમાં હોય અને તેવી જ ધગધગતી શોલા ભડકતી કંડીલો સાથે. તેની ગંદી અને દુર્ગંધ મારતી રૂહને બહાર ખેંચી કાઢો અને દોઝખના સરદાર–માલિકને કહો કે દોઝખના દરવાજા ખોલી નાંખે, જેથી મલકુલ મૌત તેની સામે એવી ભયાનક મુદ્રામાં આવશે કે જો જમીનવાળાઓ અને આસમાનવાળાઓ તેને જોઇ લે તો શીશું જેમ પીગળે છે તેમ પીગળી જાય. મલકુલ મૌત જ્યારે તેની પાસે પહોંચશે અને તેને ધમકાવશે ત્યારે તે બેહોશ થઇ જશે અને તેનાં નસ્કોરાં એવા ભયંકર ગર્જવા લાગશે કે પૂર્વથી પશ્ચિમ જરા થોભી જા. આજે તેને હું એટલા લોકોનાં મૌતની સંખ્યાના બરાબર મૌતની સખતી ચખાડીશ કે જેટલાઓને તેં ભટકાવી દીધા. કેવી ઉંમર હતી કે જે તેને મળી. અગણિત જમાનાના લોકોને તેં ગુમરાહ કર્યા. કેટલા તારા સાથી છે, જે જહન્નમમાં પડયા પડયા તારા અંતની રાહ જોઇ રહ્યા છે. આ તે જ સમય છે કે જે તારા રબ અને તારી વચ્ચે નક્કી થયેલો હતો. હવે તું દોડીને કયાં જઇ રહ્યો છે ? ઇબ્લીસ પૂર્વની દિશામાં દોડશે, પરંતુ

મલકુલ મૌતને તેની સામે જ જોશે. તે દરિયામાં ડૂબકી મારશે, પણ દરિયો તેને સ્વીકારશે નહિ. બહાર ફેંકી દેશે ત્યારે પણ મલકુલ મૌત સામે જ જોશે. મતલબ કે પૂરી ધરતી ઉપર નાસભાગ કરશે, પણ કોઈ રક્ષણ મળશે નહિ અને મૌતથી છૂટકારો મળશે નહિ. ત્યારે જમીન ઉપર તે જગાએ પહોંચી ઊભો રહી જશે કે જ્યાં હઝરત આદમ (અલૈ.)ની કબર છે અને કહેશે, અય આદમ ! હું તારા કારણે મલઊન થયો અને મરદૂદ બન્યો. કાશ ! તું પેદા જ ન થયો હોત. પછી મલઊન મૌતને કહેશે, તું મને કયા પ્યાલાથી પિવડાવવા માંગે છે ? મતલબ કે મને કયા પ્રકારના અઝાબમાં સપડાવીને મારી રૂહ કબજે કરવા ઈચ્છે છે ? મલકુલ મૌત કહેશે : અહલે નઝીના પ્યાલાથી. અહલે નારના અઝાબની માફક સહલે સકરના પ્યાલાથી, અહલે જહન્નમના પ્યાલાથી, બલકે એનાથીએ કંઈ વિશેષ વધીને સખતીઓ અને તલ્ખીઓની સાથે (અહલે નઝર, સકર અને જહન્નમ એ દોઝખના તબકા છે.) ત્યારે શયતાન મલઊન માટીમાં આળોટશે અને પૂર્વથી પશ્ચિમ અને પશ્ચિમથી પૂર્વમાં દોડ લગાવશે. દોડતો દોડતો ત્યાં પહોંચશે કે જ્યાં મલઊન મરદૂદ થઈને પડયો હતો ત્યાં ફરિશ્તાઓ સિત્તેર હજાર સાંકળો લગાવીને ઊભા હશે. તે જગા (જમીન) ધગધગતી ભટ્ટીની માફક હશે. ફરિશ્તાઓ ચારેય તરફથી તેને ઘેરી લેશે. ભડકતી અને લપકતી ઝંજીરો અને કંડીલોથી તેને દામ દેતા રહેશે. ત્યાં સુધી કે અલ્લાહને મંજૂર હશે ત્યાં સુધી અઝાબ ભોગવતો રહેશે. ત્યારે આદમ (અલૈ.)ને કહેવામાં આવશે કે તમારા દુશ્મનને એક નજર કરી જોઈ લો અને તે સખતી અને અઝાબ પણ જોઈ લો કે જેમાં તે ફસાયેલો છે. ત્યારે તે બંને એકી અવાજે બોલી ઊઠશે કે અય અમારા પરવરદિગાર ! તેં અમારી ઉપરના એહસાનની હદ કરી નાંખી છે.

(તબ્લીગ માસિક, સપ્ટેમ્બર–૨૦૦૩)

## મહાન ફઝીલત

સહાબએ કિરામ (રદિ.)ની એક (આખી) જમાઅત દ્વારા રિવાયત છે, એમણે બયાન કર્યું છે કે, એક વાર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મસ્જિદમાં બિરાજમાન હતા. એ સમયે એક ગામડિયા માણસ આપ (સલ.)ની પાસે આવ્યા અને એમણે કહ્યું : અસ્સલામુ અલયકુમ, હે ઈઝઝતવાન, ઉચ્ચતમ અને દયાવાન ઝાત ! હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને પોતાની અને હઝરત અબૂ બક્ર (રદિ.)ની વચ્ચે બેસાડયા. હઝરત અબૂ બક્ર (રદિ.)એ અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! આપ આ વ્યક્તિને મારી અને આપની વચ્ચે બેસાડો છો, હાલાંકે મારી જાણકારી અનુસાર પૃથ્વીના પટ પર આપ (સલ.)ને મારાથી વધુ કોઈ પ્રિય અને અઝીઝ નથી.

આપ (સલ.)એ ફરમાવ્યું : મને (હઝરત) જિબ્રીલ (અલૈ.)એ ખબર દીધી છે કે, આ વ્યક્તિ મારા પર એવું દુરૂદ મોકલે છે કે આથી પહેલાં મારા પર કોઈએ એવું દુરૂદ મોકલ્યું નથી. હઝરત અબૂ બક્ર (રદિ.)એ પૂછયું : તે (શું કહે છે અને) કેવી રીતે કહે છે ? આપ (સલ.)એ ફરમાવ્યું : તે (આ પ્રમાણે) કહે છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ

وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاِ الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنِ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ ફિલ્અવ્વલી-ન વલ્આખિરી-ન વ ફિલ્મ-લ-ઈલ્ અઅ્લા ઈલા યવ્મિદ્દીન.**

હઝરત અબૂ બક્ર (રદિ.)એ કહ્યું : યા રસૂલલ્લાહ (સલ.)! આપ મને આ દુરૂદના સવાબથી માહિતગાર ફરમાવી દો.

આપ (સલ.)એ ફરમાવ્યું : જો બધા જ સમંદર રોશનાઈ (શાહી) બની જાય અને બધાં જ વૃક્ષો કલમ બની જાય અને સઘળા ફરિશ્તા લખનારા (લહિયા) બની જાય, તો (સમગ્ર) રોશનાઈ ખતમ થઈ જાય અને (બધી જ) કલમો તૂટી જાય, તો પણ આ દુરૂદના સવાબને આંબી કે પહોંચી શકશે નહિ (આ દુરૂદનો હકીકી સવાબ તો અલ્લાહ તઆલા જ લખી શકશે–અર્પણ કરશે). (નુઝ્હતુલ્ મજાલિસ : ભાગ–૨, પેજ : ૨૦૯)

## દોઝખથી લગભગ ૩૫૦૦ (પાંત્રીસ સો) વર્ષ દૂર રાખનાર આ'માલ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો :

"જે માણસે પોતાના (મુસલમાન) ભાઈને એટલું ખાણું ખવરાવ્યું કે તેને તૃપ્ત કરી દીધો–ધરવી દીધો (એટલે કે તેને ભરપેટ ખવરાવી દીધું) અને તેને એટલું પાણી પિવરાવ્યું કે તેની તરસ છિપાવી દીધી તો અલ્લાહ તઆલા તેને દોઝખથી સાત ખંદકો (જેટલે) દૂર કરી આપશે. એ (ખંદકો પૈકી) પ્રત્યેક બે ખંદકોની વચ્ચે ૫૦૦ (પાંચ સો) વર્ષ જેટલું અંતર હશે."(તબરાની, અબુશ્શૈખ, હાકિમ વ કા–લ સહીહુલ અસ્નાદ, સંદર્ભ : રહમતકે ખઝાને : ૨૪૬)

## ૭૫૦૦૦ (પંચોતેર હજાર) ફરિશ્તાઓની દુઆએ રહમત

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) અને હઝરત અબૂ

હુરયૂરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જો કોઈ માણસ પોતાના ભાઈની જરૂરતમાં (એટલા માટે) ચાલે કે એનું કામ બની જાય, તો અલ્લાહ તઆલા એના માટે પંચોતેર હજાર ફરિશ્તાઓ નિયુક્ત ફરમાવી દે છે, જે તેના માટે રહમતની દુઆ કરતા રહે છે. જો સવારે ચાલે છે તો સાંજ સુધી અને સાંજે ચાલે છે તો સવાર સુધી (તેના હકમાં રહમતની દુઆ કરતા રહે છે). ઉપરાંત, તેના દરેક કદમ પર એક ગુનાહ માફ કરી દેવામાં આવે છે અને એક દરજ્જો બુલંદ કરવામાં આવે છે. (ઈબ્ને હિબ્બાન, તરગીબ : ૩/૩૯૨, સંદર્ભ : દેહાત વ કસબાતમેં પેશ આનેવાલે મસાઈલ વ અહકામ : ૬૧)

સુબ્હાનલ્લાહ, કોઈ મુસલમાન ભાઈની જરૂરતને પરિપૂર્ણ કરવા માટે બે–ત્રણ કદમ ઉઠાવવા બદલ કેટલો મોટો સવાબ મળે છે; પરંતુ આજે આપણો માહોલ અને સમાજ એટલો બધો સ્વાર્થી અને સ્વકેન્દ્રી બની ગયો છે કે, કોઈ સામાન્ય માણસ યા ગરીબ વ્યક્તિ યા જેની સાથે ઊંડો સંબંધ ન હોય તેવી વ્યક્તિની સહાય અને મદદ માટે સાથે ચાલવાને શરમજનક અને અપમાનજનક મહસૂસ કરે છે !

## જાન, માલ, અવલાદ અને દરેક પ્રકારની નેઅમતોને આફતોથી મહફૂઝ રાખવાનો અમલ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે અલ્લાહ તઆલા કોઈ બંદા પર પત્ની, માલ અથવા અવલાદનું ઈન્આમ ફરમાવે અને તે વ્યક્તિ એના પર **"માશાઅલ્લાહુ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ"** પઢે, તો તે વ્યક્તિ એ ઈન્આમમાં મૌત સિવાય બીજી કોઈપણ આફત જોવા પામશે નહિ.

(બયહકી ફિદઅ્વાત, ફઝાઈલે હુફ્ફાઝે કુર્આન : ૯૮૮, અલ્ કુર્આનુશ્શાફી : ૮૪)

## દુરૂદની બરકતથી મળ્યું નબવી સન્માન

"શિફા"માં વર્ણન કરાયું છે કે હુઝૂરે અક્દસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સિદ્દીકે અકબર (રદિ.)ની વચ્ચે કોઇ બેસેલું ન હતું. એક દિવસે એક માણસ આવ્યા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એમને પોતાના અને સિદ્દીકે અકબર (રદિ.)ના દરમિયાન બેસાડયા. સહાબએ કિરામ (રદિ.)ને આ બનાવથી આશ્ચર્ય થયું. જયારે તે માણસ ચાલ્યા ગયા તો હુઝૂરે અક્રમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબએ કિરામ (રદિ.)ને ફરમાવ્યું : આ માણસ મારી ઉપર આ પ્રમાણે દુરૂદ પઢે છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ كَمَا تُحِبُّ وَتَرْضٰى لَهٗ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ કમા તુહિબ્બુ વ તર્દા લહૂ.** (અલ્ કવ્લુલ્ બદીઅ : ૪૭)

## દુરૂદે તુન્જીના

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ صَلٰوةً
تُنْجِيْنَا بِهَا مِنْ جَمِيْعِ الْاَهْوَالِ وَالْاٰفَاتِ
وَتَقْضِىْ لَنَا بِهَا جَمِيْعَ الْحَاجَاتِ وَتُطَهِّرُنَا
بِهَا مِنْ جَمِيْعِ السَّيِّئَاتِ وَتَرْفَعُنَا بِهَا اَعْلٰى
الدَّرَجَاتِ وَتُبَلِّغُنَا بِهَا اَقْصَى الْغَايَاتِ

مِنْ جَمِيْعِ الْخَيْرَاتِ فِي الْحَيٰوةِ وَبَعْدَ الْمَمَاتِ
اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

"દુરૂદે તુન્જીના"નું પઠન–વિર્દ વારંવાર કરવાથી, તેને ઘરમાં રાખવાથી–લટકાવવાથી બધા જ પ્રકારની બીમારી–પ્લેગ, કોલેરા અને એવી અનેક પ્રકારની બીમારીઓ માટે ઘણું જ ફાયદાકારક છે તેમજ દિલને ઘણું જ સુકૂન–શાંતિ અર્પણ કરનાર છે. (રૂહુલ મઆની : ૭/૨૩૫).

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا
صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ
حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

## સવારી–વાહન પર સવાર થતી વખતે પઢવાની દુઆ અને દુરૂદ

હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ જાનવર પર (અથવા કોઈ સવારી પર) સવાર થાય અને આ (નીચે જણાવેલા કલિમાત) પઢી લે તો તે જાનવર (યા સવારી)

કહે છે : અલ્લાહ તને બરકત અતા ફરમાવે, (કારણ કે) તેં મારી પીઠને (દુઆની અસરથી) હલકી કરી અને પોતાના પરવરદિગારની ઈતાઅત કરી અને પોતાના નફસ પર ઉપકાર કર્યો, અલ્લાહ તઆલા તારી સફરમાં બરકત અતા ફરમાવે અને તારા મકસદને પૂરો ફરમાવે :

بِسْمِ اللّٰهِ الَّذِیْ لَایَضُرُّ مَعَ اِسْمِهٖ شَیْءٌ سُبْحَانَهٗ لَیْسَ لَهٗ مُسَمًّی ط سُبْحَانَ الَّذِیْ سَخَّرَلَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ مُقْرِنِیْنَ ط وَاِنَّآ اِلٰی رَبِّنَا لَمُنْقَلِبُوْنَ ط وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِیْنَ ط وَصَلَّی اللّٰهُ عَلٰی مُحَمَّدٍ وَّعَلَیْهِ السَّلَامُ ط

**બિસ્મિલ્લાહિલ્લઝા લા યદુરું મઅસ્મિહી શય્ઉન્, સુબ્હા–નહૂ લય્સ લહૂ મુસમ્મા. સુબ્હાનલ્લઝી સખ્ખ–ર લના હાઝા વમા કુન્ના લહૂ મુક્રિની–ન, વ ઈન્ના ઈલા રબ્બિના લ–મુન્કલિબૂ–ન, વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન.... વ સલ્લલ્લાહુ અલા મુહમ્મદિંવ્ વ અલય્હિસ્સલામ.** (તબરાની, અલ્ કલ્લુલ્ બદીઅ્ : ૨૦૮)

## સૂતી વખતે પઢવાનું દુરૂદ

હઝરત અબૂ કરસાફહ કનાનીથી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ (સૂવા માટે) બિસ્તર પર આવે, પછી સૂરએ તબારકલ્લઝી.... પઢે. ત્યાર બાદ ચાર વખત આ (નીચે દર્શાવેલું) દુરૂદ શરીફ પઢે, તો અલ્લાહ તઆલા બે ફરિશ્તાઓને નિયુક્ત ફરમાવી

દે છે, જે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે એને લઈને હાજર થાય છે અને કહે છે કે, ફલાણી વ્યક્તિએ આપને સલામ મોકલ્યા છે. તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે : મારા તરફથી પણ એ ફલાણી વ્યક્તિ પર સલામ, રહમત અને બરકત થાય :

اَللّٰهُمَّ رَبَّ الْحِلِّ وَالْحَرَامِ وَرَبَّ الرُّكْنِ وَالْمَقَامِ وَرَبَّ الْمَشْعَرِ الْحَرَامِ بِحَقِّ كُلِّ اٰيَةٍ اَنْزَلْتَهَا فِيْ شَهْرِ رَمَضَانَ بَلِّغْ رُوْحَ مُحَمَّدٍ تَحِيَّةً وَّسَلَامًا ط

**અલ્લાહુમ્મ રબ્બલ્ હિલ્લિ વલ્હરામિ, વ રબ્બર્રુક્નિ વલ્મકામિ, વ રબ્બલ્ મશ્અરિલ્ હરામિ, બિ-હક્કિ કુલ્લિ આ-યતિન્ અન્ઝલ્તહા ફી શહ્રિ રમઝા-ન, બલ્લિગ્ રૂ-હ મુહમ્મદિન્ તહિય્યતંવ્ વ સલામા.**

(અલ્ કવ્લુલ્ બદીઅ્ : ૩૦૭)

## દુરૂદ પઢવા બદલ નબવી ઈકરામ

અબૂ મૂસા મદીની અને ઇબ્ને સઅદે પોતાની સનદથી બયાન કર્યું છે કે મુહમ્મદ ઉમર (રહ.)એ કહ્યું કે હું હઝરત અબૂ બક્ર ઇબ્ને મુજાહિદ (રહ.)ની ખિદમતમાં બેઠેલો હતો ત્યારે એમની પાસે શિબ્લી (રહ.) આવ્યા. હઝરત અબૂ બક્ર ઇબ્ને મુજાહિદ (રહ.) ઊભા થઈ ગયા અને એમનાથી મુઆનકહ (આલિંગન) કર્યો તથા એમની પેશાની ચૂમી લીધી. મેં કહ્યું : મારા આકા ! આપે શિબ્લી સાથે આવો સુંદર વર્તાવ કર્યો, હાલાંકે આપ અને તમામ બગદાદવાળાઓ

એમને મજનૂન (પાગલ) કહો છો. એમણે કહ્યું : મેં એમની સાથે એવો જ (સુંદર અને ઈકરામભર્યો વર્તાવ) કર્યો, જેવો કે હુઝૂરે અક્રમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એમની સાથે વર્તાવ કરતા જોયા છે. જેમ કે મેં રસૂલે અક્રમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખ્વાબમાં જોયા કે આપે શિબ્લી (રહ.)ની પેશાનીને ચૂમી લીધી. મેં અરજ કરી : હે અલ્લાહના રસૂલ (સલ.) ! આપ શિબ્લી સાથે આવો વર્તાવ કરો છો ? આપ.(સલ.)એ ફરમાવ્યું : આ (શિબ્લી) દરેક નમાઝ પછી આ આયત પઢે છે :

لَقَدْ جَآءَكُمْ رَسُوْلٌ مِّنْ اَنْفُسِكُمْ عَزِيْزٌ عَلَيْهِ مَا عَنِتُّمْ حَرِيْصٌ عَلَيْكُمْ بِالْمُؤْمِنِيْنَ رَءُوْفٌ رَّحِيْمٌ ﴿١٢٨﴾ فَاِنْ تَوَلَّوْا فَقُلْ حَسْبِىَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ﴿١٢٩﴾

(التوبۃ:٩ ١٢٨-١٢٩، پارہ ١١)

લકદ્ જાઅકુમ્ રસૂલુમ્ મિન્ અન્ફુસિકુમ્ અઝીઝુન્ અલય્હિ મા અનિત્તુમ્ હરીસુન્ અલય્કુમ્ બિલ્મુઅ્મિની-ન રઊફુર્રહીમ. ફઈન્ તવલ્લવ્ ફ-કુલ્ હસ્બિયલ્લાહ. લા ઈલા-હ ઈલ્લા હુ-વ અલય્હિ તવક્કલ્તુ વ હુ-વ રબ્બુલ્ અર્શિલ્ અઝીમ.

પછી ત્રણ વાર આ (દરૂદ) પઢે છે :

صَلَّى اللّٰهُ عَلَيْكَ يَا مُحَمَّدُ

સલ્લલ્લાહુ અલય્ક યા મુહમ્મદ.

જ્યારે મેં શિબ્લી (રહ.)ને આ વિશે પૂછયું તો એમણે આ જ પ્રમાણે જણાવ્યું. (જિલાઉલ્ ઈફ્હામ : ૨૪૧, અલ્ કવ્લુલ્ બદીઅ્ : ૧૬૮)

## દુરૂદે ઈમામ શાફઈ (રહ.)

ઈમામ બયહકી (રહ.)એ અબુલ હસન શાફઈ (રહ.)થી એમનો પોતાનો ખ્વાબ નકલ કર્યો છે. તેઓ કહે છે કે મેં હુઝૂરે અક્દસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખ્વાબમાં ઝિયારત કરી તો મેં હુઝૂરે અક્રમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂછયું : યા રસૂલલ્લાહ (સલ.) ! ઈમામ શાફઈ (રહ.)એ પોતાના રિસાલામાં જે દુરૂદ લખ્યું છે, તેનો આપ (સલ.) તરફથી એમને શું બદલો આપવામાં આવ્યો છે ? હુઝૂરે અક્રમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : મારા તરફથી આ બદલો આપવામાં આવ્યો છે કે તેમને હિસાબ માટે રોકવામાં નહિ આવે. તે દુરૂદ આ પ્રમાણે છે :

صَلَّى اللّٰهُ عَلٰى مُحَمَّدٍ كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ
وَغَفَلَ عَنْ ذِكْرِهِ الْغَافِلُوْنَ ط

## દરિયાઈ સફરમાં હિફાઝત માટેનું તથા દીની અને દુન્યવી વેદનાઓ અને વિટંબણાઓમાં કામિયાબી માટેનું મહા અકસીર દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً تُنْجِيْنَا بِهَا مِنْ جَمِيْعِ الْاَهْوَالِ وَالْاٰفَاتِ ط وَتَقْضِىْ لَنَا بِهَا جَمِيْعَ الْحَاجَاتِ ط وَتُطَهِّرُنَا بِهَا مِنْ جَمِيْعِ السَّيِّئَاتِ ط وَتَرْفَعُنَا بِهَا عِنْدَكَ اَعْلَى الدَّرَجَاتِ ط

وَتُبَلِّغُنَا بِهَا اَقْصَى الْغَايَاتِ ط مِنْ جَمِيْعِ الْخَيْرَاتِ فِى الْحَيٰوةِ وَبَعْدَ الْمَمَاتِ ط اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ط

**ફઝીલત :** આ દુરૂદ શરીફ દરિયાઈ સફરની તમામ આફતોથી છૂટકારા માટેનું અજીબ અનુભવસિદ્ધ (મુજર્રબ) દુરૂદ છે. ઉપરાંત, કોઈ પણ દીની કે દુન્યવી અહમ અને મુશ્કેલ કામમાં ભરપૂર કામિયાબી મેળવવા માટે આ દુરૂદ શરીફ ઘણું જ અકસીર અને કારગર નીવડે છે તથા દરેક પ્રકારના રંજ–ગમ અને પરેશાનીને દૂર કરે છે. આ દુરૂદ બુઝુર્ગોનું અત્યંત મુજર્રબ (અનુભવસિદ્ધ) છે.

આ દુરૂદ શરીફ પઢવાનો તરીકો આ છે કે ઈશાની નમાઝ પછી બે રકા'ત નફલ, નમાઝે હાજતની નિય્યતે પઢે. દરેક રકા'તમાં સૂરએ ફાતિહા પછી ૧૧ (અગિયાર) વાર સૂરએ ઈખ્લાસ પઢે અને સલામ ફેરવ્યા પછી ૧૦૦ (એક સો) વાર આ દુરૂદ શરીફ પઢીને પોતાની હાજત અલ્લાહ તઆલાની હુઝૂર પેશ કરે. ઈન્શા અલ્લાહ, બહુ જલદી હાજત પૂરી થશે અને અસંભવિત જણાતું કામ અલ્લાહ તઆલા ગૈબથી કરી આપશે. ઉપરાંત, આ દુરૂદ શરીફને પઢનારો કદાપિ બદબખ્ત લેખાશે નહિ. (ઝરીઅતુલ વુસૂલ....૧૪૧)

## સલામના શબ્દો

اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ الزَّاكِيَاتُ لِلّٰهِ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُ اللّٰهِ وَرَسُوْلُهٗ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِىُّ وَرَحْمَةُ اللّٰهِ

وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ ط

اَلتَّحِيَّاتُ لِلّٰهِ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ. اَلسَّلَامُ عَلَيْكَ، اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

اَلتَّحِيَّاتُ الصَّلَوَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ ط

اَلتَّحِيَّاتُ الْمُبَارَكَاتُ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ ط

بِسْمِ اللّٰهِ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ ط



## સંતાન-પ્રાપ્તિ માટે

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ط بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

اَلَّذِیْٓ اَحْسَنَ كُلَّ شَیْءٍ خَلَقَهٗ وَبَدَاَ خَلْقَ الْاِنْسَانِ مِنْ طِیْنٍ ۚ ﴿۷﴾ ثُمَّ جَعَلَ نَسْلَهٗ مِنْ سُلٰلَةٍ مِّنْ مَّآءٍ مَّهِیْنٍ ۚ ﴿۸﴾ ثُمَّ سَوّٰىهُ وَنَفَخَ فِیْهِ مِنْ رُّوْحِهٖ وَجَعَلَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ؕ قَلِیْلًا مَّا تَشْكُرُوْنَ ﴿۹﴾ (السجدة ۳۲:۷تا۹، پارہ ۲۱)

**અલ્લઝી અહ્‌સ-ન કુલ્લ શય્‌ઈન્ ખ-લ-કહૂ વ બ-દ-અ ખલ્કલ્ ઈન્સાનિ મિન્ તિન. ષુમ્મ જ-અ-લ નસ્લહૂ મિન્ સુલાલતિમ્ મિમ્માઈમ્ મહીન. ષુમ્મ સવ્વાહુ વ ન-ફ-ખ ફીહિ મિર્‌રૂહિહી વ જ-અ-લ લકુમુસ્સમ્અ વલ્ અબ્સા-ર વલ્ અફ્‌ઈદહ. કલીલમ્ મા તશ્કુરૂન.**

(સૂરએ સિજ્‌દહ : ૭ થી ૯)

[**અર્થ :** તેણે જે પણ વસ્તુ બનાવી છે તે સૌને ઘણી જ સરસ બનાવી અને તેણે ગારાથી માનવીના સર્જનની શરૂઆત કરી. પછી તેની નસલને સત્ત્વ કાઢેલા તુચ્છ પાણીથી બનાવી, પછી તેને પૂર્ણ કર્યો અને તેની અંદર પોતાની રૂહ ફૂંકી દીધી અને તેમને કાન અને આંખો અને દિલ આપ્યાં, (પણ) તમે બહુ થોડો શુક્ર કરો છો.]

**ફઝીલત :** જો કોઈ વ્યક્તિ અવલાદની નેઅમતથી મહરૂમ હોય તો તે અલ્લાહ પર ભરોસો રાખી પુષ્કળ પ્રમાણમાં આ આયતનો વિર્દ કરે.

## અવયવોની હિફાઝત માટે

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ط بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط
فَاَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ حَنِيْفًا ط فِطْرَتَ اللّٰهِ الَّتِيْ فَطَرَ النَّاسَ
عَلَيْهَا ط لَا تَبْدِيْلَ لِخَلْقِ اللّٰهِ ط ذٰلِكَ الدِّيْنُ الْقَيِّمُ ق وَلٰكِنَّ
اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿٣٠﴾ (سورة الروم ٣٠:٣٠، پاره ٢١)

**ફ-અકિમ્ વજ્હ-ક લિદ્દીનિ હનીફા. ફિત્રતલ્લાહિલ્લતી ફ-ત-રન્ના-સ અલય્હા. લા તબ્દી-લ લિ-ખલ્કિલ્લાહ. ઝાલિકદ્દીનુલ્ કય્યિમ્. વલાકિન્ન અક્ષરન્નાસિ લા યઅ્લમૂન.** (સૂરએ રૂમ : ૩૦)

[**અર્થ** : માટે (હે નબી સલ. !) આપ એકાગ્ર થઈને પોતાનું મુખ આ દીનની તરફ રાખી કાયમ થઈ જાવ, એ ફિતરત પર જેના પર અલ્લાહે ઈન્સાનોને પેદા કર્યા છે. અલ્લાહની સર્જિત વસ્તુને બદલવી જોઈએ નહિ. આ જ સાચો દીન છે, પરંતુ ઘણા લોકો સમજતા નથી.]

**ફઝીલત** : જે માણસ એવું ચાહતો હોય કે એના તમામ અવયવો જીવનભર દુરુસ્ત અને તંદુરસ્ત રહે તો તેણે આ આયતને દરરોજ ત્રણવાર પઢીને પોતાના બદન પર દમ કરવો જોઈએ.

(આગળ-પાછળ દુરૂદ શરીફ અવશ્ય પઢવું.)

## પ્રસૂતિની આસાની માટેનો અમલ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી મવકૂફન્

રિવાયત છે કે આપે ઈર્શાદ ફરમાવ્યો : જે સ્ત્રી માટે બાળકની પ્રસૂતિ (સુવાવડ) મુશ્કેલ થઈ પડે, તો તેને નીચે દર્શાવેલા કલિમાત અને આયાતને કોઈ કાગળ પર લખી ઘોળીને પિવડાવવામાં આવે :

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَلِيْمُ الْكَرِيْمُ ط سُبْحَانَ اللّٰهِ وَتَعَالٰى رَبِّ الْعَرْشِ الْعَظِيْمِ ط اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ○ كَاَنَّهُمْ يَوْمَ يَرَوْنَهَا لَمْ يَلْبَثُوْٓا اِلَّا عَشِيَّةً اَوْ ضُحٰهَا ﴿٤٦﴾ كَاَنَّهُمْ يَوْمَ يَرَوْنَ مَا يُوْعَدُوْنَ لَمْ يَلْبَثُوْٓا اِلَّا سَاعَةً مِّنْ نَّهَارٍ ط بَلٰغٌ ج فَهَلْ يُهْلَكُ اِلَّا الْقَوْمُ الْفٰسِقُوْنَ ﴿٣٥﴾ (النّٰزعٰت ٧٩:٤٦)،(الاحقاف ٤٦:٣٥)

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

**લા ઈલા–હ ઈલ્લા હુવલ્ હલીમુલ કરીમ. સુબ્હાનલ્લાહિ વ તઆલા રબ્બિલ્ અર્શિલ્ અઝીમ. અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન... કઅન્નહુમ્ યવ્મ યરવ્નહા લમ્ યલ્બસૂ ઈલ્લા અશિય્યતન્ અવ્ દુહાહા... કઅન્નહુમ્ યવ્મ યરવ્ન મા યૂઅદૂ–ન લમ્ યલ્બસૂ ઈલ્લા સાઅ–તમ્ મિન્નહાર. વ બલાગુન્ ફ–હલ્ યુહ્લકુ ઈલ્લલ્ કવ્મુલ્ ફાસિકૂન.**

[**અર્થ :** અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી, જે સહનશીલ (અને) દયાવાન છે. અલ્લાહ તઆલાની ઝાત પાક અને ઉચ્ચ છે, જે મહાન અર્શનો પરવરદિગાર છે.... સર્વ પ્રકારની તારીફ એક માત્ર અલ્લાહ તઆલા માટે જ છે, જે

તમામ જગતોનો પાલનહાર છે.... જે દિવસે આ લોકો તે (કિયામત)ને જોશે તો તેમને એમ લાગશે કે (દુનિયામાં) માત્ર એક સાંજ યા સવાર જેટલું જ રોકાયા હતા.... જે દિવસે આ લોકો તે (અઝાબ)ને જોઈ લેશે, જેનો તેમને વાયદો કરવામાં આવે છે, ત્યારે તેમને એમ લાગશે કે જાણે તેઓ દુનિયામાં દિવસની એક પળથી વધુ રોકાયા ન હતા અને વાત પહોંચાડી દેવામાં આવી. હવે નાફરમાન અને ફાસિક લોકો જ બરબાદ થશે.]

(બયહકી ફિદઅ્વાત, તુહ્ફ–એ–હુફ્ફાઝ : ૩૫૩, ફઝાઈલે હુફ્ફાઝે કુર્આન : ૯૯૩)

## રમઝાનુલ મુબારકની રાતોમાં નમાઝ પઢવાની મહાન ફઝીલત

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"જ્યારે રમઝાન મહિનાની પહેલી રાત થાય છે તો આસમાનના દરવાજાઓ ખોલી દેવામાં આવે છે, એમના પૈકી કોઈ દરવાજો બંધ કરાતો નથી, અહિંયા સુધી કે રમઝાન મહિનાની અંતિમ રાત થઈ જાય છે–અને કોઈ મુસલમાન બંદો એવો હોતો નથી, જે રમઝાનની કોઈ રાતે નમાઝ અદા કરે; પરંતુ અલ્લાહ તઆલા તેના માટે દરેક સિજદહના બદલામાં દોઢ હજાર (૧૫૦૦) નેકીઓ લખી આપે છે અને તેના માટે (દરેક સિજદહના બદલામાં) જન્નતમાં લાલ યાકૂત (પન્ના નામક કિંમતી રત્ન)નો એક મહેલ બનાવવામાં આવે છે, જેના સિત્તેર હજાર દરવાજા હશે. તદુપરાંત તે (સિત્તેર હજાર દરવાજાઓ) પૈકી દરેક દરવાજાનો (પણ) લાલ યાકૂત

જડિત એક સોનાનો મહેલ હશે... જ્યારે તે મુસલમાન બંદો પહેલી રમઝાનનો રોઝો રાખે છે, તો માહે રમઝાનના વર્તમાન દિવસ સુધી થયેલા તેના આગલા બધા જ (સગીરહ) ગુનાહ માફ કરી દેવામાં આવે છે.... અને તેના માટે દરરોજ ફજરની નમાઝથી માંડી સૂર્યાસ્ત થતાં સુધી સિત્તેર હજાર ફરિશ્તાઓ ઈસ્તિગફાર (મગફિરતની દુઆ) કરે છે... અને તેના માટે પ્રત્યેક તે સિજદહના બદલામાં જે તે મુસલમાન બંદો રમઝાન મહિનામાં રાતે યા દિવસે અદા કરે છે, એક (એવું વિરાટ) ઝાડ અર્પણ કરે છે, જેના છાંયડામાં પાંચ સો વર્ષ સુધી સવાર ચાલી શકે છે.''

(બયહકી કૃત ''શુઅ્બુલ ઈમાન,'' સંદર્ભ : ''અલ્ મુત્ત–જરુ ર્રાબિહુ ફી સવાબિ અ–મલિસ્ સાલિહ''ની ઉર્દૂ આવૃત્તિ : ''રહમતકે ખઝાને'' : ૨૮૨...)

ઈમામ બયહકી (રહ.)એ આ હદીસના સંદર્ભમાં પોતાની વિશેષ નોંધ અને ટિપ્પણીમાં ફરમાવ્યું છે કે, ''મશહૂર અહાદીસમાં અમે એવા કેટલાક અંશ રિવાયત કર્યા છે, જે આ હદીસની પુષ્ટિ કરે છે અથવા એના અમુક અર્થની પુષ્ટિ કરે છે.''.... (અલ્ બુદૂરુસ્સાફિરહ : ૧૮૨૯, જન્નતકે હસીન મનાઝિર : ૩૬૬)

## તવાફમાં ઝિક્ર અને દુઆ

હઝરત અબ્દુલ્લાહ બિન સાઈબ (રદિ.)થી રિવાયત છે કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તવાફની હાલતમાં રુકને યમાની અને હજરે અસ્વદના દરમિયાન(નું અંતર કાપતી વખતે) આ દુઆ પઢતા સાંભળ્યા :

رَبَّنَآ اٰتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَّفِي الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ ۝٢٠١ (البقرہ ۲:۲۰۱)

ભાવાર્થ : હે પરવરદિગાર ! મારું આ દુનિયામાં ભલું કર અને આખિરતમાં પણ ભલું કર તેમજ મને આગના અઝાબથી બચાવજે.

  

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું

'રુકને યમાની પર સિત્તેર (૭૦) ફરિશ્તાઓ મુકર્રર છે, જેઓ દરેક તે બંદાની દુઆ પર 'આમીન' કહે છે, જે તેની પાસે (નજીક) આ દુઆ કરે :'

**'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ્ અફ્વ વલ આફિય-ત ફીદ્દુન્યા વલ આખિરતિ-રબ્બના આતિના ફીદ્દુન્યા હસ-નતંવ્ વફિલ આખિરતિ હસ-નતંવ્ વકિના અઝાબન્નાર.'** ('મઆરિફુલ હદીસ', 'સુનને ઈબ્ને માજહ')

ભાવાર્થ : હે અલ્લાહ ! હું તારાથી દુનિયા અને આખિરતની તમામ બુરાઈઓથી માફી ચાહું છું તથા આફિયત (સુખ, શાંતિ અને સ્વાસ્થ્ય) માગું છું.

હે અમારા પરવરદિગાર ! મારું આ દુનિયામાં પણ ભલું કર અને આખિરતમાં પણ ભલું કર તેમજ મને આગના અઝાબથી બચાવજે.

## રસૂલુલ્લાહ (સલ.)ની હદીસો

સદકો મુસલમાનની ઉંમરને વધારે છે, બૂરી મૌતથી બચાવે છે અને સદકો દેવાથી ઈન્સાનમાં ફખ્ર અને તકબ્બુર પેદા થતો નથી. (તબરાની)

આપે (સલ.) ફરમાવ્યું : હે લોકો ! અઝાન તથા ઈકામતની વચમાં દુઆ રદ થતી નથી, બલકે કબૂલ જ થઈ જાય છે. કોઈએ અરજ કરી કે અમે એવા મોકા ઉપર શું દુઆ કરતા રહીએ ? આપે (સલ.) ફરમાવ્યું, અલ્લાહ તઆલા પાસે દીન અને દુનિયાની ભલાઈ અને તંદુરસ્તી માંગ્યા કરો. (તિરમિઝી)

– જેણે અલ્લાહને યાદ કર્યો, ત્યાં સુધી કે તેના ખૌફથી તેની આંખોથી આંસુ નીકળી પડયાં, તો એ શખ્સને કિયામતમાં અઝાબ દેવામાં આવશે નહિ. (હાકિમ)

કિયામતના દિવસે સાત પ્રકારના આદમી અર્શે ઈલાહીના સાયામાં હશે, તેઓમાંથી એક તે લોકો છે, જેઓ એકાંતમાં અલ્લાહના ખૌફથી રડયા કરે છે. (બુખારી, મુસ્લિમ)

સરકારે દો આલમ (સલ.) ઘણીવાર લડાઈમાં ફુકરા તથા મિસ્કીનોના વસીલાથી ફતહની દુઆ માંગ્યા કરતા હતા. (તબરાની)

## આયાતે શિફા

## آیاتِ شفاء




اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۝١ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝٢ مٰلِكِ يَوْمِ الدِّيْنِ ۝٣ اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ ۝٤ اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ۝٥ صِرَاطَ الَّذِيْنَ

اَنْعَمْتَ عَلَيْهِمْ ۙ۬ غَيْرِ الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا الضَّآلِّيْنَ ۝﴿٧﴾ (سورۃ الفاتحہ)

وَيَشْفِ صُدُوْرَ قَوْمٍ مُّؤْمِنِيْنَ ۝﴿١٤﴾ ۙ (التوبۃ ٩:١٤)

يٰٓاَيُّهَا النَّاسُ قَدْ جَآءَتْكُمْ مَّوْعِظَةٌ مِّنْ رَّبِّكُمْ وَشِفَآءٌ لِّمَا فِي الصُّدُوْرِ ۙ۬ وَهُدًى وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ۝﴿٥٧﴾ (یونس ١٠:٥٧)

يَخْرُجُ مِنْۢ بُطُوْنِهَا شَرَابٌ مُّخْتَلِفٌ اَلْوَانُهٗ فِيْهِ شِفَآءٌ لِّلنَّاسِ ؕ (النحل ١٦:٦٩)

وَنُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ مَا هُوَ شِفَآءٌ وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ۙ (بنی اسرائیل ١٧:٨٢)

وَاِذَا مَرِضْتُ فَهُوَ يَشْفِيْنِ ۝﴿٨٠﴾ ۙ (الشعراء ٢٦:٨٠)

قُلْ هُوَ لِلَّذِيْنَ اٰمَنُوْا هُدًى وَّشِفَآءٌ ؕ (حم السجدۃ ٤١:٤٤)

## દુઆએ ઈબ્રાહીમ અલયહિસ્સલામ

## دُعائے ابراھیم علیہ السلام

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الَّذِيْ خَلَقَنِيْ فَهُوَ يَهْدِيْنِ ۝﴿٧٨﴾ ۙ

وَالَّذِيْ هُوَ يُطْعِمُنِيْ وَيَسْقِيْنِ ۝﴿٧٩﴾ ۙ

وَ اِذَا مَرِضْتُ فَهُوَ يَشْفِيْنِ ﴿٨٠﴾

وَالَّذِىْ يُمِيْتُنِىْ ثُمَّ يُحْيِيْنِ ﴿٨١﴾

وَالَّذِىْٓ اَطْمَعُ اَنْ يَّغْفِرَ لِىْ خَطِيْٓـَٔتِىْ يَوْمَ الدِّيْنِ ﴿٨٢﴾

رَبِّ هَبْ لِىْ حُكْمًا وَّ اَلْحِقْنِىْ بِالصّٰلِحِيْنَ ﴿٨٣﴾

وَاجْعَلْ لِّىْ لِسَانَ صِدْقٍ فِى الْاٰخِرِيْنَ ﴿٨٤﴾

وَاجْعَلْنِىْ مِنْ وَّرَثَةِ جَنَّةِ النَّعِيْمِ ﴿٨٥﴾

(سورۃ الشعراء۲۶:۷۸-۸۵،پارہ۱۹)

## ભાવાર્થ

(૭૮) સાંભળી લો ! જેણે મને પેદા ફરમાવ્યો છે, હિદાયતનો માર્ગ પણ મને તે જ બતાવશે.

(૭૯) તે જ મને ખવડાવે છે અને પિવડાવે પણ તે જ છે.

(૮૦) અને જયારે હું બીમાર પડું છું તો તેના જ શિફા આપવાથી મને તંદુરસ્તી હાસિલ થાય છે.

(૮૧) મને મોત પણ તે જ આપશે અને ફરી જીવંત પણ મને તે જ કરશે.

(૮૨) મેં અલ્લાહથી આશા લગાવી રાખી છે કે ઈન્સાફના દિવસે મારી ભૂલચૂકને તે જ માફ કરશે.

(૮૩) હે મારા પરવરદિગાર ! મને દાનિશમંદી અને દાનાઈ (જ્ઞાન, ડહાપણ, બુદ્ધિમત્તા, સમજદારી) અર્પણ કર ! અને મને નેક લોકોની સાથે શામિલ ફરમાવી લે.

(૮૪) અને ભવિષ્યમાં આવનારા લોકોમાં પણ મારી દઅવતની ચર્ચા સચ્ચાઈની બુનિયાદ પર જારી ફરમાવ.

(૮૫) અને મને નેઅમતવાળી જન્નતનો વારસદાર બનાવી દે ! (સૂરએ 'શુઅૂરા', આયત : ૭૮ થી ૮૫)

## ફઝીલત

ઈમામે તરીકત અબુલ કાસિમ કુરૈશી (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે કે,

"મારો એક છોકરો એટલો બીમાર થયો કે મૌતના નજીક પહોંચી ગયો. મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખ્વાબમાં જોયા. આપની ખિદમતે અકદસમાં છોકરાની હાલત બયાન કરી.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "તમે આયાતે શિફાથી મદદ કેમ લેતા નથી ?"

હું જાગ્યો અને વિચાર કર્યો તો આયાતે શિફા ૬ (છ) ઠેકાણે મળી, જેનું વર્ણન ઉપર થઈ ગયું છે." (મદારિજુન્નુબુવ્વહ)

'આયાતે શિફા' પઢીને દમ કરી દે તો પણ ઈન્શાઅલ્લાહ શિફા હાસિલ થશે. અલબત્ત, માસિકવાળી ઔરત જ્યાં સુધી પાક ન થાય ત્યાં સુધી કોઈના પર દમ ન કરે. હા, પાકી હાસિલ થયા પછી ઈજાઝત છે.

★ જો કોઈ ઔરત બીમાર હોય અને તે માસિકની હાલતમાં હોય, તો એવી બીમાર ઔરત પર તેનો પતિ, ભાઈ કે કોઈ હૈઝથી પાક ઔરત દમ કરે તો કંઈ વાંધો નથી.

★ દરેક મુસલમાન મર્દ અને ઔરત આ "આયાતે શિફા"ને યાદ કરી લે તો બેહતર થશે; કે જેથી અચાનક જરૂરત પડવાથી દુઆનો ઉપયોગ કરવામાં કોઈના મોહતાજ થવું ન પડે.

★ નાની નાની બીમારીઓ ઘરોમાં મોટા ભાગે લાહિક થતી રહે છે. એવા મોકા પર કોઈ પણ પાક સાફ મર્દ કે ઔરત બીમાર પર 'આયાતે શિફા' પઢીને દમ કરી દે તો પણ

ઈન્શાઅલ્લાહ શિફા હાસિલ થશે. અલબત્ત માસિકવાળી ઔરત જ્યાં સુધી પાક ન થાય ત્યાં સુધી કોઈના પર દમ ન કરે. હા, પાકી હાસિલ થવા પછી ઈજાઝત છે.

★ બીમાર જો કોઈ ઔરત હોય અને માસિકની હાલતમાં હોય, તો એવી બીમાર ઔર પર તેનો પતિ, ભાઈ કે કોઈ હૈઝથી પાક ઔરત દમ કરે તો કંઈ વાંધો નથી.

નોંધ : શકય હોય તો ઉપર આપેલી દુઆએ ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ને યાદ કરી લે અને દરરોજ જેટલી વખત ચાહે પઢી લે.

## ચિંતાજનક હાલાત અને કફોડી-કપરી પરિસ્થિતિમાં પઢવાની એક અહમ દુઆ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને જઅફર (રદિ.) હઝરત અલી (રદિ.)થી રિવાયત કરે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મને આ (નીચે દર્શાવેલા) કલિમાત શીખવ્યા છે અને આપ (સલ.)એ મને બહુ તાકીદ કરી છે કે, જ્યારે પણ મારી ઉપર કોઈ મુસીબત આવે અથવા મારી સામે કોઈ સખત, ભયાવહ કે કપરા સંજોગો ઊભા થાય તો હું આ કલિમાતને અવશ્ય—અચૂક પઢું :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الْكَرِيْمُ الْعَظِيْمُ ط سُبْحَانَهٗ، تَبَارَكَ اللّٰهُ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ، اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ ط

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને જઅફર (રદિ.) લોકોને આ કલિમાતની તલકીન ફરમાવતા હતા અને આ કલિમાત પઢીને બીમાર વ્યક્તિ પર દમ ફરમાવતા હતા. તદુપરાંત, આપ આ કલિમાત પોતાની તે લડકીઓને પણ શીખવતા હતા,

જેમના નિકાહ અજનબી કે અપરિચિત કુટુંબોમાં થયા હોય (અને જેમના તરફથી કષ્ટ, ત્રાસ કે અનિચ્છનીય વર્તાવ થવાનો ભય હોય).

(નસાઇ, ઇબ્નુસ્સુન્ની, સંદર્ભ : ઇમામ નવવી કૃત અલ્ અઝકાર....૧૦૩)

## પુષ્કળ લાભદાયક કલિમાત

હઝરત બુરયદહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ નીચે દર્શાવેલા કલિમાતને સવારના સમયે (પહેલા યા પછી) પઢશે તો તે માણસ આ કલિમાત પઢતાવેંત અલ્લાહ તઆલાને પોતાના હકમાં કાફી હોવાનો અનુભવ કરશે અને આ કલિમાત પઢવા બદલ અલ્લાહ તઆલાને અજર–સવાબ અર્પણ કરનાર પામશે. આ દસ કલિમાત પૈકી પાંચ દુનિયા વિશે છે અને પાંચ આખિરત વિશે છે :

حَسْبِيَ اللّٰهُ لِدِيْنِيْ،
حَسْبِيَ اللّٰهُ لِمَا اَهَمَّنِيْ،
حَسْبِيَ اللّٰهُ لِمَنْ بَغٰى عَلَيَّ،
حَسْبِيَ اللّٰهُ لِمَنْ حَسَدَنِيْ،
حَسْبِيَ اللّٰهُ لِمَنْ كَادَنِيْ بِسُوْءٍ-

[**અર્થ :** અલ્લાહ મને મારા દીન માટે કાફી છે... અલ્લાહ મને મારી દરેક ફિકર–ચિંતા માટે કાફી છે... અલ્લાહ મને તે માણસ માટે કાફી છે, જે મારા પર ઝિયાદતી (અતિરેક) કરે... અલ્લાહ મને તે માણસ માટે કાફી છે, જે મારી હસદ

(ઈર્ષા) કરે... અલ્લાહ મને તે માણસ માટે કાફી છે, જે મારી સાથે ધોકાબાજી કરે.]

## આખિરત વિશે લાભદાયક કલિમાત

حَسْبِيَ اللّٰهُ عِنْدَ الْمَوْتِ،
حَسْبِيَ اللّٰهُ عِنْدَ الْمَسْأَلَةِ فِي الْقَبْرِ،
حَسْبِيَ اللّٰهُ عِنْدَ الْمِيْزَانِ،
حَسْبِيَ اللّٰهُ عِنْدَ الصِّرَاطِ،
حَسْبِيَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ عَلَيْهِ تَوَكَّلْتُ وَاِلَيْهِ اُنِيْبُ ط

[**અર્થ :** અલ્લાહ મને મોત વખતે કાફી છે... અલ્લાહ મને કબરમાં સવાલ વખતે કાફી છે... અલ્લાહ મને મીઝાન (આ'માલના વજન) વખતે કાફી છે... અલ્લાહ મને પુલસિરાત પાસે કાફી છે... અલ્લાહ મને કાફી છે. તેના સિવાય કોઈ મા'બૂદ નથી. મેં તેના પર જ ભરોસો કર્યો છે અને હું તેની સામે જ રજૂ થાઉં છું.]

## રોઝીમાં વિશાળતા અને વિપુલતા માટે પઢવાની દુઆ

اَللّٰهُمَّ اِنْ كَانَ رِزْقِيْ فِي السَّمَآءِ فَاَنْزِلْهُ، وَاِنْ كَانَ
فِي الْاَرْضِ فَاَخْرِجْهُ، وَاِنْ كَانَ قَلِيْلًا فَكَثِّرْهُ،

وَاِنْ كَانَ كَثِيْرًا فَبَارِكْ لِيْ فِيْهِ، وَانْقُلْهُ اِلَيَّ حَيْثُ كُنْتُ وَلَا تَنْقُلْنِيْ اِلَيْهِ ط

[**અર્થ** : હે અલ્લાહ ! જો મારી રોઝી આસમાનમાં હોય તો તેને નાઝિલ ફરમાવ અને જો જમીનમાં હોય તો તેને બહાર કાઢી દે અને જો ઓછી હોય તો તેમાં વધારો ફરમાવી દે અને જો વધુ હોય તો તેમાં (મારા માટે) બરકત અતા ફરમાવી દે અને એ રોઝીને બહાર કાઢી મારી તરફ મોકલી આપ, ચાહે તે જયાં પણ હોય અને મને તે રોઝી તરફ કદાપિ ચલાવીશ નહિ, ચાહે તે જયાં પણ હોય.]

## દરેક પ્રકારની મુસીબત અને મૂંઝવણ વખતે સહાયરૂપ નીવડતી દુઆ

وَكَفٰى بِاللّٰهِ وَلِيًّا، وَكَفٰى بِاللّٰهِ نَصِيْرًا، وَكَفٰى بِاللّٰهِ حَسِيْبًا، وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا، وَكَفٰى بِرَبِّكَ هَادِيًا وَّنَصِيْرًا، وَكَفٰى بِرَبِّكَ بِذُنُوْبِ عِبَادِهٖ خَبِيْرًا ۢ بَصِيْرًا، وَكَفَى اللّٰهُ الْمُؤْمِنِيْنَ الْقِتَالَ وَكَانَ اللّٰهُ قَوِيًّا عَزِيْزًا ط

## હુસ્ને ખાતિમહ માટે પઢવાની દુઆઓ

દરેક નમાઝ પછી કમસે કમ એક વખત આ દુઆઓ પઢવી. દુઆઓની શરૂઆતમાં અને અંતમાં દુરૂદ શરીફ પઢી લેવું. તદુપરાંત, સૂતી વખતે યા જયારે પણ મોકો મળે ત્યારે આ

દુઆઓનું પઢવું હુસ્ને ખાતિમહ માટે નિમિત્તરૂપ, સબબરૂપ છે.

**★ દુઆ : ૧ ★**

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ○

رَبَّنَا لَا تُزِغۡ قُلُوۡبَنَا بَعۡدَ اِذۡ ہَدَیۡتَنَا وَ ہَبۡ لَنَا مِنۡ لَّدُنۡکَ رَحۡمَۃً ۚ اِنَّکَ اَنۡتَ الۡوَہَّابُ ﴿۸﴾ (آلِ عمران ۳:۸)

فَاطِرَ السَّمٰوٰتِ وَ الۡاَرۡضِ ۟ اَنۡتَ وَلِیّٖ فِی الدُّنۡیَا وَ الۡاٰخِرَۃِ ۚ تَوَفَّنِیۡ مُسۡلِمًا وَّ اَلۡحِقۡنِیۡ بِالصّٰلِحِیۡنَ ﴿۱۰۱﴾ (یوسف ۱۲:۱۰۱)

اَللّٰھُمَّ اجۡعَلۡ خَیۡرَ زَمَانِیۡ اٰخِرَہٗ وَخَیۡرَ عَمَلِیۡ خَوَاتِمَہٗ وَخَیۡرَ اَیَّامِیۡ یَوۡمَ لِقَائِکَ فِیۡہِ. یَاوَلِیَّ الۡاِسۡلَامِ ثَبِّتۡنِیۡ بِہٖ حَتّٰی اَلۡقَاکَ وَاَسۡعِدۡنِیۡ بِتَقۡوٰکَ وَلَا تُشۡقِنِیۡ بِمَعۡصِیَتِکَ ط

[**અર્થ** : હે અમારા પરવરદિગાર ! જ્યારે તેં અમને હિદાયત આપી તો પછી અમારાં દિલોને (અવળા માર્ગે) વાળીશ નહિ અને પોતાની પાસેથી અમને રહમત અર્પણ કર. બેશક, તું જ સઘળું આપનાર છે... હે આકાશો અને પૃથ્વીના સર્જનહાર ! દુનિયા અને આખિરતમાં તું જ મારો કારસાઝ (કાર્યસાધક) છે. મને મુસલમાનની હાલતમાં મૌત આપજે અને નેક લોકો સાથે મારો ઉઠાવ કરજે... હે અલ્લાહ ! મારી ઉંમરના આખરી દિવસોને ઉંમરના બેહતરીન દિવસો બનાવજે, સૌથી બેહતર જમાનો મારો અંતિમ જમાનો બનાવજે અને મારા આ'માલમાં સૌથી સારો અમલ મારો અંતિમ અમલ બનાવજે અને મારો સૌથી શ્રેષ્ઠ દિવસ તે અંતિમ દિવસ

બનાવજે, જ્યારે હું તને મળું તે દિવસને મારો સૌથી ઉત્તમ દિવસ બનાવજે... હે ઈસ્લામના માલિક ! મને ઈસ્લામ પર સાબિત કદમ (અડગ) રાખજે. અહિંયા સુધી કે હું તારી મુલાકાત કરું અને મને પોતાના તકવા (ખૌફ) દ્વારા સઆદત અતા ફરમાવજે અને તું મને પોતાની મઅસિયત (પાપાચાર) દ્વારા બદબખ્ત બનાવીશ નહિ.]

★ દુઆ : ૨ ★

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ○

سُبۡحَانَ الۡاَبَدِيِّ الۡاَبَدِط سُبۡحَانَ الۡوَاحِدِ الۡاَحَدِط سُبۡحَانَ الۡفَرۡدِ الصَّمَدِط سُبۡحَانَ رَافِعِ السَّمَآءِ بِغَيۡرِ عَمَدٍط سُبۡحَانَ مَنۡ بَسَطَ الۡاَرۡضَ عَلٰى مَاءٍ جَمَدٍط سُبۡحَانَ مَنۡ خَلَقَ الۡخَلۡقَ فَاَحۡصَاهُمۡ عَدَدًاط سُبۡحَانَ مَنۡ قَسَّمَ الرِّزۡقَ وَلَمۡ يَنۡسَ اَحَدًاط سُبۡحَانَ الَّذِىۡ لَمۡ يَتَّخِذۡ صَاحِبَةً وَّلَا وَلَدًاط سُبۡحَانَ الَّذِىۡ لَمۡ يَلِدۡ وَلَمۡ يُوۡلَدۡ وَلَمۡ يَكُنۡ لَّهٗ كُفُوًا اَحَدٌط

[**અર્થ** : પાક છે તે ઝાત જે હંમેશાથી હતી, હંમેશા છે અને હંમેશા રહેશે... પાક છે તે ઝાત, જે એકલો જ, અદ્વિતીય (અજોડ) છે... પાક છે તે ઝાત જે બેનિયાઝીમાં પણ અજોડ છે... પાક છે તે ઝાત જેણે સ્તંભ (ટેકા) વિના આકાશોને ઊભા કર્યાં છે... પાક છે તે ઝાત જેણે થીજેલા પાણી પર પૃથ્વીને બિછાવી દીધી છે... પાક છે તે ઝાત જેનું સર્જન અગણિત

છે... પાક છે તે ઝાત જે તમામ મખલૂકને રોઝી પહોંચાડવાનું ભૂલતો નથી... પાક છે તે ઝાત જેને ન તો બીવી છે, ન બચ્ચાં... પાક છે તે ઝાત જેની કોઈ અવલાદ નથી અને તે કોઈની અવલાદ નથી અને તેના સમકક્ષ બીજો કોઈ જ નથી.

**★ દુઆ : 3 ★**

આ દુઆને દરરોજ દરેક નમાઝ પછી સાચા દિલે અને સાચી નિય્યતે પઢે :

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ۝

اَللّٰهُمَّ اِنِّيۡٓ اَسۡئَلُكَ اِيۡمَانًا كَامِلًا وَّيَقِيۡنًا صَادِقًا وَّرِزۡقًا وَّاسِعًا حَلَالًا طَيِّبًا وَّقَلۡبًا خَاشِعًا وَّلِسَانًا ذَاكِرًا وَّتَوۡبَةً نَّصُوۡحًا وَّتَوۡبَةً قَبۡلَ الۡمَوۡتِ وَرَاحَةً عِنۡدَ الۡمَوۡتِ وَمَغۡفِرَةً وَّرَحۡمَةً بَعۡدَ الۡمَوۡتِ وَالۡعَفۡوَ عِنۡدَ الۡحِسَابِ وَالۡفَوۡزَ بِالۡجَنَّةِ وَالنَّجَاةَ مِنَ النَّارِ ط بِرَحۡمَتِكَ يَا عَزِيۡزُ يَا غَفَّارُ ط رَبِّ زِدۡنِيۡ عِلۡمًا وَّاَلۡحِقۡنِيۡ بِالصَّالِحِيۡنَ ط

[**અર્થ :** હે અલ્લાહ ! મને કામિલ (સંપૂર્ણ) ઈમાન, સાચું યકીન, વિશાળ–હલાલ–પવિત્ર રોઝી, ડરનારું દિલ, ઝિક્ર કરનાર ઝુબાન, ખાસ તૌબા, મૌતથી પહેલાં તૌબા, મૌત વખતે રાહત, મૌત પછી મગફિરત અને રહમત નસીબ ફરમાવ... (હે અલ્લાહ !) હિસાબના દિવસે માફી તથા જન્નત (પ્રવેશ)માં કામિયાબી અને દોઝખથી નજાત અતા ફરમાવ... હે મહા બળવાન ! હે મહા ક્ષમાવાન ! તારી રહમતના તુફેલથી (મારી આ દુઆઓને કબૂલ ફરમાવ)... હે મારા પરવરદિગાર ! તું મારા ઈલ્મમાં વધારો કર અને મને નેક

લોકોમાં શામિલ કરી દે, (આમીન !).

## મુશ્કેલ કામની આસાની માટે અને સંકટ સમયે પઢવાની દુઆ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝
اَللّٰهُمَّ لَا سَهْلَ اِلَّا مَا جَعَلْتَهٗ سَهْلًا وَّاَنْتَ
تَجْعَلُ الْحَزْنَ سَهْلًا اِذَا شِئْتَ ط

[**અર્થ :** હે અલ્લાહ ! કોઈ પણ કામ આસાન નથી, સિવાય કે જેને તું આસાન કરી દે અને જ્યારે તું ચાહે છે ત્યારે પથરીલી જમીન (મુશ્કેલ કામો)ને પણ નરમ અને હમવાર (સપાટ) કરી દે છે.] (હિસ્ને હસીન)

## ઝુલ્મ, આફત, મુસીબત, જાદૂ અને શયતાનની શરારતથી હિફાઝતની દુઆ

નીચે દર્શાવેલી દુઆ હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના ખાસ ખાદિમ હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)ને અચાનક આવી પડતી મુસીબતો અને દુર્ઘટનાઓથી બચવા માટે શિખવાડી હતી. આ દુઆની બરકતથી તેઓ દરેક પ્રકારના ઝુલ્મ–સિતમ અને ફિત્નાઓથી મહફૂઝ રહ્યા. ઘણા સહાબએ કિરામ (રદિ.)નો આ મા'મૂલ (નિત્યક્રમ) રહ્યો હતો. સવાર–સાંજ એક વખત આ દુઆ પઢયા કરો. ઝાલિમના ઝુલ્મથી, જાદૂગરના જાદૂથી, શયતાનની શરારતથી અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવશે અને કોઈ પ્રકારની તકલીફ અને આફત પહોંચશે નહિ, ઈન્શા અલ્લાહ...... દુઆ આ પ્રમાણે છે :

بِسْمِ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ، مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ، لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ، بِسْمِ اللّٰهِ عَلٰى دِيْنِىْ وَنَفْسِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى اَهْلِىْ وَمَالِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى كُلِّ شَىْءٍ اَعْطَانِيْهِ رَبِّىْ، بِسْمِ اللّٰهِ خَيْرِ الْاَسْمَاءِ بِسْمِ اللّٰهِ رَبِّ الْاَرْضِ وَالسَّمَآءِ، بِسْمِ اللّٰهِ الَّذِىْ لَايَضُرُّ مَعَ اِسْمِهٖ دَاءٌ، بِسْمِ اللّٰهِ افْتَتَحْتُ وَعَلَى اللّٰهِ تَوَكَّلْتُ، لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ، لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ، لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ، وَاللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، لَآاِلٰهَ اِلَّا اللّٰهُ الْحَلِيْمُ الْكَرِيْمُ، لَآاِلٰهَ اِلَّا اللّٰهُ الْعَلِىُّ الْعَظِيْمُ، تَبَارَكَ اللّٰهُ رَبُّ السَّمٰوٰتِ السَّبْعِ وَرَبُّ الْعَرْشِ الْعَظِيْمِ، وَرَبُّ الْاَرَضِيْنَ، وَمَا بَيْنَهُمَا، وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ، عَزَّ جَارُكَ وَجَلَّ ثَنَاؤُكَ، وَلَآاِلٰهَ غَيْرُكَ، اِجْعَلْنِىْ فِىْ جِوَارِكَ مِنْ شَرِّ كُلِّ ذِىْ شَرٍّ، وَمِنْ شَرِّ الشَّيْطَانِ الرَّجِيْمِ، اِنَّ وَلِيِّ ے اللّٰهُ الَّذِىْ نَزَّلَ الْكِتَابَ وَهُوَ يَتَوَلَّى الصَّالِحِيْنَ، فَاِنْ تَوَلَّوْا فَقُلْ حَسْبِىَ اللّٰهُ لَآاِلٰهَ اِلَّا هُوَ، عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ط

(અલ્લામહ જલાલુદ્દીન સુયૂતી રહ. કૃત "જમ્ઉલ જવામેઅ્," "તારીખે ઈબ્ને અસાકિર," અબુશ્શૈખ રહ. કૃત "કિતાબુસ્વાબ," શૈખ અબ્દુલ હક મુહદ્દિસ રહ. કૃત "ઈસ્તીનાસુ અનવારિલ કબિસ ફી શર્હિ દુઆઈ અનસ," સંદર્ભ : "આપકે મસાઈલ ઔર ઉન્કા હલ" : ૮/૨૩૩–૨૩૪, "કન્ઝુલ ઉમ્માલ" : ભાગ–૨, પેજ : ૨૮૨/૨૮૩)

## માં-બાપનો હક અદા કરવાની દુઆ

અલ્લામહ અયની (રહ.)એ શર્હે બુખારીમાં એક હદીષ નકલ ફરમાવી છે કે, જો કોઇ વ્યક્તિ એક વખત આ (નીચે

દર્શાવેલી) દુઆ પઢશે અને પછી દુઆ કરશે કે, હે અલ્લાહ ! આનો સવાબ મારાં વાલિદૈનને પહોંચાડી દે, તો જાણે તેણે પોતાના વાલિદૈનનો હક અદા કરી દીધો. તે દુઆ આ પ્રમાણે છે :

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ وَرَبِّ الْعٰلَمِيْنَ وَلَهُ الْكِبْرِيَآءُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ط اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ وَرَبِّ الْعٰلَمِيْنَ وَلَهُ النُّوْرُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ط

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન, રબ્બિસ્સમાવાતિ વ રબ્બિલ્ અર્દિ રબ્બિલ્ આલમીન, વ લહુલ્ કિબ્રિયાઉ ફિસ્સમાવાતિ વલ્અર્દિ વહુવલ્ અઝીઝુલ્ હકીમ. અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિસ્સમાવાતિ વ રબ્બિલ્ અર્દિ વ રબ્બિલ્ આલમીન, વ લહુન્નૂરુ ફિસ્સમાવાતિ વલ્અર્દિ વ હુવલ્ અઝીઝુલ્ હકીમ.**

## દુઆની કબૂલિય્યત માટે સહાયરૂપ

اَللّٰهُمَّ يَا وَدُوْدُ يَا ذَا الْعَرْشِ الْمَجِيْدُ يَا مُبْدِئُ يَا مُعِيْدُ يَا فَعَّالٌ لِّمَا يُرِيْدُ يَا ذَا الْعِزَّةِ الَّتِيْ لَا تُرَامُ وَالْمُلْكِ الَّذِيْ لَا يُضَامُ يَا مَنْ عَلٰى نُوْرِهٖ اَرْكَانُ عَرْشِهٖ يَا مُغِيْثُ اَغِثْنِيْ، يَا مُغِيْثُ اَغِثْنِيْ يَا مُغِيْثُ اَغِثْنِيْ اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

[**અર્થ :** હે અલ્લાહ ! હે બહુ પ્રેમાળ ઝાત ! હે અર્શના માલિક, જે મહાન છે ! હે (સર્જનની) શરૂઆત કરનાર ! હે ફરી સજીવન કરનાર ! હે તે ઝાત, જે કોઈ ચીજ કરવા ચાહે છે તો તેને પુષ્કળ પ્રમાણમાં કરે છે. હે એવી ઈઝઝતવાન ઝાત, જેને માટે અસ્ત કે નાશ નથી અને એવી બાદશાહી ધરાવનાર ઝાત, જેના પર ઝુલ્મ– સિતમ કરી શકાતો નથી. હે એવી ઝાત, જેના અર્શના અરકાન (સ્તંભ) તેના નૂર પર કાયમ (સ્થિર) છે. હે ફરિયાદ સાંભળનાર ! મારી ફરિયાદ સાંભળી લે. હે ફરિયાદ સાંભળનાર ! મારી ફરિયાદ સાંભળી લે. હે ફરિયાદ સાંભળનાર ! મારી ફરિયાદ સાંભળી લે. બેશક, તું દરેક ચીજ પર શક્તિમાન છે.]

## દુઆએ હાજાત

જે માણસ દરેક નમાઝ પછી નીચે લખેલ દુઆ પાબંદીથી પઢે અને ખાસ કરીને જુમ્આની નમાઝ પછી પઢે તો અલ્લાહ તઆલા દરેક ખૌફની વસ્તુથી એની હિફાઝત કરશે અને દુશ્મનો સામે એની મદદ કરશે અને એને માલદાર કરી આપશે અને એને એવી જગ્યાએથી રોઝી પહોંચાડશે જ્યાં એનો ખ્યાલ પણ ન જાય અને ઝિંદગી એની ઉપર આસાન કરી આપશે અને એનું કર્ઝ અદા કરી આપશે. ભલે એનું કર્ઝ પહાડ બરાબર હોય, અલ્લાહ તઆલા પોતાના ફઝલો–કરમથી એને પૂરું કરાવી આપશે. દુઆ આ છે :

يَااَللّٰهُ يَااَحَدُ يَاوَاحِدُ يَامَوْجُوْدُ يَاجَوَّادُ يَابَاسِطُ
يَاكَرِيْمُ يَاوَهَّابُ يَاذَاالطَّوْلِ يَاغَنِيُّ يَامُغْنِيُّ يَافَتَّاحُ
يَارَزَّاقُ يَاعَلِيْمُ يَاحَكِيْمُ يَاحَيُّ يَاقَيُّوْمُ يَارَحْمٰنُ

يَارَحِيْمُ يَابَدِيْعَ السَّمٰوٰتِ وَالْاَرْضِ يَاذَاالْجَلَالِ وَالْاِكْرَامِ
يَاحَنَّانُ يَامَنَّانُ نَفِّحْنِىْ مِنْكَ بِنَفْحَةٍ خَيْرٍ تُغْنِيْنِىْ بِهَا
عَمَّنْ سِوَاكَ اِنْ تَسْتَفْتِحُوْا فَقَدْ جَآءَكُمُ الْفَتْحُ اِنَّا فَتَحْنَا
لَكَ فَتْحًا مُّبِيْنًاط نَصْرٌ مِّنَ اللّٰهِ وَفَتْحٌ قَرِيْبٌ، اَللّٰهُمَّ يَاغَنِىُّ
يَاحَمِيْدُ يَامُبْدِئُ يَامُعِيْدُ يَاوَدُوْدُ يَاذَاالْعَرْشِ الْمَجِيْدُ
يَافَعَّالٌ لِّمَا يُرِيْدُط اِكْفِنِىْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ وَاَغْنِنِىْ
بِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ وَاحْفَظْنِىْ بِمَا حَفِظْتَ بِهِ الذِّكْرَ
وَانْصُرْنِىْ بِمَا نَصَرْتَ بِهِ الرُّسُلَ اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌط

[**અર્થ** : હે અલ્લાહ ! હે એકલે એકલી ઝાત ! હે એકાકી ઝાત ! હે મવજૂદ ! હે બહુ સખી ! હે ફેલાવનાર ઝાત ! હે કરમ કરનાર ! હે બહુ અર્પણ કરનાર ! હે બખશિશ કરનાર ! હે બેનિયાઝ ! હે બેનિયાઝ કરનાર ! હે પુષ્કળ રોઝી અર્પણ કરનાર ! હે બહુ જાણનાર ! હે હિકમતવાન ! હે હંમેશા રહેનાર ઝાત ! હે નિગેહબાન ! હે બહુ દયાળુ ! હે બહુ કૃપાળુ ! હે આકાશો અને પૃથ્વીને નમૂના વગર પેદા કરનાર ! હે જલાલવંત અને કરમ કરનાર ઝાત ! હે બહુ મહેરબાન ! હે એહસાન કરનાર ! મને પોતાના તરફથી એવી સુંદર ખુશ્બૂ અતા ફરમાવ, જે તારા સિવાય તમામ (મખ્લૂક)થી મને બેપરવા કે બેનિયાઝ કરી દે. જો તમે કામિયાબી ચાહતા હો તો આ (જાણી લો) કે કામિયાબી આવી ચૂકી છે. બેશક, અમે આપ (સલ.)ને સ્પષ્ટ કામિયાબી અતા કરી છે. અલ્લાહ તઆલા તરફથી મદદ અને કરીબી ફતહ(ની ઉમ્મીદ છે). હે

અલ્લાહ ! હે બેનિયાઝ ! હે કાબિલે તા'રીફ ! હે (સર્વપ્રથમ) પેદા કરનાર ! હે બીજી વાર સજીવન કરનાર ! હે પુષ્કળ મુહબ્બત કરનાર ! હે અર્શના મહાન માલિક ! હે ચાહે તે કામ પાર પાડનાર ! પોતે હલાલ કરેલી બાબતો દ્વારા પોતે હરામ કરેલી બાબતોથી મને બેપરવા કે બેનિયાઝ કરી દે અને પોતાના ફઝલ દ્વારા પોતાની ઝાત સિવાય તમામ (મખ્લૂક)થી મને બેપરવા કરી દે અને જે માધ્યમ (ઝરીઅહ) દ્વારા તેં પોતાના કલામની હિફાઝત ફરમાવી છે, એ જ માધ્યમ દ્વારા મારી પણ હિફાઝત ફરમાવ અને જે માધ્યમો દ્વારા તેં પોતાના રસૂલોની હિફાઝત ફરમાવી હતી, તે માધ્યમો દ્વારા મારી પણ હિફાઝત ફરમાવ. બેશક, તું દરેક ચીજ પર શક્તિમાન છે.

(હરત સૂરહ : ૧૫૩)

## ઘરમાં ઈત્તિફાક

ઘરવાળાઓમાં અને પરિવારજનોમાં મતભેદ, ઘર–કંકાસ અથવા ના–ઈત્તિફાકી ઊભી થઈ જાય તો "બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ" સાત વખત પઢીને ખાણા પર દમ કરી સૌ ઘરવાળા એને ખાતા રહે, પરસ્પર મુહબ્બત, એકતા અને મનમેળ પેદા થઈ જશે, ઈન્શાઅલ્લાહ.

## યાદશકિત વધારવા માટે

"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ" ૭૮૬ વખત સૂર્યોદય (તુલૂએ આફતાબ)થી દસ મિનિટ પહેલાં પઢવાનું શરૂ કરે, એટલે સુધી કે (૭૮૬ની) સંખ્યા પૂરી થઈ જાય. પછી પાણી પર દમ કરીને પિવડાવે. બહુ મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે.

## જહન્નમના અઝાબથી નજાત

اَللّٰهُمَّ اِنِّىْ اَصْبَحْتُ اُشْهِدُكَ وَاُشْهِدُ حَمَلَةَ عَرْشِكَ وَمَلٰٓئِكَتَكَ وَجَمِيْعَ خَلْقِكَ اِنَّكَ اَنْتَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ وَحْدَكَ لَاشَرِيْكَ لَكَ وَاَنَّ مُحَمَّدًا عَبْدُكَ وَرَسُوْلُكَ ط

આ કલિમાતને સવાર–સાંજ ચાર વખત પઢવા. હદીષ શરીફમાં છે કે, જે માણસ એક વાર પઢશે, તો અલ્લાહ તઆલા એના એક ચતુર્થાંશ (ચોથાઈ) વુજૂદને (જહન્નમના અઝાબથી) આઝાદ કરી દેશે અને જે માણસ બે વખત પઢશે તો એના અડધા વુજૂદને આઝાદ કરી દેશે. જે માણસ ત્રણ વાર પઢશે તો એના પોણા વુજૂદને આઝાદ કરી દેશે અને જે ચાર વાર પઢશે તો એના આખા વુજૂદને માફ કરી દેશે.

(નૂરે મુબીન શર્હે હિસ્ને હસીન : ૯૬)

## કલિમાતે આખિરત

હઝરત સુવૈદ ઈબ્ને ગફલહ (રદિ.) ફરમાવે છે કે, હઝરત અલી (રદિ.) એક વાર ફાકા (ભૂખમરા)માં સપડાઈ ગયા, તો એમણે હઝરત ફાતિમા (રદિ.)ને કહ્યું કે જો તમે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં જઈને કંઈક માંગી લાવો તો સારું છે. એટલે હઝરત ફાતિમા (રદિ.) રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયાં. તે સમયે આપ (સલ.)ની પાસે ઉમ્મે અયૂમન (રદિ.) મવજૂદ હતાં. હઝરત ફાતિમા (રદિ.)એ દરવાજો ખખડાવ્યો. રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ

હઝરત ઉમ્મે અયૂમન (રદિ.)ને ફરમાવ્યું : "આ ખડખડાટ તો ફાતિમા (રદિ.)નો છે. આજે આ સમયે આવી છે. પહેલાં કદી આ સમયે આવતી ન હતી." પછી હઝરત ફાતિમા (રદિ.) અંદર ગયાં અને અરજ કરી કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ફરિશ્તાઓનું ખાણું "લા ઈલા–હ ઈલ્લલ્લાહ", "સુબ્હાનલ્લાહ" અને "અલ્હમ્દુ લિલ્લાહ" કહેવું છે. અમારું–આપણું ખાણું શું છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : તે ઝાતની કસમ, જેણે મને હક આપીને મોકલ્યો છે, મુહમ્મદ (સલ.)ના ખાનદાનના કોઈ ઘરમાં ત્રણ દિવસથી આગ સળગી નથી. અમારી પાસે અમુક બકરીઓ આવી છે. જો તમે ચાહો તો તમને પાંચ બકરીઓ આપી દઉં અને જો તમે ચાહો તો તમને તે પાંચ કલિમાત શિખવાડી દઉં, જે હઝરત જિબ્રઈલ (અલૈ.)એ મને શિખવાડયા છે. હઝરત ફાતિમા (રદિ.)એ અરજ કરી : નહિ; બલકે મને તો તે પાંચ કલિમાત જ શિખવાડી દો, જે આપ (સલ.)ને હઝરત જિબ્રઈલ (અલૈ.)એ શિખવાડયા છે. હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : તમે આ પ્રમાણે પઢયા કરો :

يَا اَوَّلَ الْاَوَّلِيْنَ وَيَا اٰخِرَ الْاٰخِرِيْنَ وَيَا ذَا الْقُوَّةِ الْمَتِيْنِ
وَيَا رَاحِمَ الْمَسَاكِيْنَ وَيَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ط

પછી હઝરત ફાતિમા (રદિ.) પાછાં ચાલ્યાં ગયાં. જ્યારે હઝરત અલી (રદિ.)ની પાસે પહોંચ્યાં તો હઝરત અલી (રદિ.)એ પૂછયું : શું થયું ? હઝરત ફાતિમા (રદિ.)એ જવાબ દીધો : હું તો આપ (સલ.)ની પાસે દુનિયા લેવા માટે ગઈ હતી; પરંતુ ત્યાંથી આખિરત લઈને આવી છું. હઝરત અલી

(રદિ.)એ કહ્યું : (વાત આવી જ છે) તો ખરેખર, આ દિવસ તમારો સૌથી બેહતરીન દિવસ છે. (હયાતુસ્સહાબા : ૩/૫૬)

## રોઝીની વિશાળતા માટે મુજર્રબ અમલ

હઝરત મવલાના શાહ અબ્દુલ ગની ફૂલપૂરી (રહ.)એ ફરમાવ્યું કે, હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિરે મક્કી (રહ.)થી મન્કૂલ છે કે, જે માણસ સવારે સિત્તેર વખત પાબંદીથી આ (નીચે વર્ણવેલી) આયત પઢયા કરશે, તો તે રોઝીની તંગીથી મહફૂઝ રહેશે. ફરમાવ્યું : આ બહુ મુજર્રબ (અનભવસિદ્ધ) અમલ છે :

اَللّٰهُ لَطِيْفٌۢ بِعِبَادِهٖ يَرْزُقُ مَنْ يَّشَآءُ ۚ
وَهُوَ الْقَوِيُّ الْعَزِيْزُ ﴿١٩﴾ (الشورىٰ ٤٢:١٩)

(મઆરિફુલ કુર્આન : ૭/૬૮૭)

## દરેક પ્રકારની પરેશાનીથી છુટકારો

બુખારી શરીફ અને મુસ્લિમ શરીફમાં છે કે, હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જ્યારે કોઈ બેચેની અને પરેશાનીનો સામનો કરવો પડતો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુઆ પઢતા હતા :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الْعَظِيْمُ الْحَلِيْمُ ط لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ
الْعَرْشِ الْعَظِيْمِ ط لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ السَّمٰوٰتِ
وَرَبُّ الْاَرْضِ وَرَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ط

ઈમામ તબરી (રહ.)એ ફરમાવ્યું કે સલફે સાલિહીન (પૂર્વજ બુઝુર્ગો) આ દુઆને "દુઆએ કર્બ" તરીકે ઓળખતા હતા અને મુસીબત તથા પરેશાની વખતે આ કલિમાત પઢીને દુઆ માંગતા રહેતા હતા. (કુર્તુબી, મઆરિફુલ કુર્આન : ૪/૫૧૧)

## દુઆઓની કબૂલિય્યત માટે અલ્લાહ તઆલાની પસંદનીય હમ્દ

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ كُلُّهٗ وَلَكَ الشُّكْرُ كُلُّهٗ وَلَكَ الْمُلْكُ كُلُّهٗ وَلَكَ الْخَلْقُ كُلُّهٗ بِيَدِكَ الْخَيْرُ كُلُّهٗ وَاِلَيْكَ يَرْجِعُ الْاَمْرُ كُلُّهٗ اَسْئَلُكَ الْخَيْرَ كُلَّهٗ وَاَعُوْذُبِكَ مِنَ الشَّرِّ كُلِّهٖ وَلَكَ الْحَمْدُ كَمَا اَنْتَ اَهْلُهٗ وَصَلِّ عَلٰى مُحَمَّدٍ كَمَا اَنْتَ اَهْلُهٗ وَافْعَلْ بِنَا مَا اَنْتَ اَهْلُهٗ فَاِنَّكَ اَنْتَ اَهْلُ التَّقْوٰى وَاَهْلُ الْمَغْفِرَةِ، اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ فِي الْحَالِ وَلَكَ الْحَمْدُ فِي الْمَالِ وَلَكَ الْحَمْدُ عَلٰى سَابِغِ نِعَمِكَ، اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ حَتّٰى تَرْضٰى، اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ بَعْدَ الرِّضَا، اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ حَمْدًا خَالِدًا مَّعَ خُلُوْدِكَ وَلَكَ الْحَمْدُ حَمْدًا كَثِيْرًا وَّلَكَ الْحَمْدُ حَمْدًا كَمَا يَنْبَغِيْ لِجَلَالِ وَجْهِكَ وَعَظِيْمِ سُلْطَانِكَ وَلَكَ الْحَمْدُ فِي الْاُوْلٰى وَلَكَ الْحَمْدُ فِي الْاٰخِرَةِ ط

**અલ્લાહુમ્મ લકલ્ હમ્દુ કુલ્લુહૂ વ લકશ્શુક્રુ કુલ્લુહૂ વ લકલ્ મુલ્કુ કુલ્લુહૂ વ લકલ્ ખલ્કુ કુલ્લુહૂ બિયદિકલ્ ખય્રુ કુલ્લુહૂ વ ઇલય્ક યર્જિઉલ્ અમ્રુ કુલ્લુહૂ અસ્અલુકલ્ ખય્ર કુલ્લહૂ વ અઊઝુ બિ-ક મિનશ્શર્રિ કુલ્લિહી વ લકલ્ હમ્દુ કમા અન્ત અહ્લુહૂ વ સલ્લિ અલા મુહમ્મદિન્ કમા અન્ત અહ્લુહૂ વફ્અલ્ બિના મા અન્ત અહ્લુહૂ ફઇન્નક અન્ત અહ્લુત્તક્વા વ અહ્લુલ્ મગફિરહ. અલ્લાહુમ્મ લકલ્ હમ્દુ ફિલ્ હાલિ વ લકલ્ હમ્દુ ફિલ્ માલિ વ લકલ્ હમ્દુ અલા સાબિગી નિઅમિક. અલ્લાહુમ્મ લકલ્ હમ્દુ હત્તા તર્દા. અલ્લાહુમ્મ લકલ્ હમ્દુ બઅ્દર્રિદા. અલ્લાહુમ્મ લકલ્ હમ્દુ હમ્દન્ ખાલિદમ્ મ-અ ખુલૂદિ-ક વ લકલ્ હમ્દુ હમ્દન્ કષીરંવ્ વ લકલ્ હમ્દુ હમ્દન્ કમા યમ્બગી લિજલાલિ વજ્હિ-ક વ અઝીમિ સુલ્તાનિ-ક વ લકલ્ હમ્દુ ફિલ્ ઊલા વ લકલ્ હમ્દુ ફિલ્ આખિરહ.**

## જાની અને માલી દુર્ઘટનાઓથી બચવાનો વઝીફો

હઝરત તલક ઈબ્ને હબીબ (રહ.) ફરમાવે છે કે એક માણસ હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)ની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે, "આપનું મકાન સળગી ગયું છે." આપે ફરમાવ્યું : "સળગ્યું નથી." પછી બીજા માણસે આ જ સમાચાર સંભળાવ્યા. આપે ફરમાવ્યું : "સળગ્યું નથી." પછી બીજા એક માણસે આવીને કહ્યું : "હે અબૂ દરદાઅ્ ! આગની જ્વાળાઓ અને આગના લપકારા બહુ જ બુલંદ થયા; પરંતુ જ્યારે આપના મકાન સુધી આગ પહોંચી તો આગ હોલવાઈ ગઈ." આપે ફરમાવ્યું : "હું સારી પેઠે જાણતો હતો

કે, અલ્લાહ તઆલા એવું કંઈ કરશે નહિ (કે જેથી મારું મકાન સળગી ઊઠે), કારણ કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું છે કે, જે માણસ સવારના સમયે આ (નિમ્ન લિખિત) કલિમાત પઢી લેશે, તો સાંજ સુધી એને કોઈ મુસીબત પહોંચશે નહિ અને સાંજના સમયે આ કલિમાત પઢી લેશે, તો સવાર સુધી એને કોઈ મુસીબત પહોંચશે નહિ." (મેં સવારે આ કલિમાત પઢયા હતા, એ કારણે મને યકીન હતું કે મારું મકાન સળગી શકશે નહિ). તે કલિમાત આ પ્રમાણે છે :

اَللّٰهُمَّ اَنْتَ رَبِّیْ لَآاِلٰهَ اِلَّا اَنْتَ عَلَیْکَ تَوَكَّلْتُ وَاَنْتَ رَبُّ الْعَرْشِ الْکَرِیْمِ ط مَاشَآءَ اللّٰهُ کَانَ وَمَالَمْ یَشَأْلَمْ یَکُنْ وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّابِاللّٰهِ الْعَلِیِّ الْعَظِیْمِ ط اَعْلَمُ اَنَّ اللّٰهَ عَلٰی کُلِّ شَیْءٍ قَدِیْرٌ ط وَاَنَّ اللّٰهَ قَدْ اَحَاطَ بِکُلِّ شَیْءٍ عِلْمًا ط اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ شَرِّ نَفْسِیْ وَمِنْ شَرِّ کُلِّ دَآبَّةٍ اَنْتَ اٰخِذٌ بِنَاصِیَتِهَا اِنَّ رَبِّیْ عَلٰی صِرَاطٍ مُّسْتَقِیْمٍ ط

(દયલમી, સંદર્ભ : કન્ઝુલ ઉમ્માલ : ૨/૧૬૨–૧૬૩, નવવી કૃત "ઈબ્નુસ્સુન્ની", સંદર્ભ : અલ અઝ્કાર : ૭૫)

## શફાઅત વાજિબ થશે

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ الْقَآئِمَةِ وَالصَّلٰوةِ النَّافِعَةِ صَلَّی اللّٰهُ عَلٰی مُحَمَّدٍ وَّارْضَ عَنِّیْ رِضًا لَّاتَسْخَطُ بَعْدَهٗ اَبَدًا ط

**ફઝીલત :** રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : જે માણસ આ દુરૂદ શરીફ પઢશે તો તેના માટે મારી શફાઅત વાજિબ છે. (તબરાની)

## એક મુફીદ દુઆ

اَللّٰهُمَّ عَافِنِىْ فِىْ بَدَنِىْ اَللّٰهُمَّ عَافِنِىْ فِىْ سَمْعِىْ
اَللّٰهُمَّ عَافِنِىْ فِىْ بَصَرِىْ لَآ اِلٰهَ اِلَّا اَنْتَؕ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુઆને સવાર–સાંજ ત્રણ–ત્રણ વાર પઢતા રહેતા હતા. (અબૂ દાવૂદ)

## નઝરે બદથી હિફાઝત

હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)થી મરફૂઅન્ રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

જે માણસ કોઈ ચીજને જુએ અને તે ચીજ તેને સારી લાગે અને પછી તે –

مَاشَآءَ اللّٰهُ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِؕ

**"મા શાઅલ્લાહુ લા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ"**

પઢી લે, તો એ ચીજને નઝરે બદ (બૂરી નજર) લાગશે નહિ.

(ઈબ્નુસ્સુન્ની, તોહ્ફ–એ–હુફ્ફાઝ : ૩૫૬, ફઝાઈલે હુફ્ફાઝે કુર્આન : ૧/૧૦૦૧)

## વિશેષતાઓ પ્રાપ્ત કરવાની રીત

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "છે કોઈ એવી વ્યક્તિ કે જે આ વાતો પર જાતે અમલ કરે અથવા ઓછામાં ઓછું એ લોકોને જણાવી દે કે જેઓ આ વાતો પર અમલ કરે."

હું બોલ્યો : "યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું હાજર છું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારો હાથ પકડયો અને આ પાંચ વાતો ગણાવી :

(૧) ફરમાવ્યું, "હરામ વાતોથી દૂર રહેજો, મોટા ઈબાદતગુજારોમાં તમારી ગણના થશે.

(૨) અલ્લાહ તઆલા જે કંઈ તમારી તકદીર (ભાગ્ય)માં લખી ચૂક્યો છે એના પર રાજી રહેશો તો મોટા બેનિયાઝ (નિઃસ્પૃહ) બંદાઓ પૈકીના થઈ જશો.

(૩) પોતાના પાડોશી સાથે સદ્‌વર્તન કરતા રહેજો, ઈમાનવાળા (મો'મિન) બની જશો.

(૪) જે વાતને પોતાના માટે ચાહો છો એ જ બીજાઓ માટે પસંદ કરજો, સંપૂર્ણ મુસલમાન બની જશો.

(૫) અને ખડખડાટ હસવાનું ટાળજો, કારણ કે ખડખડાટ હસવાથી હૃદય મૃત બની જાય છે."

(મુસ્નદે અહમદ, તિરમિઝી, તર્જુમાનુસ્સુન્નહ)

## વિવિધ દુઆઓ

(૧) જો કોઈ વ્યક્તિના પગમાં દર્દ હોય તો નીચે દર્શાવેલી દુઆ ૭ (સાત) વાર પઢીને દમ કરે :

(હયાતુસ્સહાબા : ભાગ–૨)

(૨) આંખોની રોશની વધારવા માટે વુઝૂ કર્યા પછી આકાશ તરફ નિહાળીને સૂરએ કદ્ર **(ઈન્ના અન્ઝલ્નાહુ....)** એક વાર પઢી લેવી.

(૩) કિડનીની પથરી દૂર કરવા માટે **સૂરએ અલમ્ નશ્રહ...** પઢીને પાણી ઉપર દમ કરી પીયા કરે, ઈન્શાઅલ્લાહ પથરી નીકળી જશે.

(૪) જો કોઈ વ્યક્તિ વુઝૂ કરતાં પહેલાં નીચે દર્શાવેલી આયત પઢશે તો તે જ્યાં સુધી વુઝૂ સાથે રહેશે ત્યાં સુધી ફરિશ્તા નેકીઓ લખતા રહેશે. (અબૂદાવૂદ શરીફ)

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

بِسۡمِ اللّٰهِ وَالۡحَمۡدُ لِلّٰهِ

(નોંધ : તમામ દુઆઓ દિલથી પૂરા યકીન સાથે પઢવી, ઈન્શા અલ્લાહ જરૂરથી ફાયદો થશે.)

## * ચુનંદા અશ્આર *

(૧) હઝારો બાર તુજ પર અય મદીના મૈં ફિદા હોતા,
જો બસ ચલતા તો મરકર ભી ન મૈં તુજસે જુદા હોતા.

(૨) તેરી આમદસે દુનિયા પર ખુલા હૈ બાબ રહમતકા,
બળાં એહસાન હૈ કૌનેન પર તેરી રિસાલતકા.

(૩) તાઅત ન હો જબ તક મુસ્તફા (સ.અ.વ.) કી,
કભી હાસિલ ન હો રેહમત ખુદા કી.

(૪) જબ મૈં કહતા હૂં કે યા અલ્લાહ મેરા હાલ દેખ !
હુકમ હોતા હૈ કે અપના નામ-એ-આ'માલ દેખ !

(૫) યહ એક સિજદહ જિસે તૂ ગિરાં સમજતા હૈ,
હઝાર સિજદોંસે દેતા હૈ આદમીકો નજાત.

(૬) તકદીરકા શિકવા બે મઅ્ના જીના હી તુજે મંજૂર નહીં,
આપ અપના મુકદ્દર બનના શકે ઈતના તો કોઈ મજબૂર નહીં.

(૭) ન કર તકદીરકા શિકવા, મુકદ્દર આઝમાયે જા,
મિલેગી ખૂદ-બ-ખૂદ મંઝિલ, કદમ આગે બળ્હાએ જા.

## જન્નતમાં ઝાડો રોપવાના તથા મહેલો તૈયાર કરવાનાં અમલો

### દરેક કલિમહનાં બદલામાં જન્નતમાં એક ઝાડ રોપી દેવામાં આવે છે.

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

ફઝીલત : એના પ્રત્યેક (દરેક) કલિમહનાં બદલામાં તમારા માટે એક ઝાડ રોપી દેવામાં આવે છે. (ફઝાઇલે આ'માલ)

## જન્નતમાં સોનાનાં મૂળિયાવાળા એક હજાર (૧૦૦૦) ઝાડો રોપવામાં આવશે

### તસ્બીહની ફઝીલત

જે માણસ (એકવાર)

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી**

પઢે છે, તો તેના માટે જન્નતમાં એક હજાર ઝાડ રોપી દેવામાં આવે છે. આ વૃક્ષોનાં મૂળિયાં સોનાનાં હશે અને ડાળાં-પાંખડાં મોતીઓથી જડાયેલાં હશે તથા એમનાં ફળ અતિ ગોળમટોળ હશે (એટલે કે બહુજ મનમોહક અને સૌંદર્યવાન હશે),જે માખણથી વધુ નરમ-મુલાયમ હશે અને મધથી વધુ મીઠાં હશે. જ્યારે જ્યારે પણ એ વૃક્ષો ઉપરથી કોઇ ફળ તોડવામાં આવશે, તો એની જગ્યાએ (આપોઆપ) બીજું ફળ ઉગી કે ફૂટી નિકળશે, જેવું કે આથી પહેલાં હતું.

(હાકીમ, દયલમી અન અનસ રદિ. સંદર્ભ : કન્ઝુલ ઉમ્માલ : ભાગ-૧, પેજ : ૨૪૦, હદીસ ક્રમાંક : ૨૦૫૪)

# બજારમાં તસ્બીહની ફઝીલત

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : બજાર ભૂલ અને ગફલતની જગ્યા છે. બસ, જે માણસ બજારમાં એક વખત તસ્બીહ سُبْحَانَ اللهِ (સુબ્હાનલ્લાહ) પઢશે તો અલ્લાહ તઆલા એના બદલામાં એ માણસ માટે દસ લાખ નેકીઓ લખી આપશે.

(નુઝહહ : ૧/૧૧૯, સંદર્ભ : તરગીબુલ મુસ્લિમીન : ૨૧૫)

**જરા વિચારો, મારા ભાઈઓ !** આ તસ્બીહ બજારમાં એક વખત પઢશે તો અલ્લાહ તઆલા તેના બદલામાં દસ લાખ (૧૦,૦૦,૦૦૦) નેકીઓ લખી આપશે.

એક વખત **"સુબ્હાનલ્લાહ"** જે માણસ બજારમાં પઢશે તો ઈન્શાઅલ્લાહ અલ્લાહ તઆલા દસ લાખ ઝાડો તેના હિસ્સાની જન્નતમાં રોપી દેશે. કેમ કે એક વખત **"સુબ્હાનલ્લાહ"** પઢવાથી અલ્લાહ તઆલા એક ઝાડ તે માણસની જન્નતમાં રોપી દે છે. (હદીસ) પરંતુ બજાર એ ગફલતની જગ્યા છે માટે ત્યાં પઢવાનો અજર અને સવાબ પણ ઘણો જ મોટો છે અને એના પઢવા પર બીજો જે સવાબ આપશે તે તો અલગ.

હવે જે માણસ રમઝાનુલ મુબારકમાં આ તસ્બીહ એક વખત બજારમાં પઢશે તો ઈન્શાઅલ્લાહ તે માણસનો સવાબ સિત્તેર (૭૦) ગણો વધી જશે, કારણ કે રમઝાનમાં એક નેકીનો સવાબ સિત્તેર ગણો મળે છે. (હદીસ). તો આ હિસાબ પ્રમાણે તે માણસની જન્નતમાં ઈન્શાઅલ્લાહ અલ્લાહની ઝાતથી ઉમ્મીદ અને આશા છે કે એક વખત **"સુબ્હાનલ્લાહ"** રમઝાનુલ મુબારકમાં બજારમાં પઢવાથી (૧૦,૦૦,૦૦૦x૭૦=૭,૦૦,૦૦,૦૦૦)સાત કરોડ ઝાડો અલ્લાહ તઆલા તે માણસની જન્નતમાં રોપી દેશે. અલ્લાહ તઆલા અમલની તૌફીક આપે, આમીન. પઢવામાં બહુ જ નાનો અમલ છે, પરંતુ અજર અને સવાબની દ્દષ્ટીએ ઘણો જ મોટો અમલ છે.

## જન્નતમાં બે (૨) મહેલ મળશે

ફઝીલત : હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ ઈશાની નમાઝ પછી બે (૨) રકા'ત પઢે અને દરેક રકા'તમાં (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." પંદર (૧૫) વખત પઢે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં બે (૨) મહેલ બનાવશે.

(તફસીરે દુર્રે મન્સૂર : ૬/૪૧૫)



قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ۝١ اَللّٰهُ الصَّمَدُ ۝٢ لَمْ يَلِدْ ۙ وَلَمْ يُوْلَدْ ۝٣ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ۝٤ (سورۃ الاخلاص ۱۱۲:۱-۴)

## જન્નતમાં બે (૨) મહેલ મળશે

ફઝીલત : હઝરત ખાલિદ ઈબ્ને ઝૈદ અન્સારી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ મગરિબ અને ઈશા દરમિયાન વીસ રકા'ત નમાઝ એવી રીતે પઢે કે દરેક રકા'તમાં **અલ્હમ્દુ લિલ્લાહ....**અને (સૂરએ) **"કુલ હુવલ્લાહુ અહદ...."** પઢે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં બેજોડ (અંતર રહિત-પરસ્પર અડોઅડ) અને બેઐબ (ખામીરહિત) બે મહેલ બનાવશે. (જમ્ઉલ જવામિઅ : ૧/૭૯૬)

## સો (૧૦૦) મહેલ તા'મીર થશે, ઉપરાંત ..... :

ફઝીલત : હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે વુઝૂ સાથે સો (૧૦૦) વાર (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." પઢી. એવી રીતે કે **સૂરએ ફાતિહા**થી શરૂઆત કરી તો અલ્લાહ તઆલા તેના

માટે દરેક હર્ફ (અક્ષર)ના બદલામાં દસ નેકીઓ લખશે અને તેના દસ દરજાત બુલંદ ફરમાવશે અને તેના માટે જન્નતમાં સો (૧૦૦) મહેલ તા'મીર ફરમાવશે. (બયહકી કૃત ''શુઅબુલ ઈમાન'' હદીસ નં : ૨૩૧૮)

## રાત્રે સૂતી વખતે ત્રીસ (૩૦) વખત પઢવાથી જન્નતમાં એક હજાર (૧૦૦૦) મહેલ તૈયાર થશે :

ફઝીલત : હઝરત ઉસ્માન (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ સૂતી વખતે ત્રીસ (૩૦) વખત (સૂરએ) **"કુલ હુવલ્લાહુ અહદ...."** (સંપૂર્ણ સૂરત) પઢશે, તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં એક હજાર (૧૦૦૦) મહેલ બનાવશે અને જે વ્યક્તિ આ સૂરત બસો (૨૦૦) વખત પઢશે તો અલ્લાહ તઆલા તેને એવો દરજ્જો અતા ફરમાવશે, જેના પર તે રાજી થઈ જશે અને જે ઘરમાં (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ..." પઢવામાં આવશે તો એ ઘરવાળાઓની સાથોસાથ તેના પાડોશીઓને પણ ફાયદો થશે.

(રવાહુ અબ્દુલમજીદ ફી અમાલીહ)

## જન્નતમાં એક "ગુંબદ"(મિનારો) તૈયાર થાય છે.

એક હદીસમાં આવ્યું છે કે જે માણસ

**سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط**

**સુબ્હાનલ્લાહે વ બિહમ્દિહી,સુબ્હાનલ્લાહેલ અઝીમ.**

સાત (૭) વખત પઢશે તો તે માણસ માટે જન્નતમાં એક ગુંબદ (મિનારો) તા'મીર (તૈયાર) થઈ જાય છે.

(મશહૂર મુહદ્દિસ હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.)ની કિતાબ ''અલ્ વાબિલુસ્સય્યિબ'' ફઝાઈલે ઝિક્ર, ફઝાઈલે આ'માલ)

**★ બિસ્મિહી તઆલા ★**

(૧) **"આ કુર્આન તો સર્વજગત માટે બોધ ગ્રંથ છે."**
(કુર્આન શરીફ)

(૨) **"ઈન્નલ અબ્રાર લફી નઈમ"** (અલ–કુર્આન)
(નિ:શંક નેક લોકો જન્નતમાં હશે).

(૩) **"મારી વાતો પહોંચાડો, ભલે ને એક જ વાત હોય."**
(હદીસ શરીફ)

(૪) **"મન અહબ્બ સુન્નતી ફકદ્ અહબ્બની વ મન્ અહબ્બની કા-ન મઈ-ય ફિલ્ જન્નતી"**
[અર્થ : જેણે મારી સુન્નતથી મુહબ્બત કરી (તેના ઉપર અમલ કર્યો) તેણે મારાથી મુહબ્બત કરી અને જે મારાથી મુહબ્બત કરશે તે જન્નતમાં મારી સાથે હશે. (મિશ્કાત શરીફ, પેજ ૩૦)]

(૫) **નબીએ રહમત (સ.અ.વ.)ની વસિય્યત :**
અલ્લાહનાં રસૂલ (સ.અ.વ.)એ ફરમાવ્યુ : "હું તમારામાં એવી બે ચીજ છોડી જાઉં છું કે જો તમે તેને પકડી રાખશો તો ક્યારેય ન ભટકશો."
(૧) અલ્લાહ તઆલાનો કિતાબ (કુર્આન શરીફ).
(૨) નબી (સ.અ.વ.)ની સુન્નત અર્થાત હદીસ.
(બેહિશ્તી ઝેવર / મૌ. અશરફઅલી થાનવી રહ.ની કિતાબ)

(૬) **"લકદ્ કા-ન લકુમ્ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન્ હસ-નહ."**
રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની ઝિંદગી તમારા માટે બેહતરીન નમૂનો છે. (સૂરએ અહઝાબ, આયત ૨૧)
**"લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ"**
[અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી અને હઝરત મુહમ્મદ (સ.અ.વ.) અલ્લાહના રસૂલ છે.]

**બલગલ ઉલા બિ કમાલિહી કશફદુજા બિ જમાલિહી**
**હસનત જમીઉ ખિસાલિહી સલ્લૂ અલયહિ વ આલિહી**
**સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્ફ અલ્ફ મર્'હ**
**બિ અદદિ કુલ્લિ ઝર્'રહ**

# અનુક્રમણિકા

| ક્રમ | વિષય | પેજ નં. |
|---|---|---|

| ક્રમ | વિષય | પેજ નં. |
|---|---|---|

| ક્રમ | વિષય | પેજ નં. |
|---|---|---|





سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

## જન્નતના જે દરવાઝેથી ઈચ્છે પ્રવેશી જા

સહીહ માન્યતા ધરાવનાર મુસલમાન જન્નતના જે દરવાઝેથી ઇચ્છશે પ્રવેશી શકશે.

હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે : જે માણસે આ ગવાહી—સાક્ષી આપી કે જે નીચે દર્શાવેલ દુઆમાં વર્ણન છે તો અલ્લાહ તઆલા એને જન્નતના આઠેય દરવાજાઓમાંથી જેમાંથી દાખલ થવાનું ઈચ્છશે એમાંથી દાખલ ફરમાવશે. તે દુઆ આ છે :

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ
لَهٗ وَاَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ وَاَنَّ عِيْسٰى
عَبْدُ اللّٰهِ وَرَسُوْلُهٗ وَابْنُ اَمَتِهٖ وَكَلِمَتُهٗ
اَلْقَاهَا اِلٰى مَرْيَمَ وَرُوْحٌ مِّنْهُ وَاَنَّ الْجَنَّةَ
حَقٌّ وَّالنَّارُ حَقٌّ ط

**અશહદુ અંલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરા-ક લહુ વ અન્ન મુહમ્મદન્ અબ્દુહૂ વ રસૂલુહ્. વ અન્ન ઈસા અબ્દુલ્લાહિ વ રસૂલુહ્. વ ઈબ્નુ અમતિહિ વ કલિમતહૂ અલ્કાહા ઈલા મર્યમ વ રુહુમ્ મિન્હુ વ અન્નલ્ જન્નત હક્કુન્ વન્નારુ હક્કુન્.**

[**અર્થ :** હું ગવાહી આપું છું કે અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી. તે એકલો જ છે, એનો કોઈ ભાગીદાર (શરીક) નથી અને હું ગવાહી આપું છું કે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ) તેના બંદા અને રસૂલ છે અને હઝરત ઈસા (અલૈ.) અલ્લાહના બંદા અને તેના રસૂલ છે અને તેની બંદીના છોકરા છે અને તેનો કલિમહ (પેદાઈશ) છે. હઝરત મરયમ (અલૈ.)ના તરફ જેમને હઝરત જિબ્રઈલ (અલૈ.)ના વાસ્તા–સંબંધથી પહોંચાડયા અને અલ્લાહ તઆલાના તરફથી એક સજીવ (વસ્તુ) છે. જન્નત પણ હક્ક છે અને દોઝખ પણ હક્ક છે.] (ઝખીરએ આખિરત)

## અઝીમુશ્શાન (ભવ્ય) વઝીફો

હઝરત અબૂ અય્યૂબ અન્સારી (રદિ.)થી મરફૂઅન રિવાયત છે કે જયારે સૂરએ ફાતિહા, આયતુલ કુર્સી, આયત શહિદલ્લાહુ.... અને કુલિલ્લાહુમ્મ માલિકુલ મુલ્કિ....બિગયૂરિ હિસાબિનૂ.... સુધી નાઝિલ થઇ તો અર્શથી લટકીને (આ સૂરતોએ) ફરિયાદ કરી કે તમે અમને એવી કૌમ પર નાઝિલ ફરમાવી રહ્યા છો, જેઓ ગુનાહ કરે છે. અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે સોગંદ છે મારી ઈઝ્ઝત, જલાલ, પ્રતિષ્ઠાના કે જેઓ દરેક ફર્ઝ નમાઝના પછી તમારી તિલાવત કરશે હું એની મગફિરત ફરમાવીશ અને જન્નતુલ ફિરદૌસમાં સ્થાન–ઠેકાણું આપીશ અને દરરોજ એના તરફ સિત્તેર વખત નજરે રહમત (કૃપાભરી દષ્ટિ)થી નિહાળીશ અને એની સિત્તેર (૭૦) હાજરતો–જરૂરતોને પૂરી ફરમાવીશ, જેનો હલકો દરજ્જો મગફિરત છે. (દયલમી)

**ફાયદો :** અમુક રિવાયતોમાં વર્ણન છે કે હું એને દુશ્મનો પર ગલબો (સર્વોપરિતા) આપીશ.

**પઢવાની રીત :** અલ્હમ્દુ શરીફ, આયતુલ કુર્સી પઢીને આ આયત પઢે :



شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۙ وَالْمَلٰٓئِكَةُ
وَاُولُوا الْعِلْمِ قَآئِمًۢا بِالْقِسْطِ ؕ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ
الْحَكِيْمُ ۝۱۸ اِنَّ الدِّيْنَ عِنْدَ اللّٰهِ الْاِسْلَامُ ۗ وَمَا
اخْتَلَفَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اِلَّا مِنْۢ بَعْدِ مَا
جَآءَهُمُ الْعِلْمُ بَغْيًاۢ بَيْنَهُمْ ؕ وَمَنْ يَّكْفُرْ بِاٰيٰتِ اللّٰهِ
فَاِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ۝۱۹ (اٰلِ عمران ۳:۱۸-۱۹)

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**શહિદલ્લાહુ અન્નહુ લા ઈલા-હ ઈલ્લા હુ-વ, વલ્ મલાઈકતુ વ ઉલુલ્ ઈલ્મિ કાઈમમ્ બિલ્ કિસ્તિ. લા ઈલા-હ ઈલ્લા હુવલ્ અઝીઝુલ્ હકીમ. ઈન્નદ્દીન ઈન્દલ્લાહિલ્ ઈસ્લામ, વ મખ્તલફલ્લઝીન ઉતુલ્ કિતાબ ઈલ્લા મિમ્ બઅ્દિ મા જાઅહુમુલ્ ઈલ્મુ બગ્યમ્ બય્નહુમ્, વ મંય્યક્ફુર બિઆયાતિલ્લાહિ ફ ઈન્નલ્લાહ સરીઉલ હિસાબ.**

**પછી આ આયત પઢે :**



اَللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ تُؤْتِي الْمُلْكَ مَنْ تَشَآءُ وَتَنْزِعُ
الْمُلْكَ مِمَّنْ تَشَآءُ ۫ وَتُعِزُّ مَنْ تَشَآءُ وَتُذِلُّ مَنْ تَشَآءُ ؕ
بِيَدِكَ الْخَيْرُ ؕ اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۝۲۶ (اٰلِ عمران ۳:۲۶)

تُوْلِجُ الَّيْلَ فِي النَّهَارِ وَتُوْلِجُ النَّهَارَ فِي الَّيْلِ ۫ وَتُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَتُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ ۫ وَتَرْزُقُ مَنْ تَشَآءُ بِغَيْرِ حِسَابٍ ﴿۲۷﴾

(آل عمران ۳: ۲۶ تا ۲۷، پارہ ۳)

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**અલ્લાહુમ્મ માલિકલ્ મુલ્કિ તુઅ્તિલ્ મુલ્ક મન્ તશાઉ વ તન્ઝિઉલ્ મુલ્ક મિમ્મન્ તશાઉ, વ તુઈઝ્ઝુ મન્ તશાઉ વ તુઝિલ્લુ મન્ તશાઉ, બિયદિકલ્ ખય્ર, ઈન્નક અલા કુલ્લિ શય્ઈન્ કદીર. તુલિજુલ્લયલ ફિન્નહારિ વ તુલિજુન્નહાર ફિલ્લય્લિ, વ તુખ્રિજુલ્ હય્ય મિનલ્ મય્યિતિ વ તુખ્રિજુલ્ મય્યિત મિનલ્ હય્ય, વ તર્ઝુકુ મન્ તશાઉ બિગય્રિ હિસાબ.**

## અબ્દાલ બનવાની યુક્તિ

હઝરત ઈમામ ગિઝાલી (રહ.)એ અહ્યાઉલ ઉલૂમમાં ફરમાવ્યું છે કે જે માણસ દરરોજ નીચે દર્શાવેલ દુઆ ત્રણ વખત પઢશે એના માટે અબ્દાલનો દરજ્જો લેખાશે.

**નોટ :** અબ્દાલ અવલિયાએ કિરામ (રહ.)માં એક ઉચ્ચ દરજ્જો છે. તે દુઆ આ છે :

اَللّٰهُمَّ اغْفِرْ لِاُمَّةِ مُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ط

اَللّٰهُمَّ ارْحَمْ اُمَّةَ مُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ط

اَللّٰهُمَّ تَجَاوَزْ عَنْ اُمَّةِ مُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ط

**અલ્લાહુમ્મગ્ફિર્ લિ-ઉમ્મતિ મુહમ્મદિન્ સલ્લલ્લાહુ અલય્હિ**

**વ સલ્લમ્. અલ્લાહુમ્મર્હમ્ ઉમ્મતિ મુહમ્મદિન્ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ્. અલ્લાહુમ્મ તજાવઝ્ અન્ ઉમ્મતિ મુહમ્મદિન્ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ્.**

[**અર્થ :** હે અલ્લાહ ! મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઉમ્મતની મગફિરત ફરમાવ. હે અલ્લાહ ! ઉમ્મતે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર રહમ—દયા ફરમાવ. હે અલ્લાહ ! ઉમ્મતે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને માફ ફરમાવ.]

(મઝાહિરે હક્ક જદીદ, ભાગ : ૪, પેજ : ૫૯, હિસ્સો—કિશ્ત : ૧૩૦)

## અમલની ખૂબીનો કીમિયો

હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.)એ પોતાના એક વઅઝ (તકરીર)માં અલ્પશક્તિ ધરાવનારાઓ માટે ઉપાય બતાવ્યો છે, જે નીચે દર્શાવેલ છે :

બે રકાત નફલ નમાઝ તૌબાની નિય્યતથી પઢીને આ દુઆ માંગે : "હે અલ્લાહ ! હું આપનો અત્યંત નાફરમાન બંદો છું, ફરમાબરદારીનો ઈરાદો કરું છું, પરંતુ મારા ઈરાદાથી કંઈ થતુ નથી અને તારા ઈરાદાથી બધું કંઈક થઈ શકે છે. હું ઈચ્છું કે મારી ઈસ્લાહ—સુધારણા થઈ જાય, પરંતુ મારી હિમ્મત (શક્તિ) થતી નથી. આપના જ અખ્ત્યારમાં છે મારી સુધારણા. હે અલ્લાહ ! હું ઘણો નાલાયક છું, ઘણો ગુનેહગાર છું, હું લાચાર થઈ રહ્યો છું તું મારી મદદ ફરમાવ. મારું દિલ કમઝોર છે, ગુનાહોથી બચવાની તાકાત નથી, તું જ તાકાત આપ. મારી પાસે છુટકારાનો કોઈ માર્ગ નથી, તું જ મારા માટે છુટકારાનો ગૈબથી માર્ગ બતાવ. હે અલ્લાહ ! જે ગુનાહ મેં અત્યાર સુધી કર્યા હોય એને પોતાની રહમતથી માફ ફરમાવ, જો (કે) હું આ નથી કહેતો કે ભૂતકાળમાં આ ગુનાહોને ન કરીશ. હું જાણું છું કે ભૂતકાળ

માં ફરી કરીશ, પરંતુ ફરી માફ કરાવી લઈશ. (ઝખીરએ આખિરત)

આ જ રીતે દરરોજ પોતાના ગુનાહોની માફી અને કમઝોરી તથા આત્મા સુધારણાની દુઆ અને નાલાયકીનો સ્વીકાર કર્યા કરે તો ફક્ત દસ મિનિટ આ કામ કરી લો. લો ભાઈ દવા પણ ન પીઓ, પરહેઝી પણ છોડો. ફક્ત સૂતી વખતે મીઠાનો ઉપયોગ કર્યા કરો.

તમે થોડાક દિવસોમાં જોશો કે ઈન્શા અલ્લાહ ગૈબથી એવા ચિહ્નો પેદા થશે કે હિમ્મત પણ થશે, ઈઝ્ઝતમાં ડાઘ પણ ન લાગશે, પરેશાનીઓ પણ ન આવશે, ગૈબથી એવી શકલ પેદા થશે કે તમારા દિમાગમાં એનો ખ્યાલ પણ ન થશે.

## ફરિશ્તાઓને આ કલિમાતના સવાબનો અંદાજ નથી

اَلْحَمْدُ لِلّٰهِ حَمْدًا كَثِيْرًا طَيِّبًا مُّبَارَكًا
فِيْهِ كَمَا يُحِبُّ رَبُّنَا وَيَرْضٰى ط

**અલ્હમ્દુ લિલ્લાહિ હમ્દન્ કષીરન્ તચ્યિબમ્ મુબારકન્ ફીહિ કમા યુહિબ્બુ રબ્બુના વ યર્દા.**

[**અર્થ :** તારા માટે જ સર્વ પ્રકારની તારીફ છે, એવી તારીફ જે પુષ્કળ હોય, પવિત્ર હોય, બરકતવંત હોય, એવી તારીફ જેવી અમારો પરવરદિગાર ઈચ્છે છે અને પસંદ કરે છે.] (ઝખીરએ આખિરત)

**વિવરણ :** હદીસ શરીફમાં આવ્યું છે કે એક માણસ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસમાં હાજર થયા, જ્યારે તે માણસ બેઠા અને ઉપરોક્ત કલિમાત કહ્યા તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : સોગંદ તે પાક ઝાતના જેના કબજામાં મારા પ્રાણ

છે જેમ કે આ માણસે આ કલિમાત કહ્યા તો દસ (૧૦) ફરિશ્તાઓ એની તરફ લપકયા. દરેક ઈર્ષા કરતો હતો કે હું એને લખી લઉં, પરંતુ એમની સમજમાં આ ન આવ્યું કે એને કઇ રીતે લખીએ ? (એટલે એનો કેટલો સવાબ લખીએ ?) ચુનાન્ચે: રબ્બુલ ઈઝ્ઝતના સામે આ કલિમાતને રજૂ કર્યા તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે આ (કલિમાત)ને એવા જ લખી લ્યો જેવા મારા બંદાએ કહ્યા છે. (હું પોતે એનો સવાબ આપીશ.)

## ફરિશ્તાઓ આખું વર્ષ આ હમ્દનો સવાબ લખતા રહે છે

ઝરકશી (રહ.)એ "સિબ્લુલ્ ખયરાત" કિતાબથી નકલ કર્યું છે કે એક માણસે હજ કરી અને કા'બાતુલ્લાહની ચોખટ (ઉંબરો) પકડીને નીચે દર્શાવેલ કલિમાતે હમ્દ–કલિમાત પઢયા અને ચાલ્યો ગયો. બીજા વર્ષે ફરી હજ્જ માટે આવ્યો અને આ વખતે પણ ચોખટ (ઉંબરો) મુબારક પકડીને આ હમ્દ (નીચે દર્શાવેલ) પઢવાનો ઈરાદો કર્યો તો ગૈબી ફરિશ્તાએ અવાજ આપ્યો : 'તેં ગયા વર્ષે (આ કલિમાત) પઢીને નેકી લખનાર ફરિશ્તાઓને થકવી દીધા કે તેઓ હજુ સુધી આ કલિમાતનો સવાબ લખવાથી ફારિગ થયા નથી.'

(અવ્રાદે ફઝ્લિય્યહ)

اَلْحَمْدُ لِلّٰهِ بِجَمِيْعِ مَحَامِدِهٖ كُلِّهَا مَا عَلِمْتُ مِنْهَا وَمَا لَمْ اَعْلَمْ ـ عَلٰى جَمِيْعِ نِعَمِهٖ كُلِّهَا مَا عَلِمْتُ مِنْهَا وَمَا لَمْ اَعْلَمْ وَعَدَدَ خَلْقِهٖ كُلِّهِمْ مَّا عَلِمْتُ مِنْهُمْ وَمَا لَمْ اَعْلَمْ ط

**અલ્હમ્દુ લિલ્લાહિ બિ-જમીઈ મહામિદિહિ કુલ્લિહા મા અલિમ્તુ મિન્હા વમા લમ્ અઅ્લમ્ અલા જમીઈ નિઅ્મિહિ કુલ્લિહા મા અલિમ્તુ મિન્હા વમા લમ્ અઅ્લમ્ વ અ-દ-દ ખલ્કિહિ કુલ્લિહિમ્ મા અલિમ્તુ મિન્હુમ્ વમા લમ્ અઅ્લમ્.**

## એક પદમ (દસ ખરબ)થી વધુ તસ્બીહ પઢવાનો સવાબ

હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે કે, મને આ વાત પહોંચી છે કે આસમાનમાં અલ્લાહ તઆલાનો એક ફરિશ્તો છે, જેને એક લાખ માથા છે અને દરેક માથામાં એક લાખ મોઢાં છે અને દરેક મોઢાંમાં એક લાખ ઝુબાનો છે અને દરેક ઝુબાનમાંથી એક અલગ ભાષામાં અલ્લાહની તસ્બીહ પવિત્રતા બયાન કરે છે. આ ફરિશ્તાએ અલ્લાહ તઆલાથી પૂછયું : શું તેં કોઈ એવી મખ્લૂક પણ પૈદા કરી છે, જે મારાથી વધુ પ્રમાણમાં તારી તસ્બીહ બયાન કરતી હોય ? તો અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો : હાં, જમીનમાં મારો એક બંદો છે, જે તસ્બીહ–પવિત્રતા બયાન કરવામાં તારાથી આગળ (વધીને) છે. તો ફરિશ્તાએ વિનંતી કરી કે હે પરવરદિગાર ! શું તમે મને પરવાનગી આપશો કે હું એની પાસે હાજર થાઉં ? ફરમાવ્યું : જઈ શકે છે. તો તે ફરિશ્તો આ બંદા પાસે પહોંચ્યો અને એની તસ્બીહ પવિત્રતાને સાંભળી તો બંદો કહી રહ્યો હતો :

سُبْحَانَ اللّٰهِ عَدَدَ مَاسَبَّحَهُ الْمُسَبِّحُوْنَ
مُنْذُ قَطُّ اِلَى الْاَبَدِ اَضْعَافًا مُّضَاعَفَةً
اَبَدًا سَرْمَدًا اِلٰى يَوْمِ الْقِيَامَةِ ط وَالْحَمْدُ

لِلّٰهِ عَدَدَ مَا حَمِدَهُ الْحَامِدُوْنَ مُنْذُ قَطُّ اِلَى
الْاَبَدِ اَضْعَافًا مُضَاعَفَةً كَذٰلِكَ ط وَلَآ اِلٰهَ
اِلَّا اللّٰهُ عَدَدَ مَا هَلَّلَهُ الْمُهَلِّلُوْنَ مُنْذُ قَطُّ
اِلَى الْاَبَدِ كَذٰلِكَ ط وَاللّٰهُ اَكْبَرُ عَدَدَ مَا كَبَّرَهُ
الْمُكَبِّرُوْنَ مُنْذُ قَطُّ اِلَى الْاَبَدِ كَذٰلِكَ ط
وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ عَدَدَ مَا مَجَّدَهُ
الْمُمَجِّدُوْنَ مُنْذُ قَطُّ اِلَى الْاَبَدِ كَذٰلِكَ ط

**સુબ્હાનલ્લાહિ અ-દ-દ મા સબ્બહુલ્ મુસબ્બિહુ-ન મુન્ઝુ કત્તુ ઈલલ્ અ-બ-દિ અઝ્આફમ્ મુઝાઅફતન્ અબદન્ સર્મદન્ ઈલા યવ્મિલ્ કિયામતિ, વલ્ હમ્દુ લિલ્લાહિ અ-દ-દ મા હમિદહુલ્ હામિદૂ-ન મુન્ઝુ કત્તુ ઈલલ્ અ-બ-દિ અઝ્આફન્ કઝાલિક્. વલા ઈલા-હ ઈલ્લલ્લાહુ અ-દ-દ મા હલ્લ લહુલ્ મુહલ્લિલુ-ન મુન્ઝુ કત્તુ ઈલલ્ અ-બ-દિ કઝાલિક્. વલ્લાહુ અક્બરુ અ-દ-દ મા કબ્બરહુલ્ મુકબ્બિરુ-ન મુન્ઝુ કત્તુ ઈલલ્ અ-બ-દિ કઝાલિક્, વલા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિ અ-દ-દ મા મજ્જદહુલ્ મુમજ્જિદુ-ન મુન્ઝુ કત્તુ ઈલલ્ અ-બ-દિ કઝાલિક્.**

[**અર્થ :** એટલી ગણતરીમાં "સુબ્હાનલ્લાહ" પઢું છું, જેટલી ગણતરીમાં અલ્લાહની તસ્બીહ-પવિત્રતા કરનારાઓએ કહી છે. અઝલ (અનાદિકાળ)થી અબદ (હંમેશ) સુધી બમણી-બે ગણી હંમેશા હંમેશ માટે કિયામત સુધી અને "અલ્હમ્દુ લિલ્લાહ" પઢું છું, જેટલી મિક્દાર-સંખ્યામાં

અલ્લાહની હમ્દ–તારીફ કરનારાઓએ પઢયું છે. શરૂથી આ જ રીતે હંમેશ સુધી બે ગણુ. “લા ઈલા–હ ઈલ્લલ્લાહુ” પઢું છું એટલી ગણતરીમાં જેટલી ગણતરી–પ્રમાણમાં એની તહ્લીલ (લા ઈલા–હ ઈલ્લલ્લાહ) પઢનારાઓએ શરૂથી હંમેશ સુધી પઢયું છે. આ જ રીતે (એટલે કિયામત સુધી અને “અલ્લાહુ અકબર” પણ એટલી ગણતરીમાં પઢું છું, જેટલી ગણતરીમાં એની મહાનતા બયાન કરનારાઓએ મહાનતા બયાન ફરમાવી છે. શરૂથી હંમેશ સુધી આ જ રીત (બે ગણુ–બમણું કિયામત સુધી) અને “લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ” કહું છું એટલી ગણતરીમાં જેટલી એની બુઝુર્ગી બયાન કરનારાઓએ એની બુઝુર્ગી બયાન ફરમાવી છે શરૂથી હંમેશ સુધી આ જ રીતે (બે ગણુ–બમણું) કિયામત સુધી.

**ફાયદો :** આ હદીસથી માલુમ થયું કે આ તસ્બીહ કહેનાર ફરિશ્તાની ઘણી ઝુબાનો છે, જેના વડે અલગ અલગ ભાષામાં અલ્લાહ તઆલાની તસ્બીહ કહે છે અને આ પણ માલુમ થયું કે જો ઉપરોક્ત કલિમાતથી અલ્લાહની તસ્બીહ–પવિત્રતા અને વખાણ–હમ્દ બયાન કરે તો તે આ રીતે ફરિશ્તાની તસ્બીહના બરાબર બલકે કેટલીક ઘણી વધુ તસ્બીહ બયાન કરી શકે છે. ઘણો જ મોટો અમલ છે. અલ્લાહ તઆલા આપણા બધાને મા’મૂલ–નિયમ બનાવવાની તૌફિક આપે.

(તારીખે કઝ્વીન ઈમામ રાફિઈ રહ.)

## દરેક ભલાઈથી માલામાલ–સંપન્ન

ખૂબ નાની–ટૂંકી (દુઆ) પરંતુ ખૂબ લાભદાયક છે. આ (દુઆ) પઢનાર ઈન્શા અલ્લાહ દરેક ભલાઈથી સર્વ પ્રકારની ભલાઈથી માલામાલ–સંપન્ન થઈ જશે. દુઆ આ પ્રમાણે છે :

يَابَدِيْعَ الْعَجَائِبِ بِالْخَيْرِ يَا بَدِيْعُ ط

**યા બદીઅલ્ અજાઈબી બિલ્ ખય્રિ યા બદીઉ.**

[**અર્થ** : હે અનોખી વસ્તુઓને ભલાઈના સાથે પેદા કરનાર ! હે નવી વસ્તુઓને પેદા કરનાર !] (ઝખીરએ આખિરત)

## કિયામતના દિવસે અલ્લાહની રહમતથી માલામાલ–સંપન્ન

**ફઝીલત** : હદીસ શરીફમાં છે કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસ (નીચે દર્શાવેલ દુઆ) સવાર–સાંજ નમાઝ પછી ત્રણ ત્રણ વાર પઢશે તો એને કિયામતના દિવસે અલ્લાહ તઆલા પોતાની રહમતથી માલામાલ–સંપન્ન કરશે. દુઆ આ પ્રમાણે છે :

رَضِيْتُ بِاللّٰهِ رَبًّا وَّبِالْاِسْلَامِ دِيْنًا وَّبِمُحَمَّدٍ نَّبِيًّا ط

**રદિતુ બિલ્લાહિ રબ્બંવ્ વબિલ્ ઈસ્લામિ દીનંવ્ વબિ મુહમ્મદિન્નબિય્યા.**

[**અર્થ** : અમે રાઝી થયા અલ્લાહના પરવરદિગાર હોવા પર અને ઈસ્લામના દીન હોવા પર અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નબી હોવા પર.]

(ઝખીરએ આખિરત)

## દિલમાં અને ચહેરા પર નૂર પૈદા કરવા માટે

દિલમાં અને ચહેરા પર નૂર પૈદા કરવા માટે નીચે દર્શાવેલ

આયત દરરોજ એક વખત પઢીને પોતાના પર દમ કરે.

اَللّٰهُ نُوْرُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ مَثَلُ نُوْرِهٖ كَمِشْكٰوةٍ فِيْهَا مِصْبَاحٌ ؕ اَلْمِصْبَاحُ فِىْ زُجَاجَةٍ ؕ اَلزُّجَاجَةُ كَاَنَّهَا كَوْكَبٌ دُرِّىٌّ يُّوْقَدُ مِنْ شَجَرَةٍ مُّبٰرَكَةٍ زَيْتُوْنَةٍ لَّا شَرْقِيَّةٍ وَّلَا غَرْبِيَّةٍ ۙ يَّكَادُ زَيْتُهَا يُضِىْٓءُ وَلَوْ لَمْ تَمْسَسْهُ نَارٌ ؕ نُوْرٌ عَلٰى نُوْرٍ ؕ يَهْدِى اللّٰهُ لِنُوْرِهٖ مَنْ يَّشَآءُ ؕ وَيَضْرِبُ اللّٰهُ الْاَمْثَالَ لِلنَّاسِ ؕ وَاللّٰهُ بِكُلِّ شَىْءٍ عَلِيْمٌ ۙ ﴿۳۵﴾ (النور ۲۴:۳۵، پارہ ۱۸)

**અલ્લાહુ નુરુસ્સમાવાતિ વલ્અર્દ. મષલૂ નૂરિહી કમિસ્કાતિન્ ફિહા મિસ્બાહુન્ અલ્ મિસ્બાહૂ ફી ઝુજાજતિન્ અઝ્ઝુજાજતુ કઅન્નહા કવ્કબુન્ દુર્રિય્યુંય્ યૂકદુ મિન્ શજરતિમ્ મુબારકતિન્ ઝય્તુનતિલ્ લા શર્કિય્યતિંવ્ વલા ગર્બિય્યતિંય્ યકાદૂ ઝય્તુહા યુદીઊ વલવ્ લમ્ તમ્સસ્હુ નારુન્. નૂરુન્ અલા નૂર. યહ્દિલ્લાહુ લિનૂરિહી મંય્યશાઅ. વયદ્રિબુલ્લાહુલ્ અમ્ષા–લ લિન્નાસિ વલ્લાહુ બિકુલ્લિ શય્ઈન્ અલીમ.** (સૂરએ નૂર, આયત : ૩૫)

## જે માણસ આ (નીચે દર્શાવેલ) દુઆ પઢશે તો જાણે એણે માં–બાપનો હક અદા કરી દીધો

એક રિવાયતમાં વર્ણન છે કે, જે માણસ પોતાના માં–બાપ તરફથી હજ કરે તો એમને (માં–બાપ)ને એક હજનો સવાબ

મળે છે અને હજ કરનારને નવ (૯) હજ્જનો સવાબ મળે છે.

અલ્લામહ અયની (રહ.)એ શર્હે બુખારીમાં એક હદીસ નકલ કરી છે કે જે માણસ એક વખત આ દુઆ પઢે અને ત્યાર બાદ આમ કહે કે હે અલ્લાહ ! આ દુઆનો સવાબ મારા માં–બાપને પહોંચાડી દે તો એણે માં–બાપનો હક અદા કરી દીધો. દુઆ આ છે :

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ رَبِّ الْعٰلَمِيْنَ وَلَهُ الْكِبْرِيَآءُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ط لِلّٰهِ الْحَمْدُ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ رَبِّ الْعٰلَمِيْنَ وَلَهُ الْعَظْمَةُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ هُوَ الْمَلِكُ رَبُّ السَّمٰوٰتِ وَرَبُّ الْاَرْضِ وَرَبُّ الْعٰلَمِيْنَ وَلَهُ النُّوْرُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ط (فضائل صدقات: صفحہ ۲۱۵)

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન રબ્બિસ્સમાવાતિ વ રબ્બિલ્ અર્દિ રબ્બિલ્ આલમીન વ લહુલ્ કિબ્રિયાઊ ફિસ્સમાવાતિ વલ્ અર્દિ વ હુવલ્ અઝીઝુલ્ હકીમુ લિલ્લાહિલ્ હમ્દુ રબ્બિસ્સમાવાતિ વ રબ્બિલ્ અર્દિ રબ્બિલ્ આલમીન વ લહુલ્ અઝ્મતુ ફિસ્સમાવાતિ વલ્ અર્દિ વ હુવલ્ અઝીઝુલ્ હકીમુ વ હુવલ્ મલિકુ રબ્બુસ્સમાવાતિ વ રબ્બુલ્ અર્દિ વ રબ્બુલ્ આલમીન વ લહુન્નૂરુ ફિસ્સમાવાતિ વલ્ અર્દિ વ હુવલ્ અઝીઝુલ્ હકીમ.**

(ફઝાઈલે સદકાત, પેજ ૨૧૫)

## માં-બાપ માટે ખૈર-ભલાઈની દુઆ

નીચે દર્શાવેલ આયતમાં માં-બાપ માટે દુઆ માગવાની રીત શીખવી છે. એમના માટે આ રીતે દુઆ માગો :

رَّبِّ ارْحَمْهُمَا كَمَا رَبَّيٰنِيْ صَغِيْرًا ﴿٢٤﴾ (بنی اسرائیل ١٧:٢٤)

**રબ્બિર્ હમ્હુમા કમા રબ્બયાની સગીરા.**

(સૂરએ બની ઈસ્રાઈલ, રુકૂઅ ૩)

[**અર્થ** : હે પરવરદિગાર ! એમના પર (માં-બાપ) પર રહમ-દયા ફરમાવ, જેમ કે એમણે મને બાળપણથી પાલવ્યો.]

(ઝખીરએ આખિરત)

## કુટુંબના પરહેઝગાર થવા માટે અને પોતાને પરહેઝગારીના ઉચ્ચ દરજજા પર પહોંચાડવા માટેની દુઆ

પોતાના કુટુંબના પરહેઝગાર થવા માટે અને પોતાને તકવા-પરહેઝગારીના ઉચ્ચ દરજજા પર પહોંચાડવા માટેની દુઆ :

رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ

وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا ﴿٧٤﴾ (الفرقان ٢٥:٧٤، پارہ ١٩)

**રબ્બના હબ્લના મિન્ અઝ્વાજિના વઝુર્રિય્યાતિના કુર્રત અઅ્યુનિંવ્ વજ્અલ્ના લિલ્ મુત્તકીન ઈમામા.**

(અલ ફુરકાન, આયત ૭૪)

## ઈમાનવાળાઓની આ જ દુઆ હોવી જોઈએ

નીચે દર્શાવેલ દુઆ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)થી નકલ છે. ઈમાનવાળાઓની આ જ હાલત હોવી જોઇએ.

اَللّٰهُمَّ اجْعَلْنِىْ مِنَ الَّذِيْنَ اِذَا اَحْسَنُوْ اِسْتَبْشَرُوْ وَاِذَا اَسَاءُوْ اِسْتَغْفَرُوْ ط

**અલ્લાહુમ્મજ્ અલ્ની મિનલ્લઝીન ઈઝા અહ્સનુ ઈસ્તબ્સરુ વ ઈઝા અસાઊ ઈસ્તગ્ફરુ.** (ઈબ્ને માજહ, શુઅ્બુલ ઈમાન)

[**અર્થ :** હે અલ્લાહ ! મને એ બંદાઓમાંથી બનાવી લે, જેઓ નેકી કરે તો ખુશ થાય અને જ્યારે ખરાબ કામ કરે તો મગફિરત તલબ કરે.]

## બેનમાઝીનો ઈબ્રતનાક કિસ્સો

"દુર્રતુન્ નાસિહીન" કિતાબના લેખકે લખ્યું છે કે એક માણસ જંગલમાંથી પસાર થઈ રહ્યો હતો કે શયતાન એનો સહયાત્રી થઈ ગયો, એ માણસે તે દિવસની ફજર, ઝોહર, અસર, મગરિબ, ઈશા પાંચેવ નમાઝો પઢી ન હતી, જ્યારે સુવાનો વખત થયો. એણે ઈચ્છયું કે મારો સાથી (શયતાન) મારી સાથે સૂવે, પરંતુ શયતાને એનાથી દૂર ભાગવાનું ઈચ્છયું. આ માણસે કહ્યું : તું મારાથી દૂર કેમ ભાગે છે ? શયતાને કહ્યું કે મેં ઉમ્રભરમાં અલ્લાહની એક વખત નાફરમાની કરી હતી, જે કારણે મારા ઉપર ફિટકાર કરવામાં આવી, પરંતુ તેં એક દિવસમાં અલ્લાહની પાંચ વખત નાફરમાની કરી, મને બીક છે કે અલ્લાહ તઆલા નારાજ થઈને તારા ઉપર કોઈ અઝાબ મોકલે તો તારી નાફરમાનીના કારણે હું પણ માર્યો જઈશ. (ઝખીરએ આખિરત)

હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મુસલમાન અને કાફિરના વચમાં ફર્ક–તફાવત કરનારી વસ્તુ નમાઝ છોડવું છે અને ફરમાવ્યું કે જે માણસ

જાણીબુઝીને નમાઝ છોડી દે અલ્લાહ તઆલાના બંધનથી મુક્ત થઈ જાય છે.

હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે નમાઝ દીનનો પાયો–સ્તંભ છે. બસ, જે માણસે નમાઝને કાયમ–મજબૂત કરી એણે દીનને અવમૂલ્યન કર્યો.

ઈબાદતોમાં સૌથી ઉચ્ચ દરજ્જો અને મહત્ત્વ પૂર્ણ ઈબાદત નમાઝ છે. કુર્આન શરીફમાં અસંખ્ય ઠેકાણે એને કાયમ–પાબંદી કરવાનો હુકમ વર્ણન છે અને એને એવી ઈબાદત ઠેરવી છે કે બુરાઈ બેશરમી, નિર્લજ્જતા અને ખરાબ કામોથી રોકનાર છે. કિયામતના દિવસે સૌથી પહેલાં એના વિશે પૂછપરછ થશે.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સવાલ કરવામાં આવ્યો કે કયો અમલ શ્રેષ્ઠ છે ? ફરમાવ્યું : વખત પર નમાઝ પઢવી.

હઝરત અબ્દુલ્લાહ શકીક (રદિ.) ફરમાવે છે કે સહાબએ કિરામ (રદિ.) નમાઝ છોડવાને કુફ્રનો અમલ સમજતા હતા.

બેનમાઝી ચારેવ ઈમામોના નઝદીક–મત મુજબ સખત સજાને પાત્ર છે.

## મહામૂલો ઝિક્ર

હદીસ : હઝરત સઅદ બિન વક્કાસ (રદિ.)થી રિવાયત છે કે તે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાથે એક અવરત પાસે તશરીફ લઈ ગયા, જેની સામે ખજૂરના ઠળીયા અથવા કાંકરીઓ પડેલી હતી, જેના પર તે તસ્બીહ પઢી રહી હતી. આપ (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો : હું એવો અમલ ન બતાવું, જે આનાથી સરળ અને અફઝલ પણ હોય,

પછી આ કલિમાત બયાન ફરમાવ્યા :

سُبْحَانَ اللّٰهِ عَدَدَ مَاخَلَقَ فِي السَّمَآءِ، سُبْحَانَ اللّٰهِ عَدَدَ مَاخَلَقَ فِي الْاَرْضِ، سُبْحَانَ اللّٰهِ عَدَدَ مَابَيْنَ ذٰلِكَ، سُبْحَانَ اللّٰهِ عَدَدَ مَاهُوَ خَالِقٌ، وَاللّٰهُ اَكْبَرُ مِثْلَ ذٰلِكَ وَالْحَمْدُ لِلّٰهِ مِثْلَ ذٰلِكَ وَلَآاِلٰهَ اِلَّااللّٰهُ مِثْلَ ذٰلِكَ، وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ مِثْلَ ذٰلِكَ ط (ابوداؤد والترمذی وقال حدیث حسن والنسائی وابن حبان والحاکم وقال صحیح الاسناد)

**સુબ્હાનલ્લાહિ અ-દ-દ મા ખ-લ-ક ફિસ્સમાઈ, સુબ્હાનલ્લાહિ અ-દ-દ મા ખ-લ-ક ફિલ્ અર્દિ, સુબ્હાનલ્લાહિ અ-દ-દ મા બય્‌ન ઝાલિક સુબ્હાનલ્લાહિ અ-દ-દ મા હુ-વ ખાલિક. વલ્લાહુ અકબરુ મિષ્લ ઝાલિક વલ્હમ્દુ લિલ્લાહિ મિષ્લ ઝાલિક, લા ઇલા-હ ઈલ્લલ્લાહુ મિષ્લ ઝાલિક, વલા હવ્‌લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિ મિષ્લ ઝાલિક.**

## ઈમાન મજબૂત સાબિત રહેશે

જે માણસ નીચે દર્શાવેલ આયતોને પઢયા કરશે એનું ઈમાન મજબૂત રહેશે અને દિલ પવિત્ર થશે અને દુનિયા અને આખિરતની મુસીબતોથી સુરક્ષિત રહેશે.

اِنَّ فِيْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ لَاٰيٰتٍ لِّاُولِي الْاَلْبَابِ ﴿۱۹۰﴾ الَّذِيْنَ يَذْكُرُوْنَ اللّٰهَ قِيٰمًا وَّقُعُوْدًا وَّعَلٰى جُنُوْبِهِمْ وَيَتَفَكَّرُوْنَ فِيْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا ۚ سُبْحٰنَكَ فَقِنَا عَذَابَ النَّارِ ﴿۱۹۱﴾

رَبَّنَآ اِنَّكَ مَنْ تُدْخِلِ النَّارَ فَقَدْ
اَخْزَيْتَهٗ ؕ وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ اَنْصَارٍ ﴿۱۹۲﴾
رَبَّنَآ اِنَّنَا سَمِعْنَا مُنَادِيًا يُّنَادِيْ لِلْاِيْمَانِ
اَنْ اٰمِنُوْا بِرَبِّكُمْ فَاٰمَنَّا ۖۗ رَبَّنَا فَاغْفِرْ لَنَا
ذُنُوْبَنَا وَكَفِّرْ عَنَّا سَيِّاٰتِنَا وَتَوَفَّنَا مَعَ
الْاَبْرَارِ ﴿۱۹۳﴾ ۚ رَبَّنَا وَاٰتِنَا مَا وَعَدْتَّنَا عَلٰى
رُسُلِكَ وَلَا تُخْزِنَا يَوْمَ الْقِيٰمَةِ ؕ اِنَّكَ لَا
تُخْلِفُ الْمِيْعَادَ ﴿۱۹۴﴾ (آل عمران ۳: ۱۹۰-۱۹۴، پارہ ۴)

**ઈન્ન ફી ખલ્કિસ્સમાવાતિ વલ્ અર્દિ વખ્તિલાફિલ્ લય્લિ વન્નહારિ લઆયાતિલ્ લિઊલિલ્ અલ્બાબ. અલ્લઝીન યઝ્કુરુનલ્લાહ કિયામંવ્ વ કુઉદંવ્ વ અલા ઝુનૂબિહિમ્ વ યતફક્કરુન ફી ખલ્કિસ્સમાવાતિ વલ્અર્દ. રબ્બના મા ખલક્ત હાઝા બાતિલન્ સુબ્હાનક ફકિના અઝાબન્નાર. રબ્બના ઈન્નક મન્ તુદ્ખિલીન્ ના-ર ફકદ્ અખ્ઝય્તહૂ વમા લિઝ્ઝાલિમી-ન મિન્ અન્સાર. રબ્બના ઈન્નના સમિઅ્ના મુનાદિયંય્ યુનાદિ લિલ્ ઈમાનિ અન્ આમિનૂ બિરબ્બિકુમ્ ફઆમન્ના. રબ્બના ફગ્ફિર્ લના જુનૂબના વકફ્ફિર અન્ના સય્યિઆતિના વતવફ્ફના મઅલ્ અબ્રાર. રબ્બના વ આતિના મા વઅત્તના અલા રુસૂલિક વલા તુખ્ઝિના યવ્મલ્ કિયામહ્, ઈન્ન-ક લા તુખ્લિફુલ્ મિઆદ.**

(સૂરએ આલિ ઈમરાન, પારહ ૪, આયત ૧૯૦ થી ૧૯૪)

## રોઝીની વૃદ્ધિનો અમલ

જનાબ રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે વ્યક્તિ ઈસ્તિગફારનો વઝીફો હંમેશા પઢતો રહ્યો તો અલ્લાહ તઆલા એને દરેક કષ્ટ—તાણથી સુરક્ષિત રાખે છે અને એવી જગ્યાએથી રોઝી આપે છે, જ્યાંથી તેને વહેમ પણ ન હોય. (અબૂ દાવૂદ, નસાઈ)

ઈસ્તિગફાર આ છે :

اَسْتَغْفِرُ اللّٰهَ رَبِّیْ مِنْ كُلِّ ذَنْبٍ
اَذْنَبْتُهٗ وَاَتُوْبُ اِلَيْهِ ط

**અસ્તગ્ફિરુલ્લાહ રબ્બી મિન્ કુલ્લિ ઝમ્બીન્ અઝ્નબ્તુહૂ વ અતૂબુ ઈલય્હ.**

## સમગ્ર દુનિયાવાળાઓના બરાબર નેકીઓ

رَبَّنَا اغْفِرْ لِیْ وَلِوَالِدَیَّ وَلِلْمُؤْمِنِیْنَ
یَوْمَ یَقُوْمُ الْحِسَابُ ﴿۴۱﴾ (الابراہیم ۱۴:۴۱)

**રબ્બનગ્ફિર્લી વલિ વાલિ દય્ય વ લિલ્ મુઅ્મિનીન યવ્મ યકુમુલ્ હિસાબ.**

[અર્થ : હે મારા પરવરદિગાર ! મને બખ્શી દે અને મારા માં—બાપને બખ્શી દે અને સર્વ ઈમાનવાળાઓની કિયામતના દિવસે મગફિરત કરી આપજે.]

(સૂરએ ઈબ્રાહીમ, આયત ૪૧)

**અથવા આ દુઆ પઢે :**

اَللّٰھُمَّ اغْفِرْلِیْ وَلِلْمُؤْمِنِیْنَ وَالْمُؤْمِنَاتِ
وَالْمُسْلِمِیْنَ وَالْمُسْلِمَاتِ ط (حزب اعظم، دوسری منزل، بروز اتوار)

**અલ્લાહુમ્મગ્ફિર્લી વલિલ્ મુઅ્મિનીન વલ્ મુઅ્મિનાતિ વલ્ મુસ્લિમીન વલ્ મુસ્લિમાત.** (હિઝ્બ અઅ્ઝમ, દુસરી મંઝિલ)

[**અર્થ :** હે અલ્લાહ ! મને બખ્શી દે અને તમામ મુઅમિન પુરુષો અને તમામ મુઅમિન સ્ત્રીઓની મગફિરત ફરમાવ અને મુસલમાન પુરુષો અને મુસલમાન સ્ત્રીઓને માફ કરી દે.]

**ફઝીલત :** હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે બંદો ઈમાનવાળા પુરુષો અને સ્ત્રીઓ માટે અલ્લાહ તઆલાથી મગફિરત માગશે એના માટે દરેક મુઅમિન પુરુષ અને દરેક મુઅમિન સ્ત્રી પૈકી એક એક નેકી લખવામાં આવશે. (મુઅઝમે કબીર લિત્તબરાની, બહવાલા—મઆરિફુલ હદીસ, પેજ ૩૨૫, ભાગ ૫)

બીજી હદીસ શરીફમાં વર્ણન છે કે જે માણસ ઉપરોક્ત દુઆ સત્તાવીસ (૨૭) વખત પઢશે અથવા દુઆએ મગફિરત કરશે તે અલ્લાહ તઆલાના તે પ્રિય બંદાઓમાં શામિલ થઈ જશે, જેમની દુઆઓ કબૂલ થાય છે અને જેમની બરકતથી દુનિયાવાળાઓને રોઝી પ્રાપ્ત થાય છે. (મુઅઝમે કબીર, તબરાની, બહવાલા મઆરિફુલ હદીસ, પેજ ૩૨૬, ભાગ ૫)

## દીન પર અડગ રહેવાની દુઆ

یَا مُقَلِّبَ الْقُلُوْبِ ثَبِّتْ قَلْبِیْ عَلٰی دِیْنِکَ ط

**યા મુકલ્લિબલ્ કુલૂબિ સબ્બિત્ કલ્બી અલા દીનિક.**

[**અર્થ :** હે દિલોના પલટનાર ! મારું દિલ પોતાના દીન પર જમાવ.] (તિરમિઝી, નસાઈ, હાકિમ, અહમદ, અબૂ યઅ્લા અન ઉમ્મે અલમન રદિ.)

## ઈસ્લામ પર મૃત્યુ થવાની દુઆ

આ હઝરત યૂસુફ (અલૈ.)ની છેલ્લી દુઆ છે :

فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۟ اَنْتَ وَلِيّٖ فِی الدُّنْیَا

وَالْاٰخِرَةِ ۚ تَوَفَّنِیْ مُسْلِمًا وَّاَلْحِقْنِیْ بِالصّٰلِحِیْنَ ﴿۱۰۱﴾

(سورۂ یوسف ۱۲:۱۰۱، پارہ ۱۳)

**ફાતિરસ્સમાવાતિ વલ્ અર્દિ, અન્ત વલિય્યી ફીદ્ દુન્યા વલ્ આખિરતિ તવફ્ફની મુસ્લિમંવ્ વઅલ્હિક્ની બિસ્સાલિહીન.** (સૂરએ યૂસુફ, પા. ૧૩, રુકૂઅ ૧૧)

[**અર્થ :** હે આસમાન અને જમીનને પેદા કરનાર ! દુનિયા આખિરતમાં તું જ મારો રફીક–સાથી છે. તું મને પોતાની ફરમાંબરદારીની હાલતમાં (દુનિયાથી) ઉઠાવી લે અને મને પોતાના નેક બંદાઓમાં શામિલ ફરમાવ.]

## દરેક પ્રકારની ભલાઈની દુઆ

اَللّٰهُمَّ لَا تَدَعْ لَنَا ذَنْبًا اِلَّا غَفَرْتَهٗ وَلَا هَمًّا اِلَّا فَرَّجْتَهٗ

وَلَا دَيْنًا اِلَّا قَضَيْتَهٗ وَلَا حَاجَةً مِّنْ حَوَائِجِ الدُّنْيَا

وَالْاٰخِرَةِ هِيَ لَكَ رِضًا اِلَّا قَضَيْتَهَا يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ط

**અલ્લાહુમ્મ લા તદઅ્ લના ઝમ્બન્ ઈલ્લા ગફર્તહૂ વલા હમ્મન્ ઈલ્લા ફર્રજ્તહૂ વલા દય્નનન્ ઈલ્લા કઝય્તહૂ વલા હાજતમ્ મિન્ હવાઈજિદ્ દુન્યા વલ્ આખિરતિ ઈલ્લા કઝય્તહા યા અરહમર્રાહિમીન.**

[**અર્થ :** હે અલ્લાહ ! અમારો કોઈ ગુનાહ માફ કર્યા વગર અને કોઈ ફિક્ર–ચિંતા દૂર કર્યા વગર અને કોઈ કર્ઝ–દેણું અદા કર્યા વગર ન છોડ. હે તમામ રહમ–દયા કરનારાઓથી વધીને રહમ કરનાર !]

(તબરાની ફીલ કબીર, વ ફી કિતાબુદ્દુઆ અન અનસીન રદિ.)

## દોઝખથી સુરક્ષિત રહેવા માટે

જે માણસ આ સાતેવ "હા–મીમ" પઢયા કરશે એના પર **દોઝખના સાતેવ દરવાઝા** બંધ થઈ જશે.

حٰمٓ ﴿١﴾ تَنۡزِيۡلُ الۡكِتٰبِ مِنَ اللّٰهِ الۡعَزِيۡزِ الۡعَلِيۡمِ ﴿٢﴾ (المؤمن ٤٠)

حٰمٓ ﴿١﴾ تَنۡزِيۡلٌ مِّنَ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ﴿٢﴾ (حٰم السجدة ٤١)

حٰمٓ ﴿١﴾ عٓسٓقٓ ﴿٢﴾ (الشورىٰ ٤٢)

حٰمٓ ﴿١﴾ وَالۡكِتٰبِ الۡمُبِيۡنِ ﴿٢﴾ (الزخرف ٤٣)

حٰمٓ ﴿١﴾ وَالۡكِتٰبِ الۡمُبِيۡنِ ﴿٢﴾ اِنَّاۤ اَنۡزَلۡنٰهُ فِىۡ لَيۡلَةٍ مُّبٰرَكَةٍ اِنَّا كُنَّا مُنۡذِرِيۡنَ ﴿٣﴾ (الدخان ٤٤)

حٰمٓ ﴿١﴾ تَنۡزِيۡلُ الۡكِتٰبِ مِنَ اللّٰهِ الۡعَزِيۡزِ الۡحَكِيۡمِ ﴿٢﴾ (الجاثية ٤٥)

حٰمٓ ﴿١﴾ تَنۡزِيۡلُ الۡكِتٰبِ مِنَ اللّٰهِ الۡعَزِيۡزِ الۡحَكِيۡمِ ﴿٢﴾ (الاحقاف ٤٦)

**હા–મીમ તન્ઝીલુલ્ કિતાબિ મિનલ્લાહિલ્ અઝીઝીલ્ અલીમ.**
**હા–મીમ. તન્ઝીલુમ્ મિનર્રહ્માનિર્રહીમ.**

**હા-મીમ. ઐન-સીન-કાફ.**
**હા-મીમ. વલ્ કિતાબિલ્ મુબીન.**
**હા-મીમ. વલ્ કિતાબિલ્ મુબીન. ઈન્ના અન્ઝલ્નાહુ ફી લય્લતિમ્ મુબારકતિન્ ઈન્ના કુન્ના મુન્ઝિરીન.**
**હા-મીમ. તન્ઝીલુલ્ કિતાબિ મિનલ્લાહિલ્ અઝીઝીલ્ હકીમ.**
**હા-મીમ. તન્ઝીલુલ્ કિતાબિલ્લાહિલ્ અઝીઝીલ્ હકીમ.**
(ઝખીરએ આખિરત)

## દીન, પ્રાણ, અવલાદ, ઘરવાળાઓ અને માલની હિફાઝત-સુરક્ષા માટેની દુઆ

بِسْمِ اللّٰهِ عَلٰى دِيْنِىْ وَنَفْسِىْ وَوَلَدِىْ
وَاَهْلِىْ وَمَالِىْ ط (تین بار)

**બિસ્મિલ્લાહિ અલા દીની વ નફ્સી વ વલદી વ અહ્લી વ માલી.** (ત્રણ વખત પઢે) (ઝખીરએ આખિરત)

## મગફિરતની દુઆ

رَبِّ اغْفِرْ وَارْحَمْ وَاَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ ط

**રબ્બિગ્ ફિર્ વર્હમ્ વ અન્ત ખયરુર્રાહિમીન.** (ઝખીરએ આખિરત)

[અર્થ : હે અલ્લાહ ! મારી મગફિરત ફરમાવ અને મારા ઉપર રહમ-દયા કર અને તું સૌથી વધુ રહમ કરનાર છે.]

## પ્યારા મહબૂબ (સલ.) તરફથી ઉમ્મતના માટે વિર્દ-વઝાઈફનો હદિયો

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط
وَنَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ

لَاشَرِيْكَ لَهٗ وَنَشْهَدُاَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط
اَرْسَلَهٗ بِالْهُدٰى وَدِيْنِ الْحَقِّ لِيُظْهِرَهٗ عَلَى الدِّيْنِ
كُلِّهٖ وَلَوْكَرِهَ الْمُشْرِكُوْنَ ط عَلٰى هٰذِهِ الشَّهَادَةِ
نَحْيٰى وَعَلَيْهَا نَمُوْتُ وَعَلَيْهَا نُبْعَثُ اِنْ شَآءَ اللّٰهُ
تَعَالٰى ط لَآاِلٰهَ اِلَّااللّٰهُ عَدَدَ خَلْقِهٖ وَزِنَةَ عَرْشِهٖ
وَرِضٰى نَفْسِهٖ وَمِدَادَ كَلِمَاتِهٖ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى
مُحَمَّدٍ كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ وَصَلِّ عَلٰى مُحَمَّدٍ
كُلَّمَاغَفَلَ عَنْ ذِكْرِهِ الْغَافِلُوْنَ ط

لَآاِلٰهَ اِلَّااللّٰهُ الْعَظِيْمُ الْحَلِيْمُ ط لَآاِلٰهَ اِلَّااللّٰهُ رَبُّ
الْعَرْشِ الْعَظِيْمِ ط لَآاِلٰهَ اِلَّااللّٰهُ رَبُّ السَّمٰوٰتِ وَرَبُّ
الْاَرْضِ وَرَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ط

حَسْبُنَااللّٰهُ لِدِيْنِنَا ط حَسْبُنَااللّٰهُ لِدُنْيَانَا ط حَسْبُنَا
اللّٰهُ لِمَا اَهَمَّنَا ط حَسْبُنَااللّٰهُ لِمَنْ بَغٰى عَلَيْنَا ط حَسْبُنَا
اللّٰهُ لِمَنْ حَسَدَنَا ط حَسْبُنَااللّٰهُ لِمَنْ كَادَنَا بِسُوْءٍ ط
حَسْبُنَااللّٰهُ عِنْدَالْمَوْتِ ط حَسْبُنَااللّٰهُ عِنْدَالْقَبْرِ ط

حَسْبُنَا اللّٰهُ عِنْدَ الْمَسَائِلِ ط حَسْبُنَا اللّٰهُ عِنْدَ الصِّرَاطِ ط حَسْبُنَا اللّٰهُ عِنْدَ الْحِسَابِ ط حَسْبُنَا اللّٰهُ عِنْدَ الْمِيْزَانِ ط حَسْبُنَا اللّٰهُ عِنْدَ الْجَنَّةِ وَالنَّارِ ط حَسْبُنَا اللّٰهُ عِنْدَ اللِّقَاءِ ط حَسْبُنَا اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ عَلَيْهِ تُوَكَّلْتُ وَاِلَيْهِ اُنِيْبُ ط رَضِيْنَا بِاللّٰهِ تَعَالٰى رَبًّا وَّبِالْاِسْلَامِ دِيْنًا وَّبِمُحَمَّدٍ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ نَبِيًّا وَّرَسُوْلًا ط

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

વનશહદુ અંલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરીક લહૂ વનશહદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહૂ વ રસૂલુહ્. અર્સલહુ બિલ્ હુદા વદિનિલ્ હક્કિ લિયુઝ્હિરહુ અલદ્દિનિ કુલ્લિહી વલવ્ કરીહલ્ મુશ્રિકુન. અલા હાઝિહિશ્શહાદતિ નહ્યા વ અલય્હા નમૂતુ વ અલય્હા નબ્અષુ ઈન્શાઅલ્લાહુ તઆલા. લા ઈલા-હ ઈલ્લલ્લાહુ અ-દ-દ ખલ્કિહિ વ ઝિનત અર્સિહી વ રિદા નફ્સિહી વ મિદાદ કલિમાતિહી. અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ કુલ્લમા ઝકરહુઝ્ઝાકિરૂન વ સલ્લિ અલા મુહમ્મદિન કુલ્લમા ગફલ અન્ ઝિક્રિહીલ્ ગાફિલૂન.

લા ઈલા-હ ઈલ્લલ્લાહુલ્ અઝીમુલ્ હલીમ. લા ઈલા-હ ઈલ્લલ્લાહુ રબ્બુલ્ અર્શિલ્ અઝીમ. લા ઈલા-હ ઈલ્લલ્લાહુ

**રબ્બુસ્સમાવાતિ વ રબ્બુલ્ અર્દિ વ રબ્બુલ્ અર્શિલ્ કરીમ.**

**હસ્બુનલ્લાહુ લિદીનિના, હસ્બુનલ્લાહુ લિદુન્યાના હસ્બુનલ્લાહુ લિમા અહમ્મના, હસ્બુનલ્લાહુ લિમમ્ બગા અલય્ના, હસ્બુનલ્લાહુ લિમન્ હસદના, હસ્બુનલ્લાહુ લિમન્ કાદના બિસૂ-અ્. હસ્બુનલ્લાહુ ઈન્દલ્ મવ્ત. હસ્બુનલ્લાહુ ઈન્દલ્ કબ્રિ, હસ્બુનલ્લાહુ ઈન્દલ્ મસાઈલિ, હસ્બુનલ્લાહુ ઈન્દસ્સિરાત, હસ્બુનલ્લાહુ ઈન્દલ્ હિસાબ, હસ્બુનલ્લાહુ ઈન્દલ્ મિઝાન, હસ્બુનલ્લાહુ ઈન્દલ્ જન્નતિ વન્નાર, હસ્બુનલ્લાહુ ઈન્દલ્ લિકાઅ્, હસ્બુનલ્લાહુ લા ઈલા-હ ઈલ્લા હુ-વ અલય્હિ તવક્કલ્તુ વ ઈલય્હિ ઊનીબ, રદીના બિલ્લાહિ તઆલા રબ્બંવ્ વ બિલ્ ઈસ્લામિ દિનંવ્ વબિ મુહમ્મદિન્ સલ્લલ્લાહુ તઆલા અલય્હિ વ સલ્લમ નબિય્યંવ્ વ રસૂલા.** (ઝખીરએ આખિરત)

[**અર્થ :** બેહદ કૃપાળુ, દયાળુ અલ્લાહના નામથી (શરૂ કરું છું) ઝાત, ખૂબીઓ, ઈબાદતો, અહકામોમાં અમે ગવાહી આપીએ છીએ કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ મા'બૂદ નથી, તે એકલો છે, એનો કોઈ ભાગીદાર નથી અને બેશક, અમો ગવાહી આપીએ છીએ કે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના બંદા અને રસૂલ છે. અલ્લાહ તઆલાએ એમને હિદાયત અને સાચો દીન (ધર્મ) આપીને મોલ્યા જેથી એને સર્વ ધર્મો પર વર્ચસ્વ કરે, ભલે મુશ્રિકોને નાપસંદ થાય. અમે ઈન્શા અલ્લાહ આ જ ગવાહી પર જીવીશું અને મરીશું અને આ જ ગવાહી પર બીજી વખત જીવતા થઈશું.

હું લા ઈલા-હ ઈલ્લલ્લાહ પઢું છું, એની મખલૂકની સંખ્યા મુજબ અને હું લા ઈલા-હ ઈલ્લલ્લાહ પઢું છું એના અર્શના

(૮૦) વરસના ગુનાહ માફ કરી દેશે તથા તેને એંસી (૮૦) વરસની ઈબાદતનો સવાબ મળશે. (ફઝાઈલે આ'માલ)

(૪૭)

اَللّٰهُمَّ صَلِّ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ صَلٰوتِكَ شَيْءٌ
وَّبَارِكْ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ بَرَكَاتِكَ شَيْءٌ
وَّارْحَمِ النَّبِيَّ حَتّٰى لَا يَبْقٰى مِنْ رَّحْمَتِكَ شَيْءٌ
وَّسَلِّمْ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ سَلَامِكَ شَيْءٌ ط

ફઝીલત : હુઝૂર નબીએ અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના ઈરશાદ અનુસાર આ દુરૂદ શરીફને પઢનારનો ચહેરો પુલ સિરાતથી પસાર થતી વખતે ચાંદથી વધુ ચમકદાર હશે.

(ઝરીઅતુલ્ લુસૂલ.....૧૮૫)

(૪૮)

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ كَمَا اَنْتَ اَهْلُهٗ فَصَلِّ عَلٰى مُحَمَّدٍ
كَمَا اَنْتَ اَهْلُهٗ وَافْعَلْ بِنَا مَا اَنْتَ اَهْلُهٗ فَاِنَّكَ اَهْلُ
التَّقْوٰى وَاَهْلُ الْمَغْفِرَةِ ط

ફઝીલત : અલ્લામહ મૂસલી (રહ.)એ બયાન કર્યું છે કે, જે માણસ અલ્લાહ તઆલાની બેહતરીન હમ્દ કરવા ચાહે અને અફઝલતરીન દુરૂદ પઢવા ચાહે તો તે આ હમ્દો-સલાત પઢે. (અબૂદાવૂદ શરીફ)

(૪૯)

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى
اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط
اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ
عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

ફઝીલત : આ દુરૂદ શરીફનું નામ ‘‘દુરૂદે ઈબ્રાહીમ’’ છે અને બધાં દુરૂદ શરીફો કરતાં આ દુરૂદ શરીફ સર્વશ્રેષ્ઠ છે. દરેક બુઝુર્ગે આ દુરૂદ શરીફ સર્વશ્રેષ્ઠ હોવાની ભલામણ કરી છે. અલ્લાહના નેક બંદાઆએ પોતાની કિતાબોમાં આ દુરૂદ શરીફની ઘણી જ તાકીદ કરેલી છે. નમાઝના કા’દહમાં પણ આ દુરૂદ શરીફ પઢવામાં આવે છે.
(ફઝાઈલે દુરૂદ, ફઝાઈલે આ’માલ)

(૫૦)

اَللّٰهُمَّ اكْفِنِىْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ
وَاَغْنِنِىْ بِفَضْلِكَ عَنْ مَّنْ سِوَاكَ ط

અર્થ : હે અલ્લાહ તઆલા ! હરામથી બચાવી, પોતાના હલાલ વડે તું મારી કિફાલત ફરમાવ. તું મારા વતી જવાબદાર બની જા અને પોતાના ફઝલ વડે તું મને પોતાના ગેરથી બેનિયાઝ ફરમાવી દે.

(હદીસ : સઆદતે દારૈન, મવ. અશરફ અહમદ રાંદેરી સા. ની કિતાબ)

ફઝીલત : આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત છે કે

જે જુમ્આની નમાઝ પછી સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ) સો (૧૦૦) વખત અને દુરૂદ શરીફ સો (૧૦૦) વખત અને સિત્તેર (૭૦) વાર ઉપરની દુઆ પઢશે તો અલ્લાહ તઆલા તે માણસની સો (૧૦૦) જરૂરતો પૂરી કરશે. જેમાંથી ત્રીસ (૩૦) દુનિયાની અને સિત્તેર (૭૦) આખિરતની. તે દુઆ ઉપર મુજબ છે.

(૫૧)

## ઈમાને મુફસ્સલ

اٰمَنْتُ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ وَالْيَوْمِ الْاٰخِرِ
وَالْقَدْرِ خَيْرِهٖ وَشَرِّهٖ مِنَ اللّٰهِ تَعَالٰى وَالْبَعْثِ بَعْدَ الْمَوْتِ-

આમન્તુ બિલ્લાહિ વ મલાઈ-કતિહી વ કુતુબિહી વ રુસુલિહી
વલ્ યવ્મિલ્ આખિરિ વલ્ કદ્રિ ખયરિહી વ શર્રિહી
મિનલ્લાહિ તઆલા વલ્બઅ્ષિ બઅ્દલ્ મવ્તિ.

(૧) હું અલ્લાહ તઆલા પર ઈમાન લાવ્યો.
(૨) હું અલ્લાહ તઆલાના ફરિશ્તાઓ પર ઈમાન લાવ્યો.
(૩) હું અલ્લાહ તઆલાની કિતાબો પર ઈમાન લાવ્યો.
(૪) હું અલ્લાહ તઆલાના પયગમ્બરો પર ઈમાન લાવ્યો.
(૫) અને કિયામતના દિવસ પર ઈમાન લાવું છું.
(૬) અને સારું તથા બુરું જે કાંઈ બને છે તે બધું અલ્લાહ તઆલા તરફથી જ બને છે. એ વાત પર હું ઈમાન લાવું છું.
(૭) મૃત્યુ પછી કિયામતના દિવસે હિસાબ-કિતાબ આપવા પર અને તેનો બદલો આપવા માટે ફરી સજીવન થવા પર હું ઈમાન લાવું છું.

ફઝીલત : મજકૂર સંપૂર્ણ સાતેય ઈમાનિય્યાત પર ઈમાન ધરાવવું જરૂરી છે. આ સાત ઈમાની બાબતો પૈકી જો કોઇ એક બાબતનો પણ ઈનકાર કરશે તો તે વ્યક્તિ મુઅમિન લેખાશે નહિ, બલ્કે કાફિર જ લેખાશે. અને જે વ્યક્તિ આ સાત ઈમાની બાબતોને યકીનનાં સાથે દિલ થી માનશે અને પછી તેનું મૃત્યુ થશે તો ઈન્શા અલ્લાહ જન્નતી છે. (આખિરત નો તોહફો)

(૫૨)

اَللّٰهُمَّ اَسْلَمْتُ نَفْسِىْ اِلَيْكَ وَوَجَّهْتُ وَجْهِىَ اِلَيْكَ وَفَوَّضْتُ اَمْرِىْ اِلَيْكَ وَاَلْجَئْتُ ظَهْرِىْ اِلَيْكَ رَغْبَةً وَّرَهْبَةً اِلَيْكَ لَامَلْجَأَ وَلَا مَنْجَأَ مِنْكَ اِلَّا اِلَيْكَ ط اَللّٰهُمَّ اٰمَنْتُ بِكِتَابِكَ الَّذِىْ اَنْزَلْتَ وَنَبِيِّكَ الَّذِىْ اَرْسَلْتَ ط

અર્થ : યા અલ્લાહ ! મેં મારી જાતને તારા હવાલે કરી અને મેં મારા રુખને અને મારી જાતને તારા તરફ એકધ્યાન કર્યા અને મારા સર્વે કાર્યો તને સોંપ્યા અને મેં તારો જ આશરો લીધો. મારું વલણ અને મારી આશાઓ પણ તારી ઉપર જ અવલંબિત છે. તારો જ ડર મને લાગતો રહે છે અને તારી પકડ અને તારા અઝાબથી બચવા તારી ઝાત સિવાય કોઈ બચાવની જગ્યા નથી, ન કોઈ છુટકારાનો માર્ગ છે, પરંતુ તારા ગઝબથી બચવા માટે તારી રહમત વગર અને તારી પકડથી બચવા માટે તારી માફી વિના બીજો કોઈ આરો નથી. હે અલ્લાહ ! હું તારી ઉતારેલ કિતાબ પર અને તેં મોકલેલ નબી ઉપર ઈમાન રાખું છું.

ફઝીલત : હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલે અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: જ્યારે તમે સૂવાનો ઈરાદો કરો તો નમાઝના જેવું વુઝૂ કરીને પથારી ઉપર જમણા પાસાએ સૂઈ જાવ અને ફરી આ કલામ પઢવાનું રાખો.

જે માણસ ઉપરનાં કલામ પઢી સૂઈ જશે, ને પછી કંઈ વાત ન કરશે તો એવો માણસ જો તે જ રાત્રે મરી જશે તો તેની મોત ફિતરતે સલીમહ ઉપર થશે.

તિર્મિઝીની રિવાયત છે કે જો એ માણસ એ જ રાતે મરી જશે તો જન્નતમાં જશે.

(૫૩)



فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ قف اَنْتَ وَلِیّٖ فِی الدُّنْیَا وَالْاٰخِرَةِ ج تَوَفَّنِیْ مُسْلِمًا وَّاَلْحِقْنِیْ بِالصّٰلِحِیْنَ ﴿۱۰۱﴾ (سورۂ یوسف ۱۲:۱۰۱، پارہ ۱۳)

અર્થ : હે આસમાન અને જમીનને પેદા કરનાર ! દુનિયા અને આખિરતમાં તું જ મારો રફીક-સાથી છે. તું મને પોતાની ફરમાંબરદારીની હાલતમાં (દુનિયાથી) ઉઠાવી લે અને મને પોતાના નેક બંદાઓમાં શામિલ ફરમાવ.

ફઝીલત : આ હઝરત યૂસુફ (અલૈ)ની છેલ્લી દુઆ છે. જે માણસ આ આયતને પઢતો રહેશે તો ઈન્શા અલ્લાહ તેનું મૃત્યુ ઈસ્લામ ઉપર થશે. (આખિરત નો તોહફો)

(૫૪)

# સલાતો સલામ

بِسْمِ اللّٰهِ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ ط

(ઈબ્ને માજહ, અલ્ મસાજિદ વલ જમાઅહ)

(૫૫)

اَلتَّحِيَّاتُ لِلّٰهِ وَالصَّلَوَاتُ وَالطَّيِّبَاتُ الْغَادِيَاتُ الرَّاءِحَاتُ الزَّاكِيَاتُ الطَّاهِرَاتُ لِلّٰهِ ط

(તબરાની, અલ્ મુઅ્જમુલ્ કબીર)

(૫૬)

اَلتَّحِيَّاتُ لِلّٰهِ الزَّاكِيَاتُ لِلّٰهِ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَاالنَّبِيُّ وَرَحْمَةُاللّٰهِ وَبَرَكَاتُهٗ ط اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ ط اَشْهَدُ اَنْ لَّآاِلٰهَ اِلَّااللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

(મુઅત્તા માલિક, અન્નિદા લિસ્સલાત)

(૫૭)

بِسْمِ اللّٰهِ التَّحِيَّاتُ لِلّٰهِ الصَّلَوَاتُ لِلّٰهِ الزَّاكِيَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَى النَّبِيِّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ط اَلسَّلَامُ عَلَيْنَا

وَعَلٰی عِبَادِاللّٰهِ الصَّالِحِیْنَ ط شَهِدْتُّ اَنْ لَّآاِلٰهَ اِلَّااللّٰهُ
وَاَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ ط

(મુઅત્તા માલિક, અત્તિદા લિસ્સલાત)

(૫૮)

اَلتَّحِیَّاتُ لِلّٰهِ وَالصَّلَوَاتُ وَالطَّیِّبَاتُ اَلسَّلَامُ عَلَیْکَ
اَیُّهَاالنَّبِیُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَکَاتُهٗ ط اَلسَّلَامُ عَلَیْنَا وَعَلٰی
عِبَادِاللّٰهِ الصَّالِحِیْنَ ط اَشْهَدُ اَنْ لَّآاِلٰهَ اِلَّااللّٰهُ وَاَشْهَدُ
اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

(બુખારી, અલ્ અઝાન)

(૫૯)

اَلتَّحِیَّاتُ الطَّیِّبَاتُ الصَّلَوَاتُ الزَّاکِیَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ
عَلَی النَّبِیِّ وَرَحْمَةُ اللّٰهِ ط اَلسَّلَامُ عَلَیْنَا وَعَلٰی عِبَادِاللّٰهِ
الصَّالِحِیْنَ ط اَشْهَدُ اَنْ لَّآاِلٰهَ اِلَّااللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا
عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

(ઇબ્ને અબી શય્બહ, અત્તશહ્હુદ ફિસ્સલાહ)

(૬૦)

اَلتَّحِیَّاتُ الطَّیِّبَاتُ الصَّلَوَاتُ الزَّاکِیَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ

عَلَى النَّبِيِّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ط اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ ط اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

(બયહકી, અસ્સુનનુલ્ કુબ્રા, કિતાબુસ્સલાહ)

(૬૧)

اَلتَّحِيَّاتُ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ الْمُبَارَكَاتُ لِلّٰهِ، اَرْبَعُ اَيُّهَا النَّاسُ اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ط اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ ط

(બયહકી, અસ્સુનનુલ્ કુબ્રા, કિતાબુસ્સલાહ)

(૬૨)

اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ الزَّاكِيَاتُ لِلّٰهِ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُاللّٰهِ وَرَسُوْلُهٗ ط اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ط اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ اَلسَّلَامُ عَلَيْكُمْ ط

(મુઅત્તા માલિક, અન્નિદાઅ લિસ્સલાહ)

(૬૩)

اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ الزَّاكِيَاتُ لِلّٰهِ، اَشْهَدُ اَنْ لَّآاِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنْ لَّآاِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ وَاَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ط اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ اَلسَّلَامُ عَلَيْكُمْ ط

(મુઅત્તા માલિક, અન્નિદાઅ લિસ્સલાહ)

(૬૪)

اَلتَّحِيَّاتُ الْمُبَارَكَاتُ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ط اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ ط اَشْهَدُ اَنْ لَّآاِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

(ઈબ્ને માજહ, ઈકામતુસ્સલાહ વ સ્સુનન ફીહા)

(૬૫)

اَلتَّحِيَّاتُ لِلّٰهِ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ط اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ ط اَشْهَدُ اَنْ لَّآاِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

(નસઈ, કયૂફત્તશહ્હુદ)

# દરજાત બુલંદ કરવાવાળા મહાન અમલો

## બજારમાં પઢવાનો મહાન અજર અને સવાબ
## દસ લાખ નેકીઓ, દસ લાખ.....

(૧) હઝરત ઉમર ઇબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ બજારમાં દાખલ થતી વખતે આ (નીચે દર્શાવેલી) દુઆ પઢી લેશે તો અલ્લાહ તઆલા એના હિસાબ (નામ-એ-આ'માલ)માં દસ લાખ નેકીઓ લખી આપશે, એની દસ લાખ ખતાઓ યા ગુનાહોને માફ ફરમાવી દેશે અને એના દસ લાખ દરજાત બુલંદ ફરમાવશે.

(તિરમિઝી શરીફ)

لَآاِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ يُحْيِيْ وَيُمِيْتُ وَهُوَ حَيٌّ لَّا يَمُوْتُ بِيَدِهِ الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ

(૨) એક હદીસ અનુસાર ઉપરોક્ત દુઆ પઢનાર માટે (ઉપરોક્ત ફઝાઇલ ઉપરાંત) જન્નતમાં એક મહેલ પણ બનાવી દેવાશે.

(મુસ્તદરકે હાકિમ, નવવી કૃત ''અલ અઝકાર'' પૃ : ૨૪૨, હદીસ નં : ૮૫૫)

**જરા વિચારો, મારા ભાઈઓ !** ઉપરનો કલિમો બજારમાં રમઝાન વગરના દિવસોમાં એક વખત પઢે તો દસ લાખ નેકીઓ મળે છે, દસ લાખ ગુનાહો માફ થઈ જાય છે અને દસ લાખ દરજ્જાઓ બુલંદ થાય છે અને એક મહેલ, પરંતુ જે માણસ આ જ અમલને

રમઝાનના દિવસોમાં કરશે તો સવાબ અને અજરનો હિસાબ-કિતાબ બદલાઇ જશે. કેમ કે રમઝાનમાં દરેક નેકીનો બદલો સિત્તેર ગણો મળે છે. (હદીસ) એ હિસાબે આ જ કલિમો રમઝાનમાં એક વખત પઢવાનો સવાબ દસ લાખ (૧૦,૦૦,૦૦૦ x ૭૦ = ૭,૦૦,૦૦,૦૦૦)(૭ કરોડ) નેકીઓ અને ૧ x ૭૦ = ૭૦ (સિત્તેર) મહેલો,

તો ઈન્શાઅલ્લાહ એક વખત પઢવાથી તે માણસને

૭,૦૦,૦૦,૦૦૦ (૭ કરોડ) નેકીઓ મળશે.

૭,૦૦,૦૦,૦૦૦ (૭ કરોડ) ગુનાહો માફ થશે.

૭,૦૦,૦૦,૦૦૦ (૭ કરોડ) દરજ્જાઓ બુલંદ થશે અને

૭૦ મહેલો જન્નતમાં મળશે, ઈન્શાઅલ્લાહ.

અલ્લાહ તઆલા ખૂબ ખૂબ અમલ કરવાનો શોખ અને ઝૌક નસીબ ફરમાવે, આમીન.

## દસ કરોડ ગુનાહ માફ, દસ કરોડ નેકીઓ મળશે અને દસ કરોડ દરજ્જાઓ બુલંદ થશે

اَللّٰهُمَّ يَادَائِمَ الْفَضْلِ عَلَى الْبَرِيَّةِ يَابَاسِطَ

الْيَدَيْنِ بِالْعَطِيَّةِ يَاصَاحِبَ الْمَوَاهِبِ السَّنِيَّةِ ج

صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ خَيْرِالْوَرٰى سَجِيَّةً

وَّاغْفِرْلَنَا يَاذَاالْعُلٰى فِيْ هٰذِهِ الْعَشِيَّةِ ط

મહાન ફઝીલત : જે માણસ ઉપરના દુરૂદ શરીફને જુમ્આની રાત્રે (જુમે'રાતનો સૂરજ ડૂબ્યા પછી) દસ (૧૦) વખત પઢશે તો અલ્લાહપાક તેના ૧૦ કરોડ (૧૦,૦૦,૦૦,૦૦૦) ગુનાહ માફ કરી દેશે, ૧૦ કરોડ (૧૦,૦૦,૦૦,૦૦૦) નેકીઓ આપશે તથા ૧૦ કરોડ (૧૦,૦૦,૦૦,૦૦૦) દરજ્જાઓ બુલંદ કરશે.

(અલ કવલુલ બદીઅ)

આ દુરૂદ શરીફ પઢનારને આખિરતમાં ઘણો જ મહાન અજર-બદલો મળશે, ઈન્શાઅલ્લાહ.

## સમગ્ર મખ્લૂકનાં બરાબર સવાબ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ النَّبِيِّ عَدَدَ مَنْ صَلّٰى
عَلَيْهِ مِنْ خَلْقِكَ وَصَلِّ عَلٰى مُحَمَّدِ النَّبِيِّ
كَمَا يَنْبَغِيْ لَنَا اَنْ نُّصَلِّيَ عَلَيْهِ وَصَلِّ عَلٰى
مُحَمَّدِ النَّبِيِّ كَمَا اَمَرْتَنَا اَنْ نُّصَلِّيَ عَلَيْهِ ط

ફઝીલત : જે માણસ ઉપરના દુરૂદ શરીફને દરરોજ સવારે દસ (૧૦) વખત પઢશે તો તે માણસ તેના કારણે તમામે તમામ મખ્લૂકના અમલોના જેટલો સવાબ હાસિલ કરે છે. (દુર્રે મન્સૂર)

# જન્નતોની સંખ્યા

## જન્નતુલ ફિરદૌસ ચાર છે

અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَلِمَنْ خَافَ مَقَامَ رَبِّهٖ جَنَّتٰنِ ﴿٤٦﴾ (الرحمٰن ٥٥:٤٦)

જે અલ્લાહ તઆલાની સામે રજૂ થવાથી ડરી ગયો (અને ગુનાહ કરવાથી રોકાઈ ગયો તો તેના માટે બે જન્નતો) છે, એક સોનાની અને એક ચાંદીની. એ પછી અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَمِنْ دُوْنِهِمَا جَنَّتٰنِ ﴿٦٢﴾ (الرحمٰن ٥٥:٦٢)

આ પાછલી બે જન્નતોની નીચે બે જન્નતો બીજી પણ છે. આ આયતો ઉપરથી માલુમ પડે છે કે જન્નતોની સંખ્યા ચાર છે, જેમ કે આનાથી અલ્લામા ઈબ્ને કચ્યિમ (રહ.)એ પણ ઈસ્તિદ્લાલ કર્યો છે. તેની દલીલમાં નીચેની હદીસ મુલાહિઝા ફરમાવવામાં આવે.

**હદીસ :** હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : બે જન્નતો એવી છે, જેના વાસણ, જેના ઘરેણા અને જે કાંઈ તેમાં છે એ સોનાનું છે અને બે જન્નતો એવી છે, જેના વાસણ, જેના ઘરેણાં અને જે કાંઈ તેમાં છે એ ચાંદીનું બનેલું છે. જન્નતવાળાઓ વચ્ચે અને તેની વચ્ચે કે તેઓ પોતાના પરવરદિગારના દીદાર કરી શકે. ફક્ત એક કિબ્રિયાઈની ચાદર હશે. અલ્લાહના ચહેરા મુબારક ઉપર

જન્નતે અદનમાં.

**ફાયદો** : આ હદીસ શરીફથી માલુમ પડે છે કે જન્નતુલ ફિરદૌસની સંખ્યા ચાર છે, જેમાંની બે સોનાની હશે અને બે ચાંદીની. આ ચારે જન્નતો ઉંચા દરજ્જાના હશે. એટલા માટે કે તેમના અને અલ્લાહ તઆલાના દીદાર વચ્ચે કિબ્રિયાઈ ચાદર હશે. એ જન્નતવાળાઓ જ્યારે ચાહશે ત્યારે અલ્લાહ તઆલાનો દીદાર કરી શકશે. આપ બીજી કેટલીક રિવાયતોમાં વાંચશો કે અમુક જન્નતો એવી છે જેમાં અલ્લાહ તઆલાના દીદારનો એક સમય મુકર્રર હશે તો આ ઉપરથી માલુમ પડે છે કે એ જન્નતો તે ઉપરાંતની છે.

## જન્નતુલ ફિરદૌસની શાનો-શૌકત

**હદીસ** : હઝરત અમ્ર બિન સલામહ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : અલ્લાહ તઆલાએ જન્નતુલ ફિરદૌસનું મેદાન પોતાના મુબારક હાથોથી બનાવ્યું. એ પછી તેના ઉપર શુદ્ધ સોનાની ઈંટ અને ખૂબ સુગંધિત મુશ્કની ઈંટથી તેનું ચણતર કર્યું. તેમાં ઉમદા અને ભાતભાતના મેવાઓના વૃક્ષ ઉછેર્યા. ઉમદા ખૂશ્બુ પેદા કરી તેમાં નહેરો ચલાવી. પછી આપણા પરવરદિગારે પોતાના અર્શ ઉપર દશ્યમાન થઈને તેની તરફ જોયું અને ફરમાવ્યું : “મને મારા ગલબાના સોગંદ ! તારામાં હમેશાં શરાબ પીનાર અને વ્યભિચાર પર ટકી રહેનાર દાખલ નહી થઈ શકશે.

## જન્નતની નહેરો જબલુલ ફિરદૌસમાંથી નીકળે છે

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે જન્નતમાં

ફિરદૌસ એક પર્વત છે. તેમાંથી જન્નતની નહેરો નીકળે છે.

## અલ્લાહ તઆલા જન્નતુલ ફિરદૌસને દરેક રાત્રે પોતાની સુંદરતામાં અધિકતાનો હુકમ આપે છે

**હદીસ :** હઝરત હસન બિન અતિય્યહ ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : "અલ્લાહ જબ્બાર અઝૂઝ વ જલ્લ જન્નતુલ ફિરદૌસની તરફ દરેક રાત્રે સેહરીના સમયે નજર કરે છે અને (તેને) હુકમ આપે છે કે પોતાની સુંદરતા સહિત અધિક સુંદર થઈ જાય. નિઃશંક એ જ લોકો કામિયાબ છે જે મુઅમિન છે."

## જન્નતુલ ફિરદૌસ અર્શની નીચે છે

**હદીસ :** હુઝૂર સરવરે કાએનાત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : તમો અલ્લાહ તઆલાથી જન્નતુલ ફિરદૌસનો સવાલ કર્યા કરો કેમ કે એ જન્નતનો ઉમદા અને શ્રેષ્ઠ હિસ્સો છે. તેનાથી જન્નતની નહેરો ફૂટે છે અને એ જન્નતુલ ફિરદૌસવાળા (અર્શની નજીક હોવાના કારણે) અર્શની ચરચરાહટનો અવાજ પણ સાંભળશે.

**ફાયદો :** અલ્લામા કુર્તબી (રહ.) ફરમાવે છે કે કહેવામાં આવ્યું છે કે જન્નતો ૭ છે : (૧) દારુલ જલાલ (૨) દારુસ્સલામ (૩) દારુલ ખુલ્દ (૪) જન્નતે અદન (૫) જન્નતુલ મા'વા (૬) જન્નતે નઈમ (૭) જન્નતુલ ફિરદૌસ અને એમ પણ કહેવામાં આવ્યું છે કે જન્નતો ફકત ચાર છે : હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.)ની પાછલી હદીસની બિના પર અલ્લામા હુલૈમી (રહ.) પણ તેને જ અખત્યાર કર્યો અને ફરમાવ્યું છે કે

એ જન્નતો મુકર્રબીનની હશે અને બીજા દરજ્જાની બે જન્નતો હઝરત અસ્હાબુલ યમીનની પણ દરેક જન્નતમાં કંઈ દરજ્જાઓ, મંઝિલો અને દરવાજાઓ હશે.

## જન્નતના નામ અને તેમની વિશેષતાઓ

એ'તેબારની બિના પર એક જન્નત છે, પરંતુ તેની ખૂબીઓના એ'તિબારથી તેના કેટલાએ નામો છે. જે રીતે બારી તઆલાના નામો, કુર્આનના નામો, નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નામો, કિયામત અને દોઝખના નામો ઘણા છે પણ તેમાં હેતુ ઝાતે વાહિદ હોય છે. (પણ હાં તેના દરજ્જાઓ ઘણા છે.)

### (૧) જન્નત

એ જન્નતનું મશહૂર નામ છે, જે આ ઘર અને તેની તમામ ભાત ભાતની નેઅમતો, લજ્જતો, રાહતો, શુરૂર અને આંખોની ઠંડક ઉપર વપરાય છે. અરબીમાં જન્નતને બાગ કહેવામાં આવે છે અને બાગ પણ એવો કે જેના વૃક્ષો અને છોડ ઘટાદાર હોય અને તેમાં દાખલ થનાર તેમાં સંતાઈ જાય.

### (૨) દારુસ્સલામ

અલ્લાહ તઆલાએ જન્નતનું નામ દારુસ્સલામ પણ આપ્યું છે. જુઓ અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

لَهُمْ دَارُ السَّلٰمِ عِنْدَ رَبِّهِمْ (الانعام ٦:١٢٧)

મુઅમિન માટે તેમના રબ પાસે દારુસ્સલામ છે અને એક જગ્યાએ ઈરશાદ ફરમાવ્યો :

وَاللّٰهُ يَدْعُوْٓا اِلٰى دَارِ السَّلٰمِ ؕ (یونس ١٠:٢٥)

અને અલ્લાહ તઆલા (લોકોને) દારુસ્સલામ તરફ બોલાવે છે.

જન્નત આ નામની સૌથી અધિક હકદાર છે. કેમ કે એ પ્રત્યેક આફત અને મકરૂહ ચીજથી અમન અને સલામતીનું ઘર છે. એ અલ્લાહ તઆલાનું ઘર છે કેમ કે અલ્લાહ તઆલાનું એક નામ ''સલામ'' પણ છે, જેણે તેને સલામતીવાળું બનાવ્યું છે અને તેના નિવાસીઓને મા'મૂન અને સુરક્ષિત ફરમાવ્યું છે. એ જન્નતવાળાઓ પણ પરસ્પર ''સલામ''નો તોહફો પેશ કરશે અને ફરિશ્તાઓ પણ તેમની સામે જે દરવાજાઓથી દાખલ થશે તેઓ તેમને **''અસ્સલામુ અલયકુમ''** કહેશે અને રબ્બે રહીમની તરફથી પણ સલામ પેશ કરવામાં આવશે અને જન્નતીઓ દુરુસ્ત વાત કરશે, જેમાં કોઈ લહ્વ બેહૂદગી અને બેકારપણું નહી હોય.

## (૩) દારુલ ખુલ્દ

જન્નતનું આ નામ એટલા માટે રાખવામાં આવ્યું છે કે જન્નતવાસીઓ તેમાં સદા કાળ માટે રહેશે અને તેમાંથી કયારેય નહી નીકળે. અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

عَطَآءً غَيۡرَ مَجۡذُوۡذٍ ۝١٠٨ (هود ١١:١٠٨)

અતા છે તારી રબ ખતમ ન થનારી. અમુક લોકો જે જન્નતના દવામને નથી માનતા તેઓ ગુમરાહીમાં છે. તેઓ કુર્આન શરીફને સહીહ તરીકાથી પઢીને હિદાયત હાસિલ કરે.

## (૪) દારુલ મકામહ

અલ્લાહ તઆલા જન્નતવાળાઓની જબાની કુર્આને

પાકમાં ઈરશાદ ફરમાવે છે : અને કહેશે અલ્લાહનો લાખ લાખ શુક્ર છે કે જેણે અમારાથી ગમને દૂર કરી દીધો. બેશક, અમારો પરવરદિગાર મોટો બખ્શનાર અને મોટો કદરદાન છે, જેણે અમોને પોતાના ફઝલથી હંમેશ માટે રહેવાનું સ્થાન (દારુલ મકામહ)માં લાવીને ઉતાર્યા, જ્યાં ન અમને કોઈ કુલ્ફત પહોંચશે ન અમને કોઈ ખસ્તગી પહોંચશે.

હઝરત મકાતિલ આ આયતમાં દારુલ મકામહની તફસીર દારુલ ખુલૂદ સાથે કરે છે, જેમાં જન્નતી હમશા રહેશે. ન તેમને મૌત આવશે ન તો તેમને તેમાંથી કાઢી મુકવામાં આવશે.

## (૫) જન્નતુલ મા'વા

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

عِنْدَهَا جَنَّةُ الْمَأْوَىٰ ﴿١٥﴾ (النجم ۵۳:۱۵)

(અર્થાત : સિદ્‌રતુલ મુન્તહાની પાસે જ જન્નતુલ મા'વા છે.) અરબી ભાષામાં મા'વા ઠેકાણાને કહે છે. અર્થાત રહેવાની જગ્યા કેવળ જન્નત છે. હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે આ જ એ જન્નત છે, જ્યાં સુધી હઝરત જિબ્રઈલ અને હઝરાત મલાઈકા જઈને રોકાય છે અને હઝરત મકાતિલ અને કલ્બી કહે છે કે એ તે જન્નત છે, જેમાં જઈને શહીદોની રૂહો રહે છે. કઅબ કહે છે કે જન્નતુલ મા'વા એ જન્નત છે, જેમાં પીળા રંગના પંખીઓ રહે છે. તેમાં જ શહીદોની રૂહો ચરતી ફરે છે. હઝરત આઈશા અને હઝરત ઝર બિન હુબૈશ ફરમાવે છે કે એ બીજી જન્નતોની જેમ એક છે પણ ખરું એ પણ છે કે એ પણ જન્નતના નામોમાંથી એક એવું નામ છે જેમ કે અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

وَاَمَّا مَنْ خَافَ مَقَامَ رَبِّهٖ وَنَهَى النَّفْسَ عَنِ الْهَوٰى ۝٤٠ۙ فَاِنَّ الْجَنَّةَ هِيَ الْمَاْوٰى ۝٤١ؕ (النّٰزعٰت ٧٩:٤٠-٤١)

**અર્થાત :** "માટે કરીને જે શખ્સ પોતાના રબની સમક્ષ રજૂ થવાથી ડરી ગયો અને નફસને તેની ઈચ્છાઓથી દૂર રાખ્યો તેના માટે જન્નત જ તેનું ઠેકાણું છે."

## (૬) જન્નતે અદન

આ પણ જન્નતનું એક નામ છે અને સહીહ એ છે કે એ તમામ જન્નતોનું એકત્ર નામ છે અને તમામ જન્નતો જન્નતે અદન છે. અલ્લાહ તઆલા ફરમાવે છે :

جَنّٰتِ عَدْنِ ِۨالَّتِيْ وَعَدَ الرَّحْمٰنُ عِبَادَهٗ بِالْغَيْبِ ؕ (مریم ١٩:٦١)

એ જન્નાતે અદનમાં જેનો રહમાને પોતાના બંદાઓને છૂપો વાયદો ફરમાવ્યો છે. તેઓ તેના વાયદા કરેલ ચીજ સુધી જરૂર પહોંચશે અને ઈરશાદ છે :

وَمَسٰكِنَ طَيِّبَةً فِيْ جَنّٰتِ عَدْنٍ ؕ (الصّف ٦١:١٢)

(હમેશ માટેની) જન્નતોમાં પવિત્ર ઘરોમાં રહેશે.

**ફાયદો :** હઝરત અબ્દુલ માલિક બિન હબીબ કુર્તબી ફરમાવે છે કે દારુલ જલાલ અને દારુસ્સલામ અલ્લાહ અઝ્ઝ વ જલ્લની તરફથી મન્સૂબ છે પણ જન્નતે અદન જન્નતની વચ્ચેનો અને બુલંદ હિસ્સો છે અને એ તમામ જન્નતોથી ઉંચી છે. હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુ અને હઝરત સઈદ બિન અલ મુસય્યિબ રહ્‌મતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે એ અલ્લાહ તઆલાનું ઘર છે, જેનાથી તેનો અર્શ સજાવેલ છે. બાકીની જન્નતો તેની આસપાસ છે. એ સૌથી

અફઝલ અને બેહતર અને વધુ નજીક છે.

## (૭) દારુલ હયવાન

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

وَاِنَّ الدَّارَ الْاٰخِرَةَ لَهِیَ الْحَیَوَانُ (العنکبوت۲۹:۶۴)

(બેશક, દારુલ આખિરત જ દારુલ હયવાન છે) મુફસ્સિરીન અનુસાર દારે આખિરતથી દારે હયવાન અને દારુલ હયાત મુરાદ છે. અર્થાત દાઈમી ઝિંદગી હશે મૌત નહીં હોય. આ આયતનો એક અર્થ એ પણ છે કે આખિરતની ઝિંદગી જ અસલ ઝિંદગી છે. તેમાં ન ક્યારેય ફુતૂર આવશે ન ક્યારેય ફના અર્થાત જન્નતની ઝિંદગી દુનિયાની ઝિંદગી જેવી નહી હોય.

## (૮) ફિરદૌસ

اِنَّ الَّذِیْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ كَانَتْ لَهُمْ جَنّٰتُ الْفِرْدَوْسِ نُزُلًا ۝۱۰۷ (الکھف۱۸:۱۰۷)

"બેશક જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે નેક કામ કર્યા તેમની મહેમાની માટે જન્નતુલ ફિરદૌસ (ફિરદૌસના બાગ) હશે. ફિરદૌસ એક એવું નામ છે, જે તમામ જન્નત ઉપર પણ બોલવામાં આવે છે." લયૂસ રહ્‌મતુલ્લાહ અલૈહ ફરમાવે છે કે ફિરદૌસ દ્રાક્ષની વાડીઓ વાલી જન્નત છે. હઝરત ઝહ્‌હાક ફરમાવે છે કે એ એવી જન્નત છે, જે વૃક્ષોથી લપેટાયેલી છે. (અર્થાત : ઘણા ઘટાદાર વૃક્ષોવાળી છે.)

જો કે ફિરદૌસ બોલીને તમામ જન્નત અર્થ લઈ શકાય છે, પરંતુ વાસ્તવમાં હકીકત એ છે કે જન્નત ઉપરાંત આ'લા તેમજ અરફા દરજ્જાનું નામ છે. આ કારણે જ જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**"અઝા આલતુલ્લાહ ફઅસ્લૂહુલ્ ફિરદૌસ."**

અર્થાત જયારે તમો અલ્લાહથી જન્નતનો સવાલ કરો તો તેનાથી જન્નતુલ ફિરદૌસ માગ્યા કરો.

## (૯) જન્નાતુન્ નઈમ

અલ્લાહ તઆલાએ આ આયતમાં જન્નાતુન્નઈમનો ઉલ્લેખ કર્યો છે :

إِنَّ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ لَهُمْ جَنَّاتُ النَّعِيمِ ﴿٨﴾

(لقمان ۳۱:۸)

**તરજુમો :** નિઃશંક જે લોકો ઈમાન લાવ્યા અને નેક અમલ કર્યા તેમના માટે જન્નાતુન્નઈમ (નેઅમતોવાળી જન્નતો) છે. આ પણ તમામ જન્નતોનું સામુહિક નામ છે, કેમ કે જન્નતના ખાવા, પીવા, લિબાસ અને સૂરતો, પવિત્ર હવાઓ, ખૂબસુરત દશ્યો, વિશાળ ભવનો વિગેરે જેવી બાહય અને આંતરિક નેઅમતો ધરાવે છે.

## (૧૦) અલ્મકામુલ્ અમીન

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

إِنَّ الْمُتَّقِينَ فِي مَقَامٍ أَمِينٍ ﴿٥١﴾ فِي جَنَّاتٍ وَعُيُونٍ ﴿٥٢﴾

(الدخان ۴۴:۵۱-۵۲)

બેશક, ખુદાથી ડરનારાઓ અમીન (અમનની જગ્યામાં) રહેશે અર્થાત બાગો અને નહેરોમાં અલ્લાહ તઆલા વધુમાં ફરમાવે છે :

يَدۡعُوۡنَ فِيۡهَا بِكُلِّ فَاكِهَةٍ اٰمِنِيۡنَ ۝۵۵ (الدخان ۴۴:۵۵)

ત્યાં ઈત્મિનાનથી દરેક જાતના મેવાઓ મંગાવતા હશે. આ બન્ને સ્થળે અલ્લાહ તઆલાએ મકાન અને ખોરાકના અમનને જમા ફરમાવ્યું છે. માટે કરીને તેઓ ન તો ઘરમાંથી નીકળવાથી ડરશે ન નેઅમતોથી છૂટા પડયા અને ન તો મૌતથી ભય પામશે.

## (૧૧) મકઅદે સિદ્ક

"ઈન્નલ મુત્તકીન ફી જન્નાત વ નહર ફી મકઅદ સિદ્ક" (સૂરએ અલ કમર : ૫૪—૫૫) બેશક, પરહેઝગાર લોકો બાગોમાં અને નહેરોમાં હશે એક મહદા મકામ (મકઅદે સિદ્ક)માં આ આયતે કરીમામાં અલ્લાહ તઆલાએ જન્નતોના નામ મકઅદે સિદ્ક ઝિક્ર ફરમાવ્યો છે.

## (૧૨) તૂબા

હઝરત સઈદ બિન મસજૂહ ફરમાવે છે કે હિન્દી ભાષામાં જન્નતનું નામ તૂબા છે.

## જન્નતે અદન અને દારુસ્સલામની શ્રેષ્ઠતા

હદીસ : ઈબ્ને અબ્દુલ હકમ રહમતુલ્લાહિ અલૈહથી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**"જન્નત અદન અઅ્ઝમ મિનલ્ જન્નત બનસમઅ માયેદા અલ્ફ જુઝ્વ દારુસ્સલામ અઅ્ઝમ મિન્ અદન બતસમઅ માએતા અલફ જુઝ્અ."**

**તરજુમો :** જન્નતે અદન જન્નતના બાકીના દરજ્જાઓ ૯ લાખ ઘણી મોટી છે અને દારુસ્સલામ જન્નતે અદનથી ૯ લાખ ઘણી મોટી છે.

# અલ્લાહ તઆલાએ અમુક જન્નતોને પોતાના હાથથી બનાવી

## સૌથી અફઝલ જન્નત

જે રીતે અલ્લાહ તઆલાએ તમામ ફરિશ્તાઓમાં હઝરત જિબ્રઈલને તમામ ઈન્સાનોમાં હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આકાશોમાં ઉપરવાળા આકાશને, શહેરોમાં મક્કાને મહીનાઓમાં અશ્હરે હરમને રાત્રિઓમાં લય્લતુલ કદ્રને દિવસોમાં જુમ્અહને રાત્રિના તેના વચ્ચેના સમયમાં, સમયમાં નમાઝના સમયને ફઝીલત બખ્શી છે. એ જ પ્રકારે અલ્લાહ તઆલાએ જન્નતોમાંથી એક ઝાત પોતાના માટે ચૂંટી કાઢી છે. તેને પોતાના અર્શથી વિશેષતા બખ્શી, તેણે પોતાના હાથે છોડોના મૂળ વાવ્યા, એ જન્નત તમામ જન્નતોની સરદાર કહેવાય છે. અલ્લાહની ઝાત પાક છે, જે ચાહે છે સૃષ્ટિની તમામ વિવિધતાઓમાં કોઈ એકને શ્રેષ્ઠતાનો રૂતબો બખ્શે છે.

**નોંધ :** જન્નતના આ તમામ નામોના સંબંધોમાં તમામ તફસીલ હાદિયુલ અરવાહ પાન નં. ૧૩૧ થી ૧૩૮ થી સંકલિત છે અને કેટલાક સ્થાને ઈબ્ને કય્યિમ રહમતુલ્લાહિ

અલૈહના વર્ણન કરાયેલા લેખો અને હદીસોની જાંબાઝ કિતાબોમાંથી ઉલ્લેખિત કરી દેવામાં આવ્યા છે.

## મરદોની સુંદરતા

હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ તઆલા અન્હુ ફરમાવે છે કે મને એ ઝાતની કસમ જેણે કુર્આને પાક હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર નાઝિલ ફરમાવ્યું છે. જન્નતમાં રહેનાર તમામ (મરદ અને સ્ત્રીઓ હૂર અને ગિલમાનની) સુંદરતામાં એ પ્રકારે વધારો થતો રહેશે, જે રીતે તેમનો દુનિયામાં (છેલ્લી ઉંમરમાં) બદસુરતી અને બુઢાપામાં વધારો થાય છે. ઈરશાદે ખુદાવંદી છે.

كَاَنَّهُمْ لُؤْلُؤٌ مَّكْنُوْنٌ ﴿٢٤﴾ (الطور ۵۲: ۲۴، پارہ ۲۷)

જાણે કે એ (ખિદમતગાર) કિશોરો સુરક્ષિત રાખવામાં આવેલ મોતી છે.

આ ઈરશાદની તફસીરમાં હઝરત કતાદા રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે મને એ વાત મળી છે કે અર્ઝ કરવામાં આવ્યું. યા રસૂલલ્લાહ (સલ.) ! એ તો નોકર અને ખિદમતગાર છે. લુઅલુઅ મોતીની જેમ મખદૂમ કઈ રીતે હશે ? આપે ઈરશાદ ફરમાવ્યો :

**''વલ્લઝી નફ્સી બિયદ અન ફઝલ મા બય્નહુમ કફદ્લિલ્ કમર લય્તુલ્ બદ્ર અલન્ નુજૂમ.''**

મને એ ઝાતના સોગંદ જેના કબજામાં મારી જાન છે. તેમની દરમિયાન એવી ફઝીલત છે, જેવી પૂર્ણિમાના ચંદ્રની તારાઓ ઉપર હોય છે.

**હદીસ :** હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ તઆલા

અન્હૂથી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : "જન્નતમાં એક બજાર હશે, જન્નતીઓ પ્રત્યેક જુમ્આના દિવસે તેમાં આવતા રહેશે. ઉત્તર દિશામાંથી એક ખૂશ્બુ ફેલાશે, જે તેમના ચહેરાઓ અને પોશાક પર પડશે અને તેઓની સુંદરતામાં વધારો થઈ જશે, પછી જ્યારે તેઓ પોતાના ઘરવાળાઓ પાસે પાછા ફરશે ત્યારે તેમના હુસ્નો જમાલ કિંવા સુંદરતામાં ખૂબ વધારો થયેલો હશે. તેમની બીવીઓ તેમને કહેશે, આપ તો અમારાથી જુદા પડયા પછી ખૂબ સુંદર અને ખૂબસુરત થઈ ગયા છે. તો એ મરદો કહેશે, આપ પણ ખુદાના સોગંદ સુંદરતા અને હુસ્નો જમાલમાં વધી ગઈ છે.

**ફાયદો :** આ હવા મુશ્કના ટેકરાઓ ઉપરથી ચલાવવામાં આવશે. જન્નતી મરદ અને ઔરતોના હુસ્નો જમાલમાં સુંદરતામાં વધારો થતો રહેશે, જ્યારે કે તેઓ થોડી વાર માટે એક બીજાથી અળગા થશે ત્યારે પણ તેઓ ખૂબસુરત થતા રહેશે. એ કારણે તેઓ એક બીજાની સુંદરતામાં વધારો થતો જોઈ હૈરાન અને લુત્ફ અંદોઝ થશે. જન્નતના બજારમાં હુસ્ન વ જમાલમાં મનપસંદ હસીન જમીલ ચહેરાઓ પણ હશે, જે ચહેરાને પસંદ કરશે. તેમાં ફેરબદલ થઈ શકશે.

## હુસ્ને યૂસુફ

**હદીસ :** મિક્દામ બિન મઅદી કરીબ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**"યહશ્રમા બેતાલ અકત અલલ શયખ અલ ફાની યવ્મિલ્ કિયામત ફી ખુલ્કે આદમ વ કલ્બે અય્યૂબ વ હુસ્ને યૂસુફ મરદામક હલીન."**

**તરજુમો :** ઝબ્હિ થનાર બાળકથી લઈ વૃદ્ધ સુધી (મોમિન) કયામતના દિવસે હઝરત આદમની સૂરત હઝરત અય્યૂબના દિલ અને હઝરત યૂસુફના હુસ્ન સહિત દાઢી વિના આંખોમાં સૂરમો આજેલા (કબ્રોમાંથી) ઉઠાવવામાં આવશે.

## તાજની શાનો-શૌકત

**હદીસ :** હઝરત અબૂ સઈદ ખુદરી રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''અન અલય્હિમુલ સય્યજાન વ અન અદના લુઉલુઉ મિન્હા લતઝીઅ મા બય્નલ મશ્રિક વલ્ મગરિબ.''**

**તરજુમો :** જન્નતીઓ પર તાજ સજાવવામાં આવેલા હશે તેમાંથી (પ્રત્યેક તાજનો) અદના દરજ્જાનો મોતી એ હશે. પૂર્વ અને પશ્ચિમની વચ્ચેના ફાસલાને પ્રકાશિત કરતો હશે.

# જન્નતીઓના ચહેરા-મહોરા, કદ-કાઠી અને હુસ્નો-જમાલ

## જન્નતીઓના કદ અને શકલો-સૂરત

**હદીસ :** હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે જનાબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : ''અલ્લાહ તઆલા અઝ્ઝ વ જલ્લ હઝરત આદમ અલયહિસ્સલામને તેમની (બેહતરીન) સૂરત પર પેદા ફરમાવ્યા. તેમનું કદ સાઈઠ હાથ હતું, જ્યારે અલ્લાહ તઆલાએ તેમને પેદા કર્યા તો ફરમાવ્યું. આપ જઈને એ જમાઅતને સલામ કરો. એ ફરિશ્તાઓની એક જમાઅત

હતી, જે બેઠેલી હતી. અને (તેમનાથી) સાંભળો કે તેઓ તમને શો જવાબ આપે છે એ જ આપનો અને આપની ઔલાદનો સલામ હશે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે. આમ હઝરત આદમ તશરીફ લઈ ગયા અને ફરમાવ્યું. અસ્સલામુ અલયકુમ. તો તેમણે જવાબમાં કહયું. અસ્સલામુ અલયક. તો તેમણે જવાબમાં કહયું, અસ્સલામુ અલયક વરહમતુલ્લાહિ વ બરકાતુહ. સલામમાં ફરિશ્તાઓએ વ રહમતુલ્લાહિ વ બરકાતુહનો વધારો કર્યો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે, જેથી કરીને જે પણ જન્નતમાં દાખલ થઈ રહયા હતા. તેઓ હઝરત આદમ અલયહિસસલામના ચહેરા—મોહરા પર હશે (કે કદની લંબાઈ) ૬૦ હાથ હશે, પરંતુ (હઝરત આદમ અલૈ.ના દુનિયાથી તશરીફ લઈ જવા) પછીથી અત્યાર સુધી હુસ્નો—જમાલ અને કદ—કાઠી ઓછા થઈ રહયા છે.

**ફાયદો :** જન્નતી મરદોની લંબાઈ ૬૦ હાથ હશે અને પહોળાઈ ૭ હાથ હશે. જેવું કે હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી અબૂ નઈમ (રહ.)એ રિવાયત કર્યું છે :

એક રિવાયતમાં આવે છે કે ૬૦ હાથની લંબાઈ અલ્લાહ જલ્લ શાનુહૂના હાથની છે અને તેનો અંદાજ આદમીના પોતાના હાથથી લગાવવો દુરુસ્ત નથી. કોણ જાણે કેટલી લંબાઈ હશે. ટૂંકમાં એ એટલી વધારે પણ નહી હોય કે જે ગૈર માનૂસ થઈ જાય. વલ્લાહુ અઅ્લમ.

## ચાંદ—તારા જેવા ચહેરાઓ

**હદીસ :** હઝરત અબૂ હુરૈરહ (રદિ.) ફરમાવે છે કે જનાબ સૈયદે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જે પ્રથમ સમૂહ જન્નતમાં દાખલ થશે તેમના ચહેરાઓ ચૌદવીંના ચાંદ સમાન હશે અને તેમના પછી જે લોકો દાખલ થશે તેમના ચહેરાઓની ચમક–દમક અને પ્રકાશ–રોશની હશે. આ જન્નતીઓ ન તો પેશાબ કરશે ન સંડાસ. તેઓ ન તો થૂંકશે ન તો તેમની નાકોમાં લીંટની ગંદકી આવશે. તેમના માથું શણગારવાના કાંસકાઓ સોનાના હશે. તેમનો પરસેવો કસ્તૂરીઓ હશે. તેમના ચુલ્હા અને સગડીઓ અગરની હશે. તેમની બીવીઓ હૂરો હશે. તેમના અખલાક એક જ આદમીના અખલાક જેવા હશે. તેમના ચહેરાઓ પોતાના અબ્બા હઝરત આદમ (અલૈ.)ના ચહેરા જેવા હશે. તેમના શરીરની લંબાઈ ૬૦ હાથ જેટલી હશે.

## કાળી રંગતવાળાઓનું સૌંદર્ય

**હદીસ :** હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે એક (હબશી) માણસ જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર સેવામાં હાજર થઈ અમુક સવાલ કરવા લાગ્યો. આપે તેને ઈરશાદ ફરમાવ્યો. પૂછી લ્યો અને ખૂબ સમજી લ્યો. તો તેણે અરજ ગુજારી. યા રસૂલલ્લાહ ! આપને અમારા ઉપર ચહેરે–મ્હોરે સુંદરતા અને નુબુવ્વતમાં ફઝીલત શ્રેષ્ઠતા બખ્શવામાં આવી છે. આપ શું ફરમાવો છો. જો હું એ રીતે ઈમાન લઈ આવું, જેવી રીતે આપ અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવ્યા અને હું પણ એવાજ અમલ કરું જે પ્રકારના અમલ આપ કરો છો તો શું હું જન્નતમાં આપની સાથે હોઈ શકીશ ? આપે ઈરશાદ ફરમાવ્યો : ''હાં'' ત્યાર પછી આપે ઈરશાદ ફરમાવ્યો :

મને એ જાતની કસમ જેના કબજામાં મારી જાન છે. કાળા

રંગવાળા શખ્સની સફેદી જન્નતમાં ૧૦૦૦ વરસોની મસાફતથી જોઈ શકાશે. એ પછી રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : "જેણે લા ઈલા–હ ઈલ્લલ્લાહ પઢયું તેના માટે અલ્લાહ તઆલા પાસે (નજાત અને જન્નતનો એક પરવાનો લખી આપવામાં આવે છે અને જેણે સુબ્હાનલ્લાહિ વબિ હમ્દિહી પઢયું તેના બદલામાં એક લાખ ચોવીસ હજાર નેકીઓ લખવામાં આવે છે. (આ સાંભળી) એ શખ્સે કહ્યું : યા રસૂલલ્લાહ આવા (ઈનામો મેળવવા) પછી અમે કઈ રીતે હલાક થઈ શકીએ છીએ ? તો જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : "આદમી કયામતના દિવસે એવો અમલ કરીને આવશે કે જો તેને પર્વત પર મૂકી દેવામાં આવે તો એ તેને પણ ભારે પડે (અર્થાત મજબૂત અને શક્તિશાળી હોવાના એ અમલ કે પર્વત પણ તેનો ભાર ઉઠાવવાની શક્તિ ન ધરાવે) પછી અલ્લાહ તઆલાની નેમઅતોમાંથી (દુનિયાની કોઈ પણ) એક નેઅમત મુકાબલામાં પેશ થશે, જે તેની તમામ નેકીઓને બેવજન કરી દેશે, પરંતુ એ કે અલ્લાહ તઆલા પોતાની રહમતની સાથે બંદાની દસ્તગીરી કરશે (અને તેના નેક આ'માલનો દરજ્જો વધારીને તેને જન્નતનો હકદાર કરી દેવામાં આવશે.

આ હબ્શીએ અર્ઝ કરી : "મારી આંખો પણ શું એ જોઈ શકશે જે આપની આંખો જન્નતમાં જોશે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : "હાં" તો એ હબ્શી ખુશીમાં એટલો રડયો કે તેની જાન નીકળી ગઈ. હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે મેં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોયા કે આપ સ્વયં પોતાના મુબારક હાથોથી એ હબ્શીને કબ્રમાં ઉતારી રહયા હતા.

# મરદોની ઉમરો

## ૩૩ વર્ષની ઉમરના હશે

**હદીસ :** હઝરત મઆઝ બિન જબલ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''યદ્‌ખલ અહ્‌લલ્ જન્નતુલ્ જન્નત જર્દા મર્દા મુક્‌હિલીન બની સલાસીન અવ્ સલાસ વ સલાસીન.''**

**તરજુમો :** જન્નતી હઝરાત જન્નતમાં એ હાલતમાં જશે કે ન તો તેમના શરીરો ઉપર વાળ હશે ન દાઢી હશે. તેમની આંખોમાં સુરમો આંજેલો હશે અને તેમની ઉમર ૩૦ કે ૩૩ વરસની હશે.

**ફાયદો :** કેટલીએ રિવાયતોમાં ૩૩ વરસની ઉમરનો ઉલ્લેખ જોવા મળે છે. આ હદીસમાં ૩૦ વરસનો શબ્દ આવ્યો છે. આમાં રિવાયત કરનારને શક છે. જો આને ખરું માની લેવામાં આવે તો ખરી ઉમરો ૩૩ વરસની જ હશે પણ રાવીએ તેમાં કસરને છોડી દીધી અને ૩૩ ને બદલે સીધા ૩૦ નો જ ઉલ્લેખ કરી દીધો.

## હંમેશા જવાન રહેશે

**હદીસ :** હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

''જન્નતીઓને હઝરત આદમ (અલૈ.)ની શકલો–સૂરતમાં ૩૩ વરસની ઉમરમાં શરીર ઉપરના વાળ વિના તેમજ દાઢી

વિના (કબરોમાંથી) ઉઠાવવામાં આવશે. ત્યાર પછી તેઓને જન્નતમાં એક વૃક્ષ પાસે લઈ જવામાં આવશે, જયાં તેઓ લિબાસ પહેરશે. પછી ન તો તેમના કપડાં જુના થશે ન તો તેમની ઉમરમાં કોઈફરક પડશે.

**નોટ :** શરીર ઉપર વાળ ન હોવાનો અર્થ એ છે કે ફક્ત મરદો અને ઔરતોના માથાના વાળ હશે. બીજી કોઈ જગ્યાએ વાળ નહીં હોય. માટે કરીને શરીરના વાળ નાપાકીની હાલતમાં અલગ કરવા જોઈએ નહીં. કેમ કે કબરમાંથી ઉઠતી વેળાએ ઈન્સાનના માથાના વાળનો હિસ્સો બતાવી દેવામાં આવશે. જો વાળ નાપાકીની હાલતમાં જુદા કરવામાં આવશે તો તે એ જ હાલતમાં ઈન્સાનના શરીર પર પાછા ફરશે.

## નાના-મોટા દરેકની એક જ ઉમર હશે

**હદીસ :** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે જનાબ સય્યદે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''મન્ માત મન્ અહ્લિલ્ જન્નતિ મિન્ સગીરી અવ્ કબીરી યર્દૂન બની સલાસીન સુન્નત ફિલ્ જન્નતિ લા યઝીદૂન અલય્હા અબ્દી અવ્ કઝ્લક અહ્લુન્નાર.''**

**તરજુમો :** જન્નતીઓમાંથી નાની કે મોટી ઉમરનો કોઈ ગુજરી જાય છે તો તેમને ૩૦ વરસની ઉમરમાં જન્નતમાં દાખલ કરવામાં આવશે. તેમની ઉમર આનાથી ક્યારેય વધશે નહીં. દોઝખીઓની ઉમર પણ એવી જ હશે.

**ફાયદો :** આ હદીસમાં પણ કસરને છોડી દેવામાં આવી છે. સંપૂર્ણ ઉમર ૩૩ વરસ હશે, જેમ કે એ હદીસોથી માલુમ પડે છે, જેમાં કસરનો પણ ઉલ્લેખ છે.

## ચહેરાઓમાં નેઅમતોની સુંદરતા

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

إِنَّ الْأَبْرَارَ لَفِي نَعِيمٍ ﴿٢٢﴾ عَلَى الْأَرَائِكِ يَنْظُرُونَ ﴿٢٣﴾
تَعْرِفُ فِي وُجُوهِهِمْ نَضْرَةَ النَّعِيمِ ﴿٢٤﴾ (المطففين ٨٣: ٢٢-٢٤)

**તરજુમો :** નેક લોકો ભારે આસાઈશમાં હશે. પોતાના આસનો પર (બેસી બેહિશ્તની અજાયબીઓ) જોતા હશે. (અય સંબોધક !) તુ તેમના ચહેરાઓમાં આસાઈશની સુંદરતા જોઈશ.

**તફસીર :** નદરતન્નઈમની તફસીરમાં અલ્લામા માવરદી ફરમાવે છે કે તેની ચાર તફસીરો છે : (૧) તેનો અર્થ જન્નતીઓના ચહેરાઓની તરોતાજગી અને ખુશહાલી છે. (૨) તેનો અર્થ જન્નતીઓના ચહેરાઓની ચમક–દમક પણ થાય છે. (૩) જન્નતમાં એક ઝરણું છે, જ્યારે જન્નતી હઝરાત તેનાથી વુઝૂ કરશે કે સ્નાન કરશે તો તેમના ચહેરાઓ ઉપર નેઅમતોની તાજગી જોવા મળશે. (૪) શાશ્વત–હંમેશ રહેનારી નેમઅતના કારણે ચહેરા ઉપર ખુશી છવાએલી રહેશે.

## હંસતા–મુશ્કુરાતા ચહેરાઓ

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

**તરજુમો :** જે લોકોએ નેકી કરી છે તેમના માટે ખૂબી (અર્થાત જન્નત) છે અને તેમના ચહેરાઓ ઉપર ન તો કદૂરત (ગમગીની છવાશે અને ન તો ઝિલ્લત. આ લોકો જન્નતમાં રહેનાર છે તો એ તેમાં હંમેશા રહેશે. અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

**તરજુમો :** સંખ્યાબંધ ચહેરાઓ તે દિવસે (ઈમાનના કારણે) રોશન (અને આનંદથી) ખુશખુશાલ હશે. એ દિવસે ઘણાં બધા રોનકદાર અને પોતાના નેક કાર્યોને લઈને ખુશ હશે અને બેહિશ્તે બરીંમાં હશે.

## લિબાસ અને પોશાક

**તરજુમો :** બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે નેક અમલ કર્યા તો અમે તેવાઓનો બદલો નિરર્થક નહી જવા દઈશું. જેમણે સારી રીતે નેક કામ કર્યા (જેથી કરીને) આવા લોકો માટે હંમેશા રહેવા માટે બાગ છે. તેમની (મસાકિન) નીચે નહેરો વહેતી હશે. ત્યાં તેમને સોનાના કંગન પહેરાવવામાં આવશે અને લીલા રંગના બારીક અને મોટા રેશમના કપડાં પહેરવા મળશે અને ત્યાં તેઓ ગાદી—તકિયા લગાવી બેસેલા હશે. કેટલો સુંદર બદલો છે અને જન્નત (બેહિશ્ત) કેવી સુંદર જગ્યા છે.

## લિબાસની તૈયારી

**હદીસ :** હઝરત ઈબ્ને અમ્ર (રદિ.) ફરમાવે છે કે એક શખ્સે અરજ ગુઝારી યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ અમોને જન્નતવાળાઓના કપડાં વિશે ફરમાવો. શું તેમને નવી રીતે પેદા કરવામાં આવશે કે પછી તેમને બનાવવામાં આવશે ? આ સાંભળી કેટલાક હાજરજનો હંસી પડયા તો જનાબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમંએ ઈરશાદ ફરમાવ્યો : "તમો આ નાવાકિફના સંબંધમાં જે જાણનારથી સવાલ કરી રહયો છે કેમ હંસો છો ? પછી આપે ઈરશાદ ફરમાવ્યો. જન્નતનું ફળ લિબાસને જાહેર કરશે. આપે આ વાત બે વાર ઈરશાદ ફરમાવી.

હઝરત મુર્સદ બિન અબ્દુલ્લાહ ફરમાવે છે કે જન્નતમાં એક વૃક્ષ છે, જેનાથી સુન્દુસ (બારીક રેશમ) ઉગશે. જન્નતવાળાઓનો એ જ લિબાસ છે.

હઝરત અબૂ હુરૈરહ (રદિ.) ફરમાવે છે કે મુઅમિનનો મહેલ ખોલદાર મોતીનો હશે, જેમાં ૪૦ ઓરડાઓ હશે. વચ્ચે એક ઝાડ હશે, જે પોશાકોને લગાવશે. તો મુઅમિન જઈને પોતાની આંગળીઓથી લુઅ્લુઉ અને જબર્જદ અને મરજાનના કામ કરેલા ૭૦ જોડાઓ ઉઠાવી લાવશે (અને તેનો ઉપયોગ કરશે.)

## જન્નતના રેશમથી દુનિયાના રેશમનો શો મુકાબલો ?

**હદીસ :** હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બારીક રેશમનો એક ઝભ્ભો હદિયા રૂપે પેશ કરવામાં આવ્યો, જયારે કે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રેશમની મનાઈ ફરમાવતા હત્તા, પરંતુ સહાબા હઝરાત તેની મુલાયમતાને જોઈ હેરાન થઈ ગયા. તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''વલ્લઝી નફ્સ મુહમ્મદ બયૂદા અન્ મન્દિલ સઅદ બિન મઆઝ ફિલ્ જન્નત અહ્સન મન્ હાઝા.''**

મને એ ઝાતે કિબ્રિયાના સોગંદ જેના કબજામાં મારી જાન છે. જન્નતમાં હઝરત સઅદ બિન મઆઝ (રદિ.)નો રૂમાલ તેનાથી કંઈ અધિક સુંદર છે.

## ગિલાફમાં છુપાએલા નફીસ અને રંગબેરંગી લિબાસ

**હદીસ :** હઝરત અબૂ ઉમામા (રદિ.)થી રિવાયત છે કે

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : તમારામાંથી દરેક પણ જ્યારે જન્નતમાં દાખલ થશે તો તેને (વૃક્ષ) તૂબા તરફ લઈ જવામાં આવશે અને એ માટે એ વૃક્ષના ગિલાફ ખોલવામાં આવશે અને તેમાંથી પોતે ચાહે તેવો (લિબાસ) લઈ લેશે. ચાહે સફેદ, ચાહે લાલ, ચાહે પીળો, ચાહે કાળો. એ લિબાસ નફીસ અને બારીક હશે.

## લિબાસની રઅ્નાઈયાં

હઝરત કઅબ (રદિ.) ફરમાવે છે કે જો જન્નતના લિબાસોમાંથી જો કોઈ એ લિબાસ આજની દુનિયામાં પહેરી લે તો જે કોઈ તેને જોઈ લે (હુસ્નની રઅ્નાઈયોના કારણે તેનું મૃત્યુ થઈ જાય અને તેની આંખો તેના દશ્યને સહી ન શકે).

## એક પળમાં ૭૦ રંગોમાં તબદીલ થનાર લિબાસ

હઝરત અકરમા (રદિ.) કહે છે કે જન્નતવાળાઓમાંથી જ્યારે કોઈ પોશાક પહેરશે તો એક જ પળમાં એ ૭૦ રંગોમાં વહેંચાઈ જશે.

## કપડાઓ જુના નહી થાય

**હદીસ :** હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**"મંય્યદ્ખુલિલ્ જન્નત યન્હુમ્ ફીહા લા યબાસ વલા તબ્લી સિયાબહુ વલા યફ્ની શબાબહ."**

**તરજુમો :** જે શખ્સ જન્નતમાં દાખલ થઈ ગયો એ તેમાં

ખૂબ નાઝ અને નેઅમતમાં રહેશે. એને કોઈ વાતની આવશ્યકતા નહી રહે. તેના ન તો કપડાં મેલાં—જૂના થશે કે ન તેનું યૌવન ખરાબ થશે.

## હૂરોનો લિબાસ

**હદીસ :** હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે :

હૂરોનો જે પહેલો સમૂહ જન્નતમાં દાખલ થશે તેમના ચહેરાઓ ચૌદવીંના ચાંદની જેમ ચમકતા હશે. હૂરોની બીજી જમાઅત આકાશમાં ખૂબ ચમકનાર તારાની જેમ ઘણી ચમકનાર તેમાંથી દરેકને માટે હૂરોની બે—બે બીવીઓ દરેક બીવી પાસે ૭૦ પોશાકો હશે. તેમ છતાં તેમની પિંડલીઓનો ગુદા તેના ગોશ્ત (ની અંદર અને પોશાકોની અંદરથી એ પ્રમાણે દેખાતો હશે જાણે કે લાલ શરાબ શીશીમાં નજરે પડે છે.

## જન્નતની ઔરતનો દુપટ્ટો

**હદીસ :** હઝરત અબૂ હુરૈરહ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

તમારા એક કોળાની મિક્દાર જન્નતનો હિસ્સો દુનિયા અને દુનિયા જેવી બીજી દુનિયાથી ખૂબ ઉચ્ચ અને શ્રેષ્ઠ છે અને તમારી એક કમાન જેટલો જન્નતનો ભાગ દુનિયા અને તેના જેવી બીજી દુનિયાથી અધિક મૂલ્યવાન છેઅને જન્નતની ખાતૂનનો દુપટ્ટો દુનિયા અને તેના જેવી બીજી દુનિયાથી અધિક કિંમતી છે.

## તૂબાના વૃક્ષમાંના ફળોમાં છૂપાયેલ લિબાસ

ખાલિદુજજમીલ (રહ.) બયાન કરે છે કે મેં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી સવાલ કર્યો કે (જન્નતીઓ માટે જન્નતનો લિબાસ ક્યાંથી આવશે ?) આપે ફરમાવ્યું : "જન્નતમાં એક વૃક્ષ છે, જેના ફળ દાડમના દાણા જેવા હોય છે. અલ્લાહનો દોસ્ત અને લિબાસ પહેરવા ચાહનાર લિબાસ પહેરવા ચાહશે તો એ (ફળ) ઝાડની ડાળ ઉપરથી તૂટીને નીચે પડી જશે અને ખૂલી જઈને રંગબેરંગ ૭૦ જોડ પેદા કરી દેશે. ત્યાર પછી એ પહેલાંની જેમ જ ડાળથી જોડાઈ જશે."

**હદીસ :** હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે એક શખ્સે અરજ કરી કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! "તૂબા" શું છે ? તો આપે ઈરશાદ ફરમાવ્યો : "જન્નતમાં એક વૃક્ષ છે, જેની લંબાઈ ૧૦૦ વરસની છે. જન્નતીઓનો લિબાસ તેના ખોશાઓમાંથી નીકળશે.

હઝરત મુજાહિદ (રહ.) ફરમાવે છે કે (તૂબા) જન્નતમાં એક વૃક્ષ છે, જેના ફળ સ્ત્રીઓની છાતીઓ જેવા છે. તેમાં જન્નતીઓના લિબાસ હશે.

## જન્નતી ઉપર લિબાસનું ગૌરવ

અમુક ઉલમા ફરમાવે છે કે મને એ વાત પહોંચી છે કે અલ્લાહ તઆલાનો દોસ્ત (મુઅમિન) જન્નતમાં એક પોશાક બે મ્હોંવાળો પહેરશે, જેઓ એક બીજાને સુંદર અવાજમાં જવાબ આપશે, જે મ્હોં જન્નતીના શરીરથી જોડાયેલું હશે એ કહેશે કે હું અલ્લાહ તઆલાના દોસ્તની નજીક અધિક મરતબો ધરાવું છું કેમકે હું તેના શરીરને સ્પર્શ કરું છું. તમો તેવું કરતા

નથી. અને એ મ્હોં જે જન્નતીની સામે હશે તો એ કહેશે કે હું તેનો ચહેરો જોઉં છું, જેને તમે નથી જોઈ શકતા.




## લિબાસને મુસ્તહિક બનાવનાર કેટલાક આમાલ

### મયિતને કફન આપનારનો લિબાસ

**હદીસ :** હઝરત અબૂ રાફિઅ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''મન્ કફન મય્તા કસાહલ્લાહુ તઆલા મન્ સુન્દુસ વ ઈસ્તબ્રક્ ફિલ્ જન્નહત.''**

**તરજુમા :** જે શખ્સ કોઈ મય્યિતને કફન આપશે અલ્લાહ તઆલા તેને બારીક અને મોટા રેશમનો લિબાસ જન્નતમાં પહેરાવશે.

### ઉમદા લિબાસો ન પહેનારાઓનો લિબાસ

**હદીસ :** હઝરત મઆઝ બિન અનસ (રદિ.)થી રિવાયત

છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

જેણે ઉમદા લિબાસને દેખાડવાના તૌર પર અલ્લાહ તઆલાની ખુશ્નૂદી માટે છોડી દીધો, જ્યારે કે એ ઉમદા લિબાસ પહેરવાની શક્તિ ધરાવતો હતો તેને અલ્લાહ તઆલા કયામતના દિવસે તમામ મખલૂકની સામે બોલાવશે અને ઈમાન લાવવાના (જુદા જુદા લિબાસોમાંથી) જે લિબાસ પહેરવો હોય તેની છૂટ આપશે.

## મુસીબતમાં ફસાયેલની તાઝિયત કરનારનો લિબાસ

**હદીસ :** હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''મન્ અઝા મસાબા કસાહલ્લાહુ તઆલા હલ્તીન મન્ હલલ્ જન્નત લા તક્વીમ લહુમા.''**

**તરજુમા :** જે મુસલમાન કોઈ મુશ્કેલીમાં આવી પડેલની તાઝિયત કરશે (અને તેને તસલ્લી આપશે) અલ્લાહ તઆલા તેને જન્નતના લિબાસોમાંથી બે લિબાસ પહેરાવશે, જેની કોઈ કિંમત નથી લગાવી શકાતી નથી.

## હઝીરતુલ કુદુસનો સોના-ચાંદીનો લિબાસ

હઝરાત સહાબાએ કિરામ (રદિ.) ફરમાવે છે કે જેણે શક્તિ હોવા છતાં સોનાને પહેરી ઉપયોગમાં લાવવો છોડી દીધો અલ્લાહ તઆલા તેને હઝીરતુલ કુદુસમાં એ સોનું પહેરાવશે અને જેણે તાકાત હોવા છતાં ચાંદીનું પહેરવું અને વાપરવું છોડી

દીધું અલ્લાહ તઆલા તેને ચાંદી હઝીરતુલ કુદુસમાં પહેરાવશે અને જેણે પોતે ખરીદી શકે એવી સ્થિતિમાં હોવા છતાં શરાબ છોડી દીધી તેને અલ્લાહ પાક હઝીરતુલ કુદુસમાં શરાબ પીવડાવશે.

**ફાયદો :** હઝીરતુલ કુદુસ આલમે બાલામાં એક પવિત્ર સ્થાન છે, જેમાં અલ્લાહ તઆલાના પ્રિય ફરિશ્તાઓ રહે છે અને અવલિયાએ કિરામના દરજ્જાઓમાં એક દરજ્જો છે જ્યાંથી અલ્લાહ તઆલાના ફૈઝથી એ હઝરાતને નવાઝવામાં આવે છે.

## રેશમના લિબાસથી વંચિત રહેનારા જન્નતીઓ

**હદીસ :** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**"મન્ લબીસલ્ હરીર ફીદ્ દુન્યા લમ્ યલ્ બસુહૂ ફીલ્ આખિરતિ વ અન્ દખલલ્ જન્નત લમ્ યલ્ બસુહૂ."**

જે શખ્સ દુનિયામાં રેશમ પહેરશે એ તેને આખિરતમાં નહીં પહેરી શકશે અને જો જન્નતમાં દાખલ થઈ જશે તો પણ નહીં પહેરી શકે.

**ફાયદો :** જન્નતમાં કોઈ પ્રકારની સજા નહી હશે, જેના કારણે એને વંચિત રાખવામાં આવશે. કેટલાક હઝરાત તો ફરમાવે છે કે એ દોઝખમાં સજા મેળવ્યા પછી રેશમથી વંચિત રહેશે. અમુક ફરમાવે છે કે એ જન્નતમાં દાખલ થશે, પરંતુ તેને રેશમ પહેરવાની ઈચ્છા જ નહીં થાય એટલે તેને ન તો તેમાં કોઈ સજાનો અનુભવ થશે અને ન તો નામહરૂમી અને

મજકૂર હદીસનો આજ મતલબ છે.

અગર કોઈ માણસે દુનિયામાં રેશમ પહેર્યું પછી તૌબા કરી લીધી તો એ જન્નતના રેશમથી વંચિત નહીં રહે.

## સોનાની કાંસકીઓ અને અગરની લાકડીઓની સગડીઓ

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''અમ્સાત અહ્લુલ્ જન્નતિલ્ ઝહબ વ મઝામિર્હુમ્ અલા લૂત.''**

**તરજુમા :** જન્નતવાળાઓની કાંસકી સોનાની હશે અને તેમની સગડીઓ અગરની લાકડીઓની હશે.

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**તરજુમા :** જન્નતીઓનો પરસેવો મુશ્કનો હશે. તેમની કાંસકીઓ સોનાની હશે. તેમના વાસણો ચાંદીના હશે અને તેમની ઉદે હિન્દી સળગાવ્યા વિના જ ખુશ્બૂ મહેકાવશે.

## સોના-ચાંદી અને મોતીઓના ઘરેણાં

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

إِنَّ ٱللَّهَ يُدْخِلُ ٱلَّذِينَ ءَامَنُوا۟ وَعَمِلُوا۟ ٱلصَّٰلِحَٰتِ جَنَّٰتٍ تَجْرِى مِن تَحْتِهَا ٱلْأَنْهَٰرُ يُحَلَّوْنَ فِيهَا مِنْ أَسَاوِرَ مِن ذَهَبٍ وَلُؤْلُؤًا ۖ وَلِبَاسُهُمْ فِيهَا حَرِيرٌ ﴿٢٣﴾ (الحج ٢٢:٢٣)

**તરજુમો :** અલ્લાહ તઆલા એ લોકોને જે ઈમાન લાવ્યા અને તેમણે નેક કામો કર્યા (બેહિશ્તના) એવા બાગોમાં દાખલ કરશે, જેની નીચે નહેરો વહેતી હશે (અને) તેમને સોનાના કંગન અને મોતી પહેરાવવામાં આવશે અને ત્યાં તેમની પોશાક રેશમ હશે.

અલ્લાહ તઆલા વધુમાં ઈરશાદ ફરમાવે છે :

وَحُلُّوٓا أَسَاوِرَ مِن فِضَّةٍ (الدھر ۷۶:۲۱)

**તરજુમો :** અને તેમને ચાંદીના કંગન પહેરાવવામાં આવશે.

અલ્લામા કુર્તુબી (રહ.) ફરમાવે છે કે તફસીર લખનાર હઝરાતે આ આયતની તફસીલ એમ બયાન કરી છે કે દરેક જન્નતીના હાથમાં ત્રણ કંગન હશે. એક કંગન સોનાનો, એક ચાંદીનો અને એક લુઉલુઅ મોતીનો. આ એટલા માટે કે બાદશાહો દુનિયામાં કંગન અને તાજ પહેરતા હતા. એ કારણે અલ્લાહ તઆલાએ જન્નતવાળાઓ માટે તૈયાર ફરમાવ્યા. કેમ કે એ લોકો જન્નતમાં બાદશાહ હશે.

## પૂર્વથી પશ્ચિમ સુધીની લંબાઈ જેટલી ચમકદમક

**હદીસ :** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ **"વ જન્નાતિ અદન"** તિલાવત કરીને ઈરશાદ ફરમાવ્યો :

**"અન્ અલય્હિમુલ્ તન્ઝાન : અન્ અદ્‌ની લૂઅ્લૂઅ્‌ત મિન્હા લતદા મા બય્નલ્ મશ્રિકી વલ્ મગ્રિબ."**

**તરજુમો :** એ જન્નતીઓ પર તાજ હશે (તેમાં જડવામાં આવેલ મોતીઓ)માંથી સામાન્ય મોતી પૂર્વ અને પશ્ચિમ જેટલી મસાફત (અંતર) જેટલો ચમકતો હશે.

## જન્નતના ઘરેણાંઓનો દુનિયાના બીજા ઘરેણાંઓ સાથે શો મુકાબલો ?

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''લવ્ અન્ અદ્નની અહ્લુલ્ જન્નત હિલ્યત અદલત્ હલ્તહ બહિલ્યત અહ્લુદ્ દુન્યા જમીઆ લ કાન મા યહ્લિયલ્લાહુ બિહી ફિલ્ આખિરતિ અફ્દલ મિન્ હિલ્યત અહ્લુદ્ દુન્યા જમીઆ.''**

**તરજુમો :** જો સામાન્ય દરજ્જાના ઘરેણાંવાળા જન્નતીના ઘરેણાંની તમામ દુનિયાવાળાઓના ઘરેણાં સાથે મુકાબલો કરવામાં આવે તો જે ઘરેણાં અલ્લાહ તઆલા જન્નતીઓને આખિરતમાં પહેરાવશે એ ઘરેણાં દુનિયાવાળાઓના ઘરેણાંઓથી અફઝલ અને શ્રેષ્ઠ હશે.

## જન્નતીઓ માટે ઘરેણાં બનાવનાર ફરિશ્તો

હઝરત કઅબ અહબાર (રહ.) ફરમાવે છે કે અલ્લાહ તબારક વ તઆલાનો એક ફરિશ્તો એ છે, જે જન્નતવાળાઓ માટે પેદા થયો છે ત્યારથી કયામત સુધી ઘરેણા બનાવશે. જો એ જન્નતવાળાઓના ઘરેણાઓમાં કોઈ એક ઘરેણું (દુનિયામાં) જાહેર કરી દે તો સૂર્યની રોશની ઝંખવાઈ જાય.

## જન્નતીનું કંગન સૂરજથી પણ વધારે રોશન

**હદીસ :** હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**"લવ્ અન્ રજુલા મિન્ અહ્‌લિલ્ જન્નતિ અત્‌લુઅ્ ફબદા સવારહુ લત્‌મિસ્ દૂઅલ્ સમ્સ કમા નત્‌મિસુલ્ સમ્સ દૂઅલ્ નુઝૂમ."**

**તરજુમો :** અગર જન્નતીઓમાંથી કોઈ આદમી (દુનિયામાં) ઝાંકી લે અને તેનો કંગન જાહેર થઈ જાય તો એ સૂરજની રોશનીને બેનૂર કરી દે, જે રીતે સૂરજ તારાઓના પ્રકાશને બેનૂર કરી દે છે.

## ઔરતોથી વધારે મરદોને ઝેવર ખૂબસૂરત લાગશે

હઝરત બસરી (રહ.) ફરમાવે છે કે જન્નતના ઘરેણાં ઔરતો કરતાં મરદોને અધિક સુંદર લાગશે.

## ખૌલદાર મોતીનો મહેલ

**હદીસ :** હઝરત અબ્દુલ્લાહ બિન કૈસ અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**"અલ્ ખિમત દર્રત મજૂફત તૂલહા ફિસ્સમાઅ્ સુતૂન મિલા ફી કુલ્લિ ઝાવિયહ્ મિન્હા લમુઅ્મિન અહ્‌લા લા યરાહુમ્ અલ્ આખિરુન."**

**તરજુમો :** જન્નતી માટે એક તંબૂ ખૌલદાર મોતીનો હશે, જેની લંબાઈ ૬૦ માઈલની હશે. તેના દરેક ખૂણામાં મુઅમિનની કોઈ ન કોઈ બીવી હશે, જેને બીજી બીવીઓ (અને ખિદમતગાર છોકરાઓ અને નોકરાણીઓ જોતી નહી હોય).

**ફાયદો :** એ એક મોતીથી બનેલો ખૌલદાર મહેલ હશે, જેમાં જન્નતી માટે ઐશ–આરામનો સામાન મયસ્સર હશે.

## જન્નતી વીંટીઓ

**હદીસ :** જનાબ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

અલ્લાહ તઆલા જન્નતવાળાઓને સોનાની વીંટીઓ એનાયત ફરમાવશે, જેને જન્નતીઓ પહેરશે. પછી અલ્લાહ તઆલા તેમને મોતી, યાકૂત અને લુઅ્લુઅ્ની વીંટીઓ અતા કરશે, જયારે તેઓ પોતાના પરવરદિગારની એ જન્નત દારુસ્સલામમાં ઝિયારત કરશે.

## ઘણાં ખરા નગીના અકીકના હશે

**હદીસ :** હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**"અક્ષર ખુરુજ અહ્લિલ્ જન્નતિલ્ અકીક."**

**તરજુમો :** જન્નતવાસીના ઘણા ખરા નગીના અકીકના હશે.

## જન્નતના ઘરેણાંઓમાં વધારો કરનાર નેક આમાલ

## કાંડાઓમાં કંગન કયાં સુધી પહોંચશે ?

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ

ફરમાવ્યો :

**"તબ્લિગલ્ હિલ્યત મિનલ્ મુઅ્મિન્ હય્સુ યબ્લિગલ્ વુઝૂઅ્."**

**તરજુમો :** મુઅમિનના (કાંડાઓમાં) ઘરેણા (કંગન) ત્યાં સુધી પહોંચશે, જ્યાં સુધી વુઝૂનું પાણી વુઝૂ કરતી વેળાએ પહોંચશે.

**હદીસ :** હઝરત ઉકબા બિન આમિર (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના ઘરવાળાઓને ઘરેણા અને રેશમ પહેરવાથી મનાઈ ફરમાવતા હતા અને ફરમાવતા હતા :

**"ઈન્ કુન્તુમ્ તુહિબ્બુન હિલ્યતલ્ જન્નતિ વ હરીરહા ફલા તલ્બિસુહુમા ફિદ્ દુન્યા."**

**તરજુમો :** જો તમો જન્નતના ઘરેણા અને તેના રેશમને ચાહો તો તેનો દુનિયામાં ઉપયોગ ન કરો.

**ફાયદો :** રેશમ અને સોનુ–ચાંદી જો કે ઔરતો માટે પહેરવું જાઈઝ છે, પરંતુ જન્નતમાં તેમની કમીનું બાઈસ છે. એટલા માટે ઔરતોએ તેમનું છોડી દેવું મુસ્તહબ છે અને જન્નતમાં ઘણા બધા રેશમ અને સોના–ચાંદીના અતાયાના ઝરિયા છે.

## જન્નતમાં ઊંઘ નહી હોય

**હદીસ :** હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે કે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સવાલ કરવામાં આવ્યો કે શું જન્નતી લોકો ઊંઘશે ખરા ? તો આપે ઈરશાદ ફરમાવ્યો :

**"અલ્ નવ્મુ ઈખ્વલ્ મવ્ત વ અહ્લિલ્ જન્નતિ લા યામૂન."**

**તરજુમો :** ઊંઘ મોતનો ભાઈ છે એટલે જન્નતવાળાઓ ઊંઘશે નહીં.

## જો કોઈનું દિલ જન્નતમાં ઊંઘવા ચાહે તો

**હદીસ :** હઝરત અબ્દુલ્લાહ બિન અબી ઔફ (રદિ.) ફરમાવે છે કે એક શખ્સે અરજ કરી કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! ઊંઘ એક એવી નેઅમત છે, જેનાથી દુનિયામાં અમારી આંખો ઠંડી થાય છે. તો શું જન્નતમાં ઊંઘ પણ હશે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**"લા, લાનલ્ નવ્મ શરીકલ્ મવ્ત વ લય્સ ફિલ્ જન્નતિ મવ્ત લા યમસ્સુના ફિહા નસબ વલા યમસ્સુના ફિહા લગૂબ."**

**તરજુમો :** ના (ઊંઘ નહી આવે) કારણ કે ઊંઘ મૌતની શરીક છે અને જન્નતમાં મૌત નહી હોય (બલકે) આપણને જન્નતમાં ન તો કોઈ તકલીફ પહોંચશે અને ન તો તેમાં કોઈ ખસ્તગી પહોંચશે.

## નેઅમત પ્રાપ્તિનો કલિમહ

ફરમાને બારીએ તઆલા છે :

دَعْوٰىهُمْ فِيْهَا سُبْحٰنَكَ اللّٰهُمَّ وَتَحِيَّتُهُمْ فِيْهَا سَلٰمٌ ۚ وَاٰخِرُ دَعْوٰىهُمْ اَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٠﴾ (یونس ١٠:١٠)

જન્નતીઓની ઈચ્છા(ની તલબનો જુમલો) જન્નતમાં **સુબ્હાનકલ્લાહુમ્મ** હશે અને તેની પ્રાપ્તિમાં કહેશે, **અલહમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન.** તમામ ખૂબીઓ અલ્લાહ તઆલા

માટે છે, જે તમામ જહાનોનો પરવરદિગાર છે.

હઝરત સુફયાન બિન ઉયયના (રહ.) આ આયતની તફસીરમાં ફરમાવે છે કે જ્યારે તેમને કોઈ ચીજની તલબ હશે તો એ કહેશે, **સુબ્હાનકલ્લાહુમ્મ** (અય અલ્લાહ ! આપ પાક છો) તો તેમની પાસે તેમની ઈચ્છા અનુસાર જન્નતની નેઅમતો પહોંચી જશે.

## ઈચ્છા કરવાથી વૃક્ષો અને નહેરો પણ પોતાની જગ્યાએથી ફરી જશે

હઝરત અતા બિન મૈસરા (રહ.) ફરમાવે છે કે જન્નતી હઝરાતમાંથી જે જન્નતી પોતાના મહેલથી નીકળશે અને કોઈ વૃક્ષ કે નહેરને જોઈ ચાહશે કે તેણે તે સ્થળે ન હોવું જોઈએ. તેણે હજી આ વાત પોતાની જીભ દ્વારા પ્રગટ નહીં કરી હોય બલકે એ તેના દિલમાં જ હશે, પરંતુ અલ્લાહ તઆલા એ (વૃક્ષ કે નહેર વિગેરેને ત્યાં ફેરવી દેશે, જેને એ પસંદ કરતો હશે.

●●●

جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا مَّا هُوَ اَهْلُهٗ ط

●●●

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

## દરેક જન્નતીની દરેક ઈચ્છા પૂરી થશે

**હદીસ :** હઝરત બુરૈદા સુલ્મી (રહ.) ફરમાવે છે કે એક

સહાબી જનાબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હું ઘોડાને પસંદ કરું છું. શું જન્નતમાં ઘોડા હશે ? આપે ઈરશાદ ફરમાવ્યો :

**''યદ્ ખલકલ્લાહુ જન્નત ફલા તસાઅ્ અન્ તર્કબ ફરસામિન્ યા કુવ્વતિહી હમ્રાઅ્ તતીર બિક ફી અયલ્ જન્નત સિઅત અલા રકીબત્.''**

જ્યારે તમોને અલ્લાહ તઆલા જન્નતમાં દાખલ કરી દેશે તો જો તું યાકૂત અહેમરના ઘોડા ઉપર સવાર થવા ચાહીશ તો તુ (તેના ઉપર) સવાર થઈ શકીશ. જન્નતમાં જ્યાં જ્યાં ચાહીશ એ તને લઈને ઉડતો ફરશે. પછી આપની પાસે બીજા એક સહાબી હાજર થયા અને અરજ કરી યા રસૂલલ્લાહ ! શું જન્નતમાં ઊંટ હશે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''અન્નલ્લાહ અંય્યદ્ ખલકલ્લાહુલ્ જન્નત કાન લક ફીહા મસ્તહિત્ નફ્સિક વલઝત્ અય્નિક.''**

**તરજુમો :** જો અલ્લાહ તઆલાએ તમોને જન્નતમાં દાખલ ફરમાવ્યા તો આપ માટે સર્વ કાંઈ હશે. તમો જે ચાહશો એ અને તમારી આંખો જે લિજ્જત ઉઠાવવા ચાહશે એ.

## વૃક્ષોની સુરાવલી સહિત તસ્બીહ અને તક્દીસ

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે એક શખ્સે અરજ ગુઝારી યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! શું જન્નતમાં ગીત હશે ? કારણ કે મને ગીતો પસંદ છે. જવાબમાં આપે ઈરશાદ ફરમાવ્યો :

કસમ છે મને એ ઝાતની જેના કબજામાં મારી જાન છે. અલ્લાહ તઆલા જન્નતના વૃક્ષો તરફ સંદેશ મોકલશે કે મારા એ બંદાઓને જેમણે વાજા અને ગીતોને બદલે (દુનિયામાં) મારા ઝિક્રમાં વ્યસ્ત રહયા તો તેમને એવા અવાજોમાં અને એવી સુરાવલીમાં તસ્બીહ અને તકદીસ સંભળાવો કે મખલૂકાતે ક્યારેય પણ સાંભળી ન હોય.

## વૃક્ષોમાંથી સુંદર અવાજ કઈ રીતે પેદા થશે ?

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં એક વૃક્ષ જેનું થડ સોનાનું હશે અને ડાળીઓ ઝબર્જદ અને લુઅલુઉની હશે. તેના ઉપર હવા ચાલશે તો એ ડાળીઓ હરકતમાં આવશે (તેમને) સાંભળનારને તેનાથી અધિક સુરીલો અવાજ ક્યારેય સાંભળવા નહી મળે.

## કયામતના દિવસે ફરિશ્તાઓથી ગીત સાંભળનાર જંન્નતીઓ

હઝરત મુહમ્મદ બિન મુન્કદિર (રહ.) ફરમાવે છે કે જ્યારે કયામતનો દિવસ હશે તો એક સાદ પાડનાર કહેશે કે એ હઝરાત ક્યાં છે જે પોતાને ખેલ અને શૈતાનના વાજિંત્રોથી બચાવતા હતા. તેમને કસ્તૂરીની વાડીઓમાં બેસાડો. પછી અલ્લાહ તઆલા ફરિશ્તાઓને હુકમ ફરમાવશે કે તમો આ હઝરાતને મારી હમ્દ–સના અને સ્તુતિ સંભળાવો અને તેમને જણાવી દો કે તેમના ઉપર કોઈ પ્રકારનો ભય–ખોફ કે ડર નથી અને તેમને કોઈ જાતનો રંજ નથી.

## દુનિયામાં ગીત-વાજા સાંભળનાર જન્નતમાં ફરિશ્તાઓથી કુર્આન સાંભળી શકશે નહી

**હદીસ :** હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**‘‘મન્ અસ્તમઅલ્લી સૂત ગિનાઅ્ લમ્ યઊઝન્ લહુ અન્ યસ્તમીઅલ્ રુહાનયય્નિ ફિલ્ જન્નતિ કાલૂ વમલ્ લરવુ હાનિયુન યા રસૂલલ્લાહ ? કાલ કરાઅ અહ્લિલ્ જન્નતિ.’’**

**તરજુમો :** જે શખ્સ ગીતોનો અવાજ સાંભળશે તેને રૂહાનિયૂનની સુંદર સુરાવલી સાંભળવાની ઈજાઝત આપવામાં નહી આવે. સહાબાએ કિરામ (રદિ.)એ અર્ઝ કરી યા રસૂલલ્લાહ રૂહાનિયૂન કોણ છે ? આપે ઈરશાદ ફરમાવ્યો કે રૂહાનિયૂન (એ) જન્નતવાળાઓ(ની સામે) કુર્આન પઢનાર (ફરિશ્તાઓ) છે.

## ગીતો ગાનાર ફરિશ્તાઓના તરન્નુમથી વંચિત

તાબિઈ મુફસ્સિર મુહદ્દિસ હઝરત મુજાહિદ (રહ.) ફરમાવે છે કે કયામતના દિવસે એક મુનાદી સાદ પાડશે કે હે લોકો ! કયા છે જે પોતાની અવાજો અને પોતાના કાનોને ફુઝુલિય્યત અને શૈતાનના વાજિંત્રોથી સુરક્ષિત રાખતા હતા ?

ફરમાવ્યું કે પછી અલ્લાહ તઆલાએ હઝરાતને કસ્તૂરીના બગીચાઓમાં રૂખસત કરી દેશે અને ફરિશ્તાઓથી ફરમાવશે

કે તમો મારા આ બંદાઓ સમક્ષ મારી હમ્દ અને બુઝુર્ગી બયાન કરો અને તેમને એ ખુશખબરી સંભળાવી દો કે તેમના ઉપર ખોફની કોઈ વાત નથી અને ન તો ગમની કોઈ વાત છે.

## તમામ પ્રકારના ગીતોની સુંદર સુરાવલી

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે જન્નતમાં એક વૃક્ષ છે, જે ઝડપી સવાર ૧૦૦ વરસ ચાલે તેટલું વ્યાપક અને મોટું છે. જન્નતવાળાઓ અને ઝરૂખે બેસનારાઓ પોતાના સ્થાનેથી આવીને તેની નીચે બેસશે અને વાતો તેમજ આનંદપ્રમોદ કરશે. તેઓમાંથી જો કોઈ જન્નતી દુનિયાના ગાયન–વાદનને યાદ કરશે તો અલ્લાહ તઆલા જન્નતથી એક હવાને રવાના કરશે, જે આ વૃક્ષથી દુનિયાની દરેક જાતની સુરીલી અવાજો અને ગીત–સંગીત પેદા કરશે.

## હઝરત ઈસરાફીલ અલૈહિસ્સલામની મનમોહક અવાજો

ઈમામ ઓઝાઈ (રહ.) ફરમાવે છે કે મને જાણવા મળ્યું છે કે ખુદાની સૃષ્ટિમાં હઝરત ઈસરાફીલ (અલૈ.)થી વધારે સુરીલી અને મન ડોલાવી દે તેવી અવાજનો માલિક કોઈ ફરિશ્તો નથી. અલ્લાહ તબારક વ તઆલા તેમને હુકમ ફરમાવે છે અને એ અત્યંત મધુર કંઠે ગાવાનું શરૂ કરી દે છે કે આકાશોમાં નમાઝ પઢતા ફરિશ્તાઓ નમાઝને ટૂંકાવી દે છે. એ જ્યાં સુધી અલ્લાહ ચાહે ત્યાં સુધી મધુર કંઠે સુરાવલી વહાવતા રહે છે અને પછી અલ્લાહ તઆલા ફરમાવે છે કે મારા ગલબાના સોગંદ ! જો (ગૈરોની) ઈબાદત કરનારાઓ મારી અઝમત, કદ્ર અને મંઝિલત કાયમ રાખત તો એ મારા ગૈરની ઈબાદત ક્યારેય ન કરત.

## ફરિશ્તાઓની હમ્દો-સનામાં ગીત-ગુંજન

હઝરત શહર બિન હૌશબ (રહ.) ફરમાવે છે કે અલ્લાહ તઆલા જલ્લે શાનુહૂ (કયામતના દિવસે અને જન્નતમાં) પોતાના ફરિશ્તાઓથી ફરમાવશે કે મારા નેક બંદાઓ દુનિયામાં સુંદર અવાજને પસંદ કરતા હતા, પરંતુ મારી ખાતર તેમણે સુંદર અવાજોને સાંભળવું છોડી દીધું હતું. તમો દિલ ડોલાવી દે તેવા અવાજમાં મારા બંદાઓને (હમ્દો-સના) સંભળાવો. ત્યાર બાદ ફરિશ્તાઓ કલિમએ તય્યિબહ, તસ્બીહ અને અલ્લાહની મોટાઈને એવી અવાજમાં રજૂ કરશે જેને તેમણે ક્યારેય સાંભળ્યો નહીં હોય.

## એક વૃક્ષનું દિલાકર્ષક તરન્નૂમ

ઈમામ ઔઝાઈ (રહ.) હઝરત અબ્દા બિન અબી લુબાબા (રહ.)થી નકલ કરે છે કે જન્નતમાં એક વૃક્ષ છે, જેના ફળ ઝબર્જદ, યાકૂત અને લુઅલુઉ છે. અલ્લાહ તઆલા હવાઓને ચલાવશે ત્યારે વૃક્ષો હરકતમાં આવશે અને એવી એવી સુંદર અવાજો સાંભળવા મળશે કે તેનાથી વધારે સુંદર બીજી કોઈ અવાજ સાંભળી નહીં હોય.

**ફાયદો :** ઉપરોકત રિવાયતોમાં હઝરત દાઉદ (અલૈ.)ની અવાજ અને હઝરત ઈસરાફીલ (અલૈ.)ની અવાજ અને વૃક્ષોની અવાજને અને ફરિશ્તાઓની અવાજને સૌથી સુંદર ગણવામાં આવી છે. આમાંથી દરેકની અવાજને પોતપોતાના દરજ્જામાં અત્યંત સુંદરતા પ્રાપ્ત હશે. તદ્ઉપરાંત હૂરો અને દુનિયાની ઔરતો પણ સુંદર અવાજમાં ગીતો ગાશે તેનો ઉલ્લેખ હૂરોના પ્રકરણમાં આવી રહયો છે.

## જન્નતમાં ફકત ઝિક્રની ઈબાદત હશે

**હદીસ :** હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતીઓ જન્નતમાં ખાણું ખાશે અને પીશે પણ, ન તો તેમની નાકથી લીંટ ટપકશે ન તો તેમને કુદરતી હાજતે જવું પડશે અને ન તો પેશાબ કરશે બલકે તેમનું ખાણું ઓડકાર (રૂપે) અને (પીવું) કસ્તૂરીના પરસેવામાં બદલાઈ જશે (અને) તેમને તસ્બીહ અને તમ્હીદ એ પ્રકારે પ્રેરણા પ્રેરિત કરવામાં આવશે, જે પ્રકારે (જાનવરોને) શ્વાસની પ્રેરણા આપવામાં આવે છે.

**ફાયદો :** અર્થાત આ હઝરાતની તસ્બીહ અને તમ્હીદ શ્વાસ દ્વારા અદા થશે, જે તમો સ્વયં વગર ઈરાદાએ શ્વાસ લઈ રહયા છો.

## જન્નતની સુંદરતામાં વધારો થતો રહેશે

હઝરત કઅબ (રહ.) ફરમાવે છે કે અલ્લાહ તઆલા જયારે પણ જન્નતની તરફ નજર ફરમાવશે અને હુકમ આપે છે કે તમો પોતાના રહીશો માટે પવિત્ર અને ઉમદા થઈ જાવ તો એ સુંદરતા અને પવિત્રતામાં અધિક ઉમદા થઈ જાય.

અને જયારે જન્નતીઓ જન્નતમાં દાખલ થઈ જશે ત્યારે પણ તેમાં વધારો થતો રહેશે.

# જન્નતીઓ કુર્આન પઢશે

## સૂરએ તા–હા અને સૂરએ યાસીનની તિલાવત કરશે

**હદીસ :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**"યર્‌ફઉલ્ કુર્આન અલા અહ્‌લિલ્ જન્નતિ કુલ્લુહૂ મા ખલા તત્‌વિસ."**

**તરજુમો :** સિવાય સૂરએ તા–હા અને સૂરએ યાસીનના બાકીનું તમામ કુર્આને પાક જન્નતીઓ માટે ઉઠાવી લેવામાં આવશે. (તેઓ ફક્ત સૂરએ તા–હા અને સૂરએ યાસીન તિલાવત કરી શકશે.)

**ફાયદો :** આ હદીસ સનદના આધારથી અત્યંત કમજોર છે–મનઘડત હોવાની પણ શકયતા છે કેમ કે તેમાં એક શખ્સ બશર બિન ઉબૈદ, અદરાસી નામે રિવાયત કરનાર છે. એમાં મુહદ્દિસીનોએ ભારે વિવાદ ઉભો કર્યો છે. આ કારણે સૂરએ તા–હા અને સૂરએ યાસીનના સિવાય કુર્આન પાક ઉઠાવી લેવામાં આવશે એ સહીહ જણાતું નથી. કેમકે કુર્આને પાક અલ્લાહ તઆલાનું કલામ છે, જે આલિમો અને કારીઓ તેમજ હાફિઝો અને બીજા મુસલમાનોને અલ્લાહ તઆલાએ એક સંપૂર્ણ નેઅમતરૂપે એનાયત ફરમાવ્યું છે. જન્નતમાં નેઅમતોની પરિપૂર્ણતા તો થઈ શકે છે તેમની બાદબાકી નથી થઈ શકતી, જેથી કરીને મુઅમિનો પાસે કુર્આને કરીમની નેઅમત પૂરેપૂરી રીતે મવજૂદ રહેશે, વલ્લાહુ અઅ્‌લમ્.

## એહલે જન્નતને કેવળ એક હસરત હશે

**હદીસ :** હઝરત મઆઝ બિન જબલ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

એહલે જન્નતને કોઈ પ્રકારની ઈચ્છા નહીં હોય, પરંતુ તેઓ એ ઘડીની ઈચ્છા કરતા રહેશે, જે તેમને (દુનિયામાં) પ્રાપ્ત થઈ પણ તેમાં તેમણે અલ્લાહને યાદ ન કર્યા.

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : જે કોમ કોઈ મજલિસમાં બેસે છે અને તેમાં અલ્લાહ તઆલાનો ઝિક્ર નથી કરતી અને જનાબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ નથી મોકલતી તો એ મજલિસ કયામતના દિવસે તેમના ઉપર હસરતનું કારણ બનશે (કે હાય જો એ મજલિસમાં ઝિક્ર અથવા દુરૂદ શરીફ પઢવામાં આવત તો આજે તેનું પણ ઈનામ પ્રાપ્ત થાત) અને જો તેઓ જન્નતમાં દાખલ થઈ જશે (તો તેનો સવાબ મેળવવાની હસરત કરશે).

## હૂરોને પેદા કરીને તેમના ઉપર તંબુઓ ઉભા કરી દેવામાં આવે છે

હઝરત ઈબ્ને અબી અલ્ હવારી (રહ.) ફરમાવે છે કે હૂરોને કેવળ કુદરતે ખુદાવંદીથી કલિમહ "કુન"થી પેદા કરવામાં આવી છે. જયારે તેમનું સર્જન પૂરું થઈ જાય છે તો ફરિશ્તાઓ તેમના ઉપર તંબુઓ ઊભા કરી દે છે.

## જન્નતના ગુલાબથી પેદા થનારી હૂરો

હઝરત ઝબાહ કૈસી (રહ.) ફરમાવે છે કે મેં હઝરત માલિક બિન દિનાર (રહ.)થી સાંભળ્યું છે કે આપે ઈરશાદ ફરમાવ્યો : "જન્નાતુન્નઈમ" જન્નાતુલ ફિરદૌસ અને જન્નાતે ઈદન વચ્ચે આવેલ છે. તેમાં એવી હૂરો છે જે જન્નતના ગુલાબથી પેદા કરવામાં આવી છે. તેમનાથી પૂછવામાં આવ્યું કે એ (જન્નતુન્નઈમ)માં કોણ દાખલ થશે ? તો ફરમાવ્યું : એ હઝરાત જે (જાણીબુઝીને) ગુનાહનો ઈરાદો નથી કરતા તેઓ જ્યારે મારી મહાનતા યાદ કરે છે તો એ મને તેમની સમક્ષ જુએ છે અને એ લોકો જે મારા ખૌફથી પરવાન ચઢે છે (તેઓ પણ) એ જન્નાતુન્નઈમમાં દાખલ થશે.

હૂરોના ગુલાબથી પેદા થવા પર આ એક શેઅર છે :

**નાઝુકી ઉન લબોંકી ક્યા કહિયે,**
**પંખળી ઈક ગુલાબ કી સી હૈ.**

## મુશ્ક, અંબર, કાફૂર અને નૂરથી પૈદાઈશ

**હદીસ** : સરકારે દો આલમ જનાબ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આ હૂરો વિષે સવાલ કરવામાં આવ્યો કે તેમને કઈ ચીજોથી પેદા કરવામાં આવી છે તો આપે ઈરશાદ ફરમાવ્યો :

**"મન્ સલાસત અસ્યાઅ્ : અસ્ફલહુન્ન મિનલ્ મસ્કિ વ અવ્ સતુહુન્ન મિનલ્ અન્બરિ વ ઈલાહન્ મિનલ્ કાફૂર, વ સઅ્વરહુન્ન વ હવાઝબહિન્ન સવાદુ ખત્ મિન્નૂર."**

**તરજુમો** : ત્રણ ચીજોથી પેદા કરવામાં આવી છે. તેમનો નીચેનો ભાગ મુશ્ક (કસ્તૂરી)નો છે (અને વચ્ચેનો હિસ્સો

અંબરનો છે અને ઉપરનો હિસ્સો કાફૂરનો છે. તેમના વાળ અને ભ્રમરો કાળા છે, તેમનો ચહેરો નૂરથી રચવામાં આવ્યો છે.

## હૂરોના સર્જનના તબકકાઓ

**હદીસ :** જનાબ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરવામાં આવેલ છે કે આપે ઈરશાદ ફરમાવ્યો :

મેં જિબ્રઈલ (અલૈ.)થી પૂછયું અને કહયું કે મને જણાવો કે અલ્લાહ તઆલા આ હૂરોનું કઈ રીતે સર્જન કરે છે ?

તેમણે ફરમાવ્યું, અય મુહમ્મદ ! અલ્લાહ તઆલા તેમને અંબર અને ઝાફરાન (કેસર)ની ડાળોથી પેદા કરે છે. સર્વપ્રથમ અલ્લાહ તઆલા તેમની છાતીઓને ખૂશ્બુદાર ગોરા રંગની કસ્તૂરીથી પેદા કરે છે અને તેના ઉપર જ બાકી શરીરનું સર્જન કરે છે.

## હૂરના શરીરના જુદા જુદા ભાગો કઈ કઈ ચીજોથી બનાવવામાં આવ્યા છે ?

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે અલ્લાહ તઆલાએ હૂરોને તેમના પગોની આંગળીઓથી ઘૂંટણ સુધી ઝાફરાનથી બનાવી છે અને તેના ઘૂંટણથી છાતી સુધી કસ્તૂરીની ખૂશ્બુથી બનાવ્યા છે અને તેની છાતીથી ગરદન સુધી આગની જવાળાની જેમ ચમકનાર અંબરથી બનાવ્યું છે અને તેની ગરદનથી માથા સુધી સફેદ કાફૂરથી સર્જન કરવામાં આવ્યું છે. તેના પર ગુલે લાલાની ૭૦ હજાર પોશાકો પહેરાવવામાં આવી છે. એ જયારે સામે આવે છે ત્યારે તેનો ચહેરો ભારે નૂરથી એવો ચમકી ઉઠે છે, જેવો દુનિયાવાળાઓ

માટે સૂરજ અને એ જયારે સામે આવે છે તો તેણીના પેટનો ભાગ પેટની અંદરનો હિસ્સો લિબાસ અને ચામડીની બારીકાઈના કારણે જોવા મળે છે. તેણીના માથામાં સુગંધિત કસ્તૂરીના વાળની ચોટીઓ છે. પ્રત્યેક ચોટીને ઊંચકવા માટે એક ખિદમતગાર હશે, જે ચોટીના છેડાને ઉંચકનાર હશે. આ હૂર કહે છે કે આ ઈનામ છે. અવલિયાના અને સવાબ છે એ આમાલોનો જે બજાવી લાવવામાં આવતા હતા.

## રહમતના ટીપાઓથી પેદા થનાર હૂરો

حُوْرٌ مَّقْصُوْرٰتٌ فِی الْخِیَامِ ﴿۷۲﴾ (الرحمٰن ۵۵:۷۲)

હૂરો તંબુઓમાં રોકાઈ રહેનાર છે. આ આયતની તફસીરમાં હઝરત અબૂ અહવસ (રહ.) ફરમાવે છે કે અમને રિવાયત પહોંચી છે કે એક વાદળીએ અર્શથી વર્ષા ફરમાવી તો તેના રહમતના ટીપાઓથી તેમને પેદા કરવામાં આવી. પછી તેમનામાંની દરેક માટે નહેર પર એક તંબુ ઉભો કરી દેવામાં આવ્યો. એ તંબુની પહોળાઈ ચાલીસ માઈલ જેટલી છે. તેનો કોઈ દરવાજો નથી, જયારે અલ્લાહ તઆલાનો દોસ્ત (તેની પાસે) તંબુમાં જવા ચાહશે તો એ તંબુમાં એક રસ્તો થઈ જશે, જેથી કરીને વલીય્યુલ્લાહને એ બાબતની જાણ થઈ જાય કે ફરિશ્તાઓ અને ખિદમતગારોની સૃષ્ટિની નજરોએ હૂરને જોઈ નથી. આ હૂરો એવી છે જે મખ્લૂકની નજરોથી બિલકુલ છૂપી છે.

## છોકરીઓ ઉગાડનાર નેહરે બૈદખ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે જન્નતમાં એક નહેર છે, જેનું નામ બૈદખ છે. તેના ઉપર યાકૂતના કુબ્બાઓ છે, જેની નીચે છોકરીઓ ઉગે છે અને ખૂબસુરત

અંદાજમાં કુર્આન પઢે છે. જન્નતીઓ પરસ્પર કહેશે, આપણી સાથે બૈદખની તરફ જઈએ. આમ તેઓ આવશે છોકરીઓ સાથે મુસાફો કરશે, જ્યારે કોઈ છોકરી કોઈ મર્દની પસંદગીની આવશે તો એ તેના કાંડાનો સ્પર્શ કરી લેશે તો એ છોકરી તેની પાછળ પાછળ ચાલી નીકળશે અને તેની જગ્યાએ બીજી છોકરી ઉગી નીકળશે.

## અઝાનની દુઆમાં હૂરોની દુઆ પણ કરવી જોઈએ

હઝરત યૂસુફ બિન અસ્બાત (રહ.) ફરમાવે છે કે મારા સુધી એ વાત પહોંચી છે કે જ્યારે અઝાન આપવામાં આવે છે પણ આદમી **''અલ્લાહુમ્મ રબ્બ હાઝિહી દઅ્વતિલ્ મસ્તમ્અતલ્ મુસ્તજાબ લહા સલ્લિ અલા મુહમ્મદ વ અલા આલિ મુહમ્મદ વઝવ્વઝ્ના મિનલ્ હુરિલ્ અય્ન.''** નથી કહેતો તો હૂરો તેમને કહે છે કે તને કઈ ચીજે અમારાથી બિનજરૂરી કરી દીધા છે.

**ફાયદો :** ઉપરના અરબી લખાણનો અર્થ એ છે કે અય અલ્લાહ ! આ કુબૂલ અને મકબૂલ દાવત (અઝાન)ના રબ હઝરત મુહમ્મદ અને આલિ હઝરત મુહમ્મદ પર રહમત મોકલ અને હૂરોથી અમારી શાદી કરાવી દે.

**બીજો ફાયદો :** અઝાન પછી એક મશહૂર દુઆ જે આપણે સૌને યાદ છે તેને પઢી લીધા પછી આ દુઆ પણ પઢી લેવી જોઈએ કેમકે તેમાં આપણા માટે એક વધુ નેઅમત અર્થાત જન્નતની હૂરની દુઆ પણ શામિલ છે. જો આ દુઆ યાદ ન હોય તો પેલી પ્રથમ દુઆ પઢી લીધા પછી પોતાની ભાષામાં અલ્લાહ તઆલાથી આ હૂરોની દુઆ કરી લે.

## હૂરની નિકાહની દાવત

**હદીસ :** સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત છે કે જ્યારે આપને મેઅરાજ કરાવવામાં આવી તો આપે હૂરની ખૂબીઓ બયાન કરતાં ઈરશાદ ફરમાવ્યો :

મેં તેની પેશાની (કપાળ)ને પૂર્ણિમાના ચંદ્રની જેમ જોયો છે, તેની લંબાઈ ૧૦૩૦ હાથ બરાબર હતી. તેના માથામાં ૧૦૦ મેઢિયો હતી. દરેક મેઢિ સુધી ૭૦ હજાર ચોટલાઓ હતા અને પ્રત્યેક ચોટલો પૂર્ણિમાના ચંદ્રથી અધિક રોશન હતો. મોતીઓથી બનેલ તાજ માથા ઉપર હતો અને તેમાં જવાહિર સાંકળીઓ તેના કપાળ ઉપર લટકતી હતી. જવાહિર સાથે બે લીટીઓ લખાએલી હતી. પહેલી લીટીમાં **બિસ્મિલ્લાહિર્રહમા નિર્રહીમ** લખ્યું હતું અને બીજી લીટીમાં લખ્યું હતું : જે શખ્સ મારા જેવી હૂરનો તલબગાર છે તેને જોઈએ કે એ મારા પરવરદિગારની ઈતાઅત–તાબેદારી કરે. પછી હઝરત જિબ્રઈલે મને કહયું : આ અને તેના જેવી (હૂરો) આપની ઉમ્મત માટે છે. આપ પણ ખુશ થાવ અને ઉમ્મતને પણ તેની ખુશખબરી સંભળાવી દો અને તેઓને નેક કાર્યોમાં મહેનત અને કોશિશનો હુકમ કરી દો.

## જન્નતીઓ માટે હૂરોની દુઆઓ

**હદીસ :** હઝરત અકરમા (રહ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

હૂરોની સંખ્યા તમારા કરતાં અધિક છે. એ પોતાના ખાવિન્દો માટે આ દુઆ કરે છે : "અય અલ્લાહ ! (મારા) એ

ખાવિન્દની પોતાના દીનના બારામાં (અર્થાત : નેક અમલ કરવામાં) મદદ ફરમાવ અને તેના દિલને આપની ફરમાંબરદારી માટે તત્પર અને ઉત્સુક બનાવ અને અય અરહમર્રાહિમીન ! આપની નિકટતા સહિત તેને અમારા સુધી પહોંચાડી દે.

## નિકાહ માટે હૂરોનો સંદેશ

**હદીસ :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નત વરસ શરૂ થવાથી પૂરો થવા સુધી રમઝાન મહીનાને આવકારવા માટે સજતી–સંવરતી હોય છે. પછી જયારે રમઝાનની પ્રથમ રાત્રિ હોય છે તો અર્શની નીચે એક હવા ચાલે છે, જેનું નામ મુસૈરા છે. આ કારણે જન્નતના વૃક્ષોના પાંદડા અને બારણાઓની સાંકળો હાલે છે. તેનાથી એવી મીઠી મધુર અવાજ પેદા થાય છે, જે મનને પ્રફુલ્લિત કરી દે છે.

## હૂરની તસ્બીહથી જન્નતના વૃક્ષો પર ફૂલો ઉગી નીકળે છે

હઝરત યહયા બિન અબી કસીર (રહ.) ફરમાવે છે કે જયારે હૂરો તસ્બીહ પઢે છે તો જન્નતના દરેક વૃક્ષ ઉપર ફૂલ ઉગી નીકળે છે.

## લઅબા હૂર

**હદીસ :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

જન્નતમાં એક હૂર છે, જેનું નામ "લઅબા" છે. જો તેણી

પોતાના મ્હોનું થૂંક (કડવા) સમુદ્રમાં નાખી દે તો તમામ સમુદ્રનું પાણી મીઠું થઈ જાય. તેની છાતી ઉપર લખાએલ છે : "જે શખ્સ એવું પસંદ કરે છે કે તેને મારા જેવી હૂર મળે તો તેને જોઈએ કે તે મારા પરવરદિગારની ઈતાઅતવાળા કર્મો કરે."

**ફાયદો :** હાફિઝ ઈબ્ને કય્યિમે આ રિવાયતને હઝરત ઈબ્ને મસ્ઊદના ઈરશાદથી નકલ કરી છે અને તેમાં વધુમાં એવો ઉલ્લેખ પણ કર્યો છે કે જન્નતની તમામ હૂરો તેની સુંદરતાથી હેરાન અને આશ્ચર્યચકિત છે અને તેના ખભા પર હાથ મારી કહે છે કે "અય લઅબા ! તને મુબારક થાય. જો તારી ઈચ્છા કરનારાઓનો (તારી સુંદરતા તેમજ જમાલ અને કમાલ)ની જાણ થઈ જાય તો તેનો સદ્કાર્યો અને અમલે સાલિહ કરવાની ખૂબ કોશિશ કરી તારા અધિકારી બની જાય.

## એવી સુંદરતા જેને જોતાં જ મોત આવી જાય

હઝરત અતા સુલ્મી (રહ.) હઝરત માલિક બિન દીનાર (રહ.)થી ફરમાવ્યું કે અય અબૂ યહયા ! અમને (નેક કામો કરવાના) અને જન્નતમાં જવાનો શોખ અપાવો. તો તેમણે ફરમાવ્યું : "અય અતા ! જન્નતમાં એક હૂર જેની સુંદરતા પર જન્નતીઓ ફિદા થશે અને અલ્લાહ તઆલા જન્નતવાસીઓ માટે જીવતા રહેવાનો ફેસલો આપતા તો તેઓ તેની સુંદરતા જોઈ મરી જાત. ચુનાન્ચે: હઝરત અતા હઝરત માલિકની આ વાત સાંભળી લીધા પછી ૪૦ વરસો સુધી ગમગીન અને ઉદાસ રહયા.

**આગે ખુદાકો ઈલ્મ હૈ કયા જાને કયા હુવા,**
**બસ ઉનકે રૂખસે યાદ હૈ ઉઠના નકાબ કા.**

## હર્વલ નહેરની કુંવારીઓ

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં એક નહેર છે, જેનું નામ હર્વલ છે. તેના બન્ને કિનારાઓએ વૃક્ષો ઉગેલા છે. જન્નતીઓ જ્યારે સમાઅની ઈચ્છા કરશે તો કહેશે કે અમારી સાથે હર્વલ તરફ ચાલો, જેથી અમે વૃક્ષોથી (સુંદર અને ચિત્તાકર્ષક અવાજો) સાંભળી શકીએ. ચુનાન્ચેઃ તેઓ એવી ખૂબસુરત અવાજોમાં બોલશે કે અલ્લાહ અઝ્ઝ જલ્લ જન્નતીઓને ન મરવાનો ફેસલો કર્યો હોત તો તેઓ એ સંગીતના આનંદમાં મરી જાત. આમ જ્યારે એ સુંદર સુરાવલીઓથી (વૃક્ષો સાથે રહેતી લડકીઓ સાંભળશે તો તેણીઓ અરબી ભાષામાં અત્યંત સુંદર શૈલીના અવાજમાં) અરબી ઝુબાનમાં (કંઈક) પઢશે તો અલ્લાહ તઆલાના વલી તેમની પાસે આવી જશે અને દરેક પોતપોતાની પસંદગી અનુસાર લડકીને પસંદ કરી લેશે. એ પછી અલ્લાહ તઆલા એ લડકીઓની જગ્યાએ બીજી લડકીઓ (એ વૃક્ષ પર) લગાવી દેશે.

# હૂરોના હકદાર બનાવનારા નેક આમાલ

## ગુસ્સો પી જવા પર હૂર મળશે

**હદીસ :** હઝરત મઆઝ બિન અનસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જે શખ્સે ગુસ્સો પી લીધો એમ છતાં કે એ ગુસ્સો પ્રગટ

કરી શકતો હતો. અલ્લાહ તઆલા તેને કયામતના દિવસે તમામ મખલૂક સમક્ષ બોલાવશે અને તેને અખત્યાર આપશે કે એ તેને જે હૂર પસંદ હોય તેને લઈ લે.

## હૂર મેળવવાના ત્રણ કામો

**હદીસ :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

ત્રણ કામો એવા છે, જેમાંનું એક કામ પણ જો કોઈ શખ્સ કરશે તો હૂરો તેની સાથે શાદી કરશે : (૧) એ શખ્સ જેની પાસે જરૂરતની અમાનત છાની રીતે રાખવામાં આવી હોય અને એ તેને અલ્લાહના ડરથી પાછી સોંપી દે. (૨) એ શખ્સ જેણે પોતાના કાતિલને માફ કરી દીધો. (૩) એ શખ્સ જેણે પ્રત્યેક ફર્ઝ નમાઝ બાદ **''કુલહુ વલ્લાહુ અહદ....''**ની પૂરી સૂરત તિલાવત કરી.

**ફાયદો :** ઉપરોકત આમાલમાંથી કોઈપણ અમલ જેટલી વાર કરશે ઈન્શા અલ્લાહ એટલી હૂરો મળશે.

## સારા તરીકાથી દરેક રોઝો રાખનારનું ઈનામ ૧૦૦ હૂરો

**હદીસ :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નત એક વરસથી બીજા વરસ (શરૂ થયાથી) સુધી રમઝાન મહીના માટે શૃંગાર કરે છે અને હૂર પણ એક વરસથી બીજા વરસ સુધી રમઝાનુલ મુબારક માટે શણગાર સજે છે.

જન્નત કહે છે, અય અલ્લાહ ! મારા માટે આપના બંદાઓમાંથી આ મહીનામાં મકીન મુકર્રર ફરમાવી દો અને હૂરોએ દુઆ કરે છે કે અય અલ્લાહ ! આ મહીનામાં આપના નેક બંદાઓમાંથી ખાવિન્દ મુકર્રર ફરમાવી દો, જે કારણે અમારી આંખોને ઠંડક વળે અને અમારાથી તેમની આંખો ઠંડી થાય. જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : જે શખ્સે પોતે રમઝાનુલ મુબારકમાં રોઝા રાખ્યા કંઈ પણ ખાધું–પીધું નહી અને કોઈ મુઅમિન ઉપર બોહતાન–આક્ષેપ પણ મૂક્યો નહીં અને એ રોઝાની હાલતમાં કોઈ ગુનોહ પણ કર્યો નહીં અલ્લાહ તઆલા (રોઝાની) પ્રત્યેક રાત્રિમાં તેના માટે ૧૦૦ હૂરોથી તેમની શાદી કરશે અને તેના માટે જન્નતમાં લુઅલુઉ, યાકૂત અને ઝબર્જદના મહેલ બનાવશે. જો તમામ દુનિયાને એ મહેલમાં રાખવામાં આવે તો તે દુનિયામાં બકરીઓની જગ્યા જેટલો નજર આવશે.

## નેકીનો હુકમ અને બુરાઈથી રોકવાના હુકમ કરનારાઓને ઈનામરૂપે મળનાર ઐના હૂરની શાન

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :

જન્નતમાં એક હૂર છે, જેનું નામ ઐના છે. એ જ્યારે ચાલે છે તો તેણીની આસપાસ ૭૦ હજાર ખિદમતગાર લડકીઓ ચાલે છે. તેની ડાબી અને જમણી તરફ પણ એટલી જ લડકીઓ હોય છે. આ હૂર કહે છે ક્યાં છે અમ્ર બિલ મઅ્રૂફ કરનારા ? અને નહય અનિલ્ મુન્કર કરનારા ? (અર્થાત : નેકીઓના હુકમ કરનારા અને બુરાઈથી રોકનારા !) હું તેમનો ઈનામ છું. અર્થાત પ્રત્યેક એવા આદમીને આવી એક એક હૂરે ઐના આપવામાં આવશે અથવા અમ્ર બિલ્ મઅ્રૂફ અને નહ્ય

અનિલ્ મુન્કરના સવાબમાં આ હૂર આપવામાં આવશે. ટૂંકમાં નેકીનો હુકમ અને બુરાઈથી રોકવા પર આ હૂર મળશે. વલ્લાહુ અઅ્લમ્.

## જન્નતીઓ માટે હૂરો અને ઔરતોની સંખ્યા

### ૭૦ બીવીઓ

**હદીસ :** હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

"જન્નતમાં ઈન્સાનની ૭૦ બીવીઓ સાથે શાદી કરવામાં આવશે." અરજ કરવામાં આવી "યા રસૂલલ્લાહ ! શું મર્દ આ બધા માટે તાકાત ધરાવતો હશે ?" આપે ઈરશાદ ફરમાવ્યો : મરદને ૧૦૦ આદમીઓની તાકાત અતા કરવામાં આવશે.

### ૭૦ જન્નતની, બે દુનિયાની

**હદીસ :** હઝરત હાતિબ બિન અબી બલ્તઅ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું છે :

જન્નતમાં મુઅમિનની બોતેર બીવીઓથી શાદી કરવામાં આવશે, જેમાં ૭૦ જન્નતની ઔરતો હશે અને બે દુનિયાની ઔરતો હશે.

### સામાન્ય જન્નતીની ૭૨ બીવીઓ

**હદીસ :** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ

ફરમાવ્યો :

સામાન્ય દરજ્જાની જન્નતના ૮૦ હજાર ખિદમતગાર હશે, ૭૨ બીવીઓ હશે. દરેક જન્નતી માટે લુઅલુઉ અને ઝબર્જદનો એક કૂબો ઉભો કરવામાં આવશે (જેની લંબાઈ) જાબિયા (મુલ્કે શામનું શહેર)થી સન્આ (યમન દેશનું પાટનગર) જેટલી હશે.

## દોઝખીઓના વારસાની બે બીવીઓ પણ જન્નતીઓને મળશે

**હદીસ :** હઝરત અબૂ ઉમામા બાહિલી (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : અલ્લાહ તઆલા જે શખ્સને પણ જન્નતમાં દાખલ કરશે તેની બોતેર હૂરોથી અને દોઝખીઓની વારસાની સ્ત્રીઓથી શાદી કરી દેશે. આ ઔરતોમાંથી દરેકની કુબ્લ ખ્વાહિશ કરતી હશે અને મર્દનો નફ્સ કમજોર નહી થાય.

**ફાયદો :** આ દોઝખીઓની મીરાસનો અર્થ એ છે કે દરેક દોઝખીની જન્નતમાં મીરાસ હશે, જેનો રબ તઆલા પોતાના ફઝલથી મુઅમિનને વારિસ બનાવી દેશે, જેવું કે હદીસ શરીફમાં આવે છે તેને જે ઔરતો જન્નતમાં આપવામાં આવનાર હતી એ મુસલમાનોને આપવામાં આવશે.

## સામાન્ય દરજ્જાના જન્નતીની બીવીઓની સંખ્યા

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**તરજુમો :** સામાન્ય દરજજાના જન્નતીની જન્નતના સાત દરજજાઓ હશે. એ છટ્ટે દરજજે રહેતો હશે. તેના ઉપર સાતમો દરજજો હશે. તેના ત્રણસો ખિદમત કરનારાઓ હશે. તેની સામે સવાર—સાંજ ખાણાના ૩૦૦ પ્યાલાઓ પેશ કરવામાં આવશે. દરેક પ્યાલામાં એવી જાતની વાનગીઓ હશે, જે બીજા પ્યાલાઓમાં નહીં હોય અને જન્નતીએ ખાણું ખાવામાં શરૂઆતથી અંત સુધી મધુર લહેજા પ્રાપ્ત કરશે. એ જન્નતી કહેતો હશે, હે રબ ! જો આપ મને પરવાનગી આપો તો હું તમામ જન્નતીઓને ખવડાવું અને પીવડાવું અને જે કાંઈ મારી પાસે છે (તેમાં કંઈ ઓછું ન થશે) તેની હૂરો તેના માટે બેહતર બીવીઓ હશે અને તેમની દરેકની સુરીનો એક માઈલ જેટલી હશે.

## બાર હજાર પાંચસો (૧૨૫૦૦) બીવીઓ

**હદીસ :** હઝરત અબ્દુલ્લાહ બિન અબી ઔફી (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતી મર્દની ૫૦૦ હૂરો, ૪૦૦૦ કુંવારી છોકરીઓ અને ૮૦૦૦ પરિણિત ઔરતોથી શાદી કરવામાં આવશે. જન્નતી જેમાંની દરેક સાથે પોતાની દુનિયવી ઝિંદગીના પ્રમાણ અનુસાર મુઆનેકા કરશે.

## બાર હજાર એકસો (૧૨૧૦૦) હૂરો અને બીવીઓનો તરાનો

**હદીસ :** હઝરત અબ્દુલ્લાહ બિન અબી ઔફી (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાંથી દરેક મર્દની ૪૦૦૦ કુંવારી, ૮૦૦૦ વાંઝણી અને ૧૦૦ હૂરો સાથે શાદી કરવામાં આવશે. એ બધી દરેક સાતમા દિવસે ભેગી થશે અને સુંદર કંઠથી તરાનો કહેશે. આ તરાનો એટલો હૃદયસ્પર્શી હશે, જેને સૃષ્ટિના સર્જનોમાંથી કોઈએ પણ સાંભળ્યો નહી હોય. એ કહેશે અમે હમેશા રહેનાર છીએ. અમે કયારેય મરનાર નથી. અમે નેઅમતોમાં મોટી થનારી છીએ. અમે કયારેય જુની પુરાણી નહી થઈએ. અમે રાજી રહેનાર છીએ. અમે કયારેય નારાજ નહી થઈએ. અમે હમેશા જન્નતમાં રહીશું અને અમને અહીંથી કોઈ જન્નત બહાર કરનાર નથી. ખુશખબરી છે તેના માટે જે અમારા માટે છે અને જેના માટે અમે છીએ.

## દુનિયાની ઔરતો હૂરોથી અફઝલ હશે

હઝરત હબ્બાન બિન અબી જબલા (રહ.) ફરમાવે છે કે દુનિયાની ઔરતો જયારે જન્નતમાં દાખલ થશે તો દુનિયામાં સારા કામો કરવા બદલ તેમને હૂરો ઉપર ફઝીલત અતા ફરમાવવામાં આવશે. (દરજ્જામાં અને સુંદરતામાં પણ).

## દુનિયાની ઔરત હૂરથી સિત્તેર હજાર ઘણી અફઝલ હશે

**ફાયદો :** અલ્લામા કુર્તબી (રહ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મરફુઆ રિવાયત કરવામાં આપે ઈરશાદ ફરમાવ્યો :

**''અંલ્લા દમ્યાત અફ્દલ મિનલ્ હુરિલ્ અય્નિ બિસબ્ઈનિ અલ્ફ ઝૂ'ફ.''**

દુનિયાની ઔરતો હૂરોથી સિત્તેર હજાર ઘણી અફઝલ—શ્રેષ્ઠ હશે.

## દુનિયાની ઔરતની સુંદરતાનું દશ્ય

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે અલ્લાહના દોસ્ત એક તખ્ત ઉપર જલવાઅફરોઝ એ તખ્તની ઉંચાઈ પાંચસો વરસની મુસાફરી બરાબર હશે. જેવું કે અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે **''વ ફુર્શ મરફૂઅહ્''** અને તખ્ત હશે બુલંદ ફરમાવ્યું કે આ તખ્ત યાકૂત, અહમરનો હશે. તેના ઝમુર્રદ અખ્ઝરની બે પાંખો હશે. તખ્ત ઉપર સિત્તેર હજાર પાથરણાં હશે, જે તમામનો ઢાંચો નૂરનો હશે અને બહાર હિસ્સો બારીક રેશમનો હશે અને અસ્તર જાડા રેશમનો હશે. જો ઉપરના હિસ્સાને નીચેની તરફ લટકાવવામાં આવે તો ચાલીસ વરસની મિકદાર સુધી પણ ન પહોંચે. આ તખ્ત ઉપર પડદાની વ્યવસ્થા પણ હશે, જે લુઅલુઉ મોતીથી બનેલી હશે. તેના ઉપર નૂરના સિત્તેર પડદા હશે. આના સંબંધમાં અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

هُمْ وَأَزْوَاجُهُمْ فِي ظِلَالٍ عَلَى الْأَرَائِكِ مُتَّكِئُونَ ﴿٥٦﴾

(یٰسٓ ٣٦:٥٦)

(જન્નતી હઝરાત અને તેમની બીવીઓ છાયામાં હુજલાતે ઉરૂસીમાં ટેક લગાવીને બેઠેલા હશે). અહીં છાયાનો અર્થ વૃક્ષોની છાયા નથી. આ જન્નતીઓ આ પ્રકારે જ પોતાની બીવીથી બગલગીર થશે. ન બીવી તેનાથી ધરાશે ન તો મર્દને સંતોષ થશે. આ બગલગીરીનો અરસો ચાલીસ વરસ સુધી જારી રહેશે. અચાનક એ પોતાનું માથું ઉઠાવીને જોશે તો એક બીજી બીવી તેને ઝાંકી લેશે અને તેને પોકારીને કહેશે, અય ખુદાના દોસ્ત ! શું અમારા માટે તમારી પાસે કોઈ હિસ્સો નથી ? જન્નતી કહેશે : અય મારી મહેબૂબ ! તું કોણ છે ? તેણી કહેશે : હું એ બીવીઓમાંથી છું જેના વિષે અલ્લાહ તઆલાએ ઈરશાદ

ફરમાવ્યો છે. ''વલદય્‌ના મઝીદ'' અમારી પાસે બીજીઓ પણ છે. ચુનાન્ચેઃ તેનો તખ્ત કે બે પાંખ ધરાવતી કુર્સી ઉડીને એ બીવી પાસે પહોંચી જશે. જ્યારે એ જન્નતી તે બીવીને જોશે તો એ પહેલી બીવીથી લાખો ઘણો સુંદર હશે. એ તેની સાથે પણ ચાલીસ વરસો સુધી આલિંગનમાં રહેશે. એ દરમિયાન ન તો તેણી તેનાથી થાકશે અને તે તેણીથી થાકશે. એ જ્યારે માથું ઉઠાવીને જોશે તો તેના મહેલમાં એક નૂર પ્રકાશમાન થશે. તો એ આશ્ચર્યચકિત થઈ જશે અને કહેશે : સુબ્હાનલ્લાહ ! શું કોઈ શાનવાળા ફરિશ્તાએ ઝાંકીને જોયું છે કે પછી મારા પરવરદિગારે દિદાર કરાવ્યા છે. ફરિશ્તો જવાબ આપશે, જ્યારે કે એ જન્નતી નૂરની એક ખુરસી ઉપર બિરાજમાન હશે. આ ફરિશ્તા અને તેની વચ્ચે સિત્તેર વરસોનો ફાસલો હશે. આ ફરિશ્તો બાકી ચોકીદાર ફરિશ્તાઓની પાસે હશે. ફરિશ્તો જવાબ આપશે. ન તો તારી કોઈ ફરિશ્તાએ ઝિયારત કરી છે ન તો તને તારા પરવરદિગાર અઝ્ઝ વ જલ્લએ ઝાંકીને જોયો છે. જન્નતી કહેશે કે તો પછી એ નૂર કોનું હતું ? ફરિશ્તો કહેશે કે તારી દુનિયાની બીવીનો એ પણ જન્નતમાં તારી સાથે જ છે. તેણીએ જ ઝાંકીને તારી તરફ જોયું છે. અને આપના બગલગીર હોવા ઉપર મુશ્કુરાઈ છે. તેં જે પ્રકાશ જોયો એ તેણીના આગળ ના દાંતોનો નૂર હતો. જન્નતી જ્યારે તેની સામે જોશે ત્યારે તેણી તેને કહેશે કે અય વલિયુલ્લાહ ! શું તમો અમારા નસીબમાં નથી ? તો એ પૂછશે કે અય મારી દોસ્ત ! તું કોણ છે ? તો એ કહેશે કે અય વલિયુલ્લાહ ! હું એ બીવીઓમાંથી છું, જેના વિષે અલ્લાહ અઝ્ઝ વ જલ્લ ઈરશાદ ફરમાવે છે :

فَلَا تَعْلَمُ نَفْسٌ مَّآ اُخْفِیَ لَهُمْ مِّنْ قُرَّةِ اَعْیُنٍ ج (السجدة ۳۲:۱۷)

**તરજુમો :** (કોઈ જીવ નથી જાણતો આ જન્નતીઓ) માટે

કેવી કેવી આંખોની રાહત છુપાવીને રાખવામાં આવેલ છે). એ જન્નતીનો તખ્ત ઉડીને પહોંચી જશે. એ જ્યારે તેણી સાથે મુલાકાત કરશે તો એ તેની છેલ્લી બીવીથી લાખો ઘણી સુંદર હશે. કેમ કે એ ઔરતે (દુનિયામાં) રોઝા પણ રાખ્યા હતા, નમાઝો પઢી હતી અને અલ્લાહ અઝ્ઝ વ જલ્લની ઈબાદત પણ કરી હતી. એ જ્યારે જન્નતમાં દાખલ થશે તો જન્નતની તમામ ઔરતોમાં અફઝલ હશે. કેમ કે તેણી પેદા જ થઈ હશે (અને તેણીએ દુનિયામાં ઈબાદત કરી હશે). આ જન્નતી તેણી સાથે ચાળીસ વરસો સુધી બગલગીર રહેશે. એ જ્યારે જન્નતીના સામે ઊભી હશે ત્યારે તેણે યાકૂતના ઘુંઘરૂ પહેર્યા હશે, જ્યારે તેનાથી નિકટતા પ્રાપ્ત થશે તો તેના પગોના પાઝેબમાંથી જન્નતના દરેક પક્ષીની સુંદર સુરાવલી સાંભળવા મળશે. એ જ્યારે તેણીની હથેળીઓનો સ્પર્શ કરશે તો એ હાડકાઓના કેલ્શિયમ કરતાં નરમ હશે અને તેને તેની હથેળીમાંથી જન્નતની ખુશ્બૂની સુવાસ પ્રાપ્ત થશે. તેણી એ નૂરની સિત્તેર પોશાકો પહેરી હશે. જો તેમાંની એકાદ ઓઢણીને ફેલાવી દેવામાં આવે તો એ પૂર્વ અને પશ્ચિમની દરમિયાનના હિસ્સાને ઝળાંહળાં કરી દે. તેમને નૂરથી પેદા કરવામાં આવી છે. તેમના પોશાકો ઉપર કેટલાક સોનાના અને કેટલાક ચાંદીના કંગન હશે. આ પોશાક કરોળિયાની જાળથી અધિક બારીક હશે અને તેમને ઉઠાવવામાં તસ્વીરથી વધુ હલકી ફુલકી હશે. તેમના પોશાકોની નફાસત એટલી અધિક હશે કે એ બીવીના ઘૂંટણનો ગુદો પણ નજર આવતો હશે અને તેની રિક્કત હાડકા, ગોશ્ત અને ચામડી પાછળ ચમકતી હશે.

**''અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી સદક્ના વઅ્દહૂ''.**

(તમામ તા'રીફ અલ્લાહની છે, જેણે પોતાનું વચન સિદ્ધ કરી દેખાડયું) અને ડાબી બાંય પર નૂરથી લખ્યું હશે : **''અલ્હમ્દુ**

**લિલ્લાહિલ્લઝી અઝહબ્ અન્નલ્ હુઝ્ન.''** (સમસ્ત પ્રશંસા અલ્લાહની છે, જેણે અમારાથી ગમ દૂર કરી દીધો). તેના જિગર ઉપર નૂરથી લખવામાં આવ્યું હશે : **''હબ્બિ અના લક લા ઊરીદુ બિક બદલા.''** અય મારા દોસ્ત ! હું આપની છું. આપને બદલે બીજા કોઈને ચાહતી નથી. એ ઔરતનો સીનો મર્દનો આઈનો હશે. એ ઔરત યાકૂતની જેમ સાફ અને ચોખ્ખી હશે. તેણી સુંદરતામાં મરજાન સમાન હશે. સફેદીમાં સાચવી રાખેલા ઈંડા સમાન હશે. તેણી પોતાના ખાવિન્દની આશિક હશે. એ પચ્ચીસ વર્ષની હશે. તેની દંતાવલી સુંદર હશે. એ જયારે સ્મિત કરશે તો તેના દાંતોનો નૂર ચમકી ઉઠશે. જો મખલૂક તેની વાતચીત સાંભળી લે તો એનાથી સારા–નરસા બધા દીવાના થઈ જાય. એ જયારે જન્નતીની સામે ઊભી હશે તો તેની પિંડલીનું નૂર અને (સુંદરતા) એક લાખ ઘણું અધિક હશે અને તેની સુરીનની સુંદરતા તેની જાંઘોથી લાખો ઘણું અધિક હશે અને તેના પેટની સુંદરતા અને નૂર તેની સુરીનોથી એક લાખ ઘણું હશે. તેની છાતીની સુંદરતા પણ ઘણી ઘણી હશે. તેનો ચહેરો તેની છાતીથી ખૂબ ખૂબ નૂરાની અને સુંદર હશે. જો તેણી દુનિયાના સમુદ્રમાં પોતાની લાળ થૂંકી દે તો એ મીઠો થઈ જાય. જો તેણી પોતાના મકાનની છતથી દુનિયા તરફ ઝાંકીને જુએ તો તેનું હુસ્ન સૂરજ અને ચંદ્રને ઝાંખો પાડી દે. તેના માથા પર અહમરનો તાજ હશે અને તેના પર દુર્રો મરજાન જડવામાં આવ્યા હશે. તેની ડાબી બાજુ તેના વાળની એક લાખ લટ હશે. આમાંની કેટલીક લટો ઝબર્જદની કેટલીક મરજાનની અને અમુક જવેરાતની હશે. તેમને અઝ્ઝર અને અહમરના તાજ પહેરાવવામાં આવ્યા હશે. વળી ત્યાં રંગબેરંગી મોતી હશે, જેમાંથી ભાત ભાતની ખુશબૂઓ ફેલાતી હશે. જન્નતની દરેક ખુશબૂ તેના વાળ હેઠળ હશે અને દરેક લટમાં જડેલા જવાહર ચાલીસ વર્ષની મુસાફરી જેટલા દૂરથી નજરે પડશે. જમણી

તરફ પણ આ પ્રકારે જ હશે. તેની પાછળની બાજુએ એક લાખ મેઢિયો તેણીના વાળમાં હશે. આ ઝુલ્ફો–લટો અને મેઢિયો તેની છાતી ઉપર પડતી હશે કે એ તેમને કસ્તૂરી ઉપર ઘસીટતી હશે. તેની ડાબી બાજુ એક લાખ નોકરાનીઓ હશે, જેમના દરેકના હાથમાં એક ઝુલ્ફ–લટ હશે અને તેની જમણી બાજુ પણ આવું જ હશે. વળી તેની પીઠ પાછળ પણ એક લાખ સેવિકાઓ હશે, જેમણે પોતાના હાથમાં એક એક લટ ઉંચકી હશે. એ બીવીની આગળ એક લાખ સેવિકાઓ ચાલતી હશે. તેમની પાસે મોતીઓની સગડીઓ હશે, જેમ આગ વગર બખૂર સળગતું હશે, જેની ખુશ્બૂ ખૂબ દૂર દૂર સુધી પહોંચતી હશે. તેની આસપાસ હંમેશા રહેનાર છોકરાઓ હશે. તેમને કયારેય મૌત નહી આવે. જાણે કે એ મોતી હશે, જે પોતાની અધિકતાના કારણે વિખેરાઈ ગયા હશે. એ બીવી અલ્લાહના દોસ્ત સામે ઉભી રહી તેની નવાઈ અને આશ્ચર્યની મજા લૂટી રહી હશે અને આનંદિત થઈ તેના ઉપર ફિદા થઈ રહી હશે. ત્યાર બાદ એ તેને કહેશે : ‘‘અય દોસ્ત ! આપ નૃત્ય અને સંગીતની મઝા લો.’’ આમ કહી તેણી તેની સમક્ષ એક હઝાર જાતના નૃત્યો કરી દેખાડશે. તેના દરેક ઠુમકા લહેકા સાથે સિત્તેર પ્રકારના વસ્ત્રો દેખાતા રહેશે. તેના વાળને શણગારનાર સેવિકા તેની પાસે જ હશે. તેણી જ્યારે ચાલશે તો મસ્તીસભર, નાઝ–નખરા સભર ચાલશે. એ જ્યારે નાચશે તો અત્યંત ખુશ અને મસ્ત લાગશે. એ જ્યારે કોઈ તરફ આકર્ષિત થશે તો સેવિકાઓ પણ વાળની લટો સહિત એ તરફ ફંટાઈ જશે અલ્લાહ તઆલા જલ્લ શાનુહૂ તેણીને એવી શકલમાં (જન્નતમાં જવા માટે બીજી વાર) એ રીતે પેદા કરી હશે કે જો તેણી પોતાના સુંદર વદનને સામે કરે તો પણ એ સામે રહે અને જો પીઠ ફેરવે તો પણ ચહેરો સામે જ. જન્નતી તેની તમામ અદાઓ જોશે. એ જ્યારે તખ્ત ઉપર બેસશે તો તેના સુરીન તખ્તની બહાર નીકળશે અને તેની

ઝુલ્ફો અને વાળની લટો હવામાં લહેરાતી હશે. આ કૈફપૂર્ણ દશ્ય જોઈ વલિયુલ્લાહ એવા બેચેન અને બેકરાર થઈ જશે કે જો અલ્લાહ તઆલાએ મૌત ન આવવાનો ફેસલો ન કર્યો હોત તો એ ખુશીના માર્યે મરી જાત અને જો અલ્લાહે તેને સહનશક્તિ ન આપી હોત તો એ ખૌફથી એ તરફ જોઈ પણ શકત નહીં. કેમ કે તેને તેની આંખોની દષ્ટિ ગુમાવવાનો ભય રહેત. એ પોતાના ખાવિન્દથી કહેશે : અય વલિય્યુલ્લાહ ! ખૂબ ઐશ કરો. જન્નતમાં મૌતનું કયારેય નામ કે નિશાન નથી.

**બઢતા જાતા હૈ વહાં શૌક ખૂદઆરાઈ કા**
**હોસ્લા પસ્ત હૈ યાં ઝબ્ત શકેબાઈ કા**

## હૂરો અને ઔરતો સાથે સંભોગ

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

وَزَوَّجْنٰهُمْ بِحُوْرٍ عِيْنٍ ﴿٢٠﴾ (الطّور۵۲:۲۰)

અને અમે એ જન્નતીઓની શાદી હૂરો સાથે કરી દઈશું.

اِنَّ اَصْحٰبَ الْجَنَّةِ الْيَوْمَ فِيْ شُغُلٍ فٰكِهُوْنَ ﴿٥٥﴾ (یٰسٓ۳۶:۵۵)

**તરજુમો :** જન્નતવાસીઓનો (એ હાલ છે કે તેઓ) બેશક, એ દિવસે (જન્નતમાં) પોતાની પ્રવૃત્તિઓમાં ખુશદિલ હશે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) આ આયતની તફસીરમાં ફરમાવે છે કે તેમની પ્રવૃત્તિ કુમારિકાઓ સમક્ષ જવાની હશે.

હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) પણ આવી જ રિવાયત કરે છે.

હઝરત અકરમા અને હઝરત ઈમામ ઔઝાઈ પણ આવો જ ઉલ્લેખ કરે છે.

## જન્નતીઓ સંભોગ પણ કરશે

**હદીસ :** હઝરત અબૂ ઉમામા (રદિ.)થી રિવાયત છે કે એક શખ્સે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂછયું કે શું જન્નતીઓ સોહબત પણ કરશે ? તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''દહામન્ દહામન્ લા મની વ લા મન્યત.''**

**અર્થાત :** ખૂબ જોશપૂર્વક સોહબત કરશે. ન મર્દનું પાણી નીકળશે અને ન મૌત આવશે.

## જન્નતી પાસે ૧૦૦ મર્દો જેટલી તાકાત હશે

**હદીસ :** હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે :

**''યુઅ્તિલ્ મુઅ્મિન ફિલ્ જન્નતિ કુવ્વતિ માઅહ્–યા'ની ફિલ્ જમાઅ્.''**

**તરજુમો :** મુઅમિનને જન્નતમાં સોહબત કરવા માટે ૧૦૦ મર્દો જેટલી તાકાત આપવામાં આવશે.

## એક દિવસમાં ૧૦૦ ઔરતો પાસે જઈ શકશે

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે અર્ઝ કરવામાં આવી કે યા રસૂલલ્લાહ ! શું અમે જન્નતમાં અમારી બીવીઓ પાસે જઇ શકીશું ? તો આપે ઈરશાદ ફરમાવ્યો કે

એક મર્દ એક દિવસમાં ૧૦૦ કુંવારી છોકરીઓ પાસે જઈ શકશે. એક બીજી રિવાયત છે કે સવારમાં ૧૦૦ ઔરતો પાસે જઈ શકશે.

## વિર્ય કસ્તૂરી બની સ્ખલિત થઈ જશે

**હદીસ :** હઝરત ઝૈદ બિન અરકમ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''અનલ્ બવ્વલુ વલ્ જનાબતિ અર્ક યસીલ અન્ તહ્‌તિ જવાનબહમ, અલા અક્‌દામહુમ્ મસ્ક.''**

**તરજુમો :** પેશાબ અને વિર્ય જન્નતીઓના પેહલૂઓની નીચે પરસેવારૂપે વહી પગો સુધી જતાં જતાં કસ્તૂરી બની જશે.

## ઔરતની સોહબત કર્યા પછી આપમેળે જ પાક થઈ જશે

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''અન્તાફિલ્ જન્નત ? કા-લ : નઅમ્ વલ્લઝી નફ્‌સી બયદહ્ દહ્‌મન્ દહ્‌મન્, ફાઝા કામ અન્હા રજઅ્‌ત મુતહર્રત બક્‌રા.''**

**તરજુમો :** (કોઈએ સવાલ કર્યો કે) શું અમે જન્નતમાં સોહબત પણ કરીશું ? આપે ઈરશાદ ફરમાવ્યો : હા. મને એ ઝાતના સોગંદ જેના કબજામાં મારી જાન છે. ખૂબ જોમ અને ઉત્સાહથી, જ્યારે જન્નતી પોતાની બીવીથી ફારિગ થશે તો તેણી ફરીથી પાક અને કુંવારી થઈ જશે.

## એ ફરીથી કુંવારીઓ થઈ જશે

**હદીસ :** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''અહ્લિલ્ જન્નતિ અઝા જામિઊ અન્સાઅહુમ્ આદત અબ્કારા.''**

**તરજુમો :** જન્નતીઓ પોતાની બીવીઓથી સોહબત કરી લેશે તો એ ફરી કુંવારી (જેવી) થઈ જશે.

## એકબીજાથી સંતુષ્ટ નહીં થાય

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) હદીસે સૂરમાં જનાબ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ નકલ કરે છે કે આપે ઈરશાદ ફરમાવ્યો :

મને એ ઝાતની કસમ જેણે મને હક સહિત મબ્ઉસ ફરમાવ્યો. તમે લોકો દુનિયામાં પોતાની બીવીઓ અને પોતાના મકાનોને જન્નતીઓથી તેમની બીવીઓ અને તેમના મહેલોના જાણવાથી અધિક નથી જાણતા. જન્નતીઓમાંથી પ્રત્યેક શખ્સ પોતાની એ ૭૨ બીવીઓ પાસે જશે, જેમને અલ્લાહ તઆલાએ (પોતાની કુદરતથી સર્જી છે) નવી રીતે પેદા કરી હશે. તેમાંથી બે બીવીઓ આદમની ઔલાદની હશે. આ બે બીવીઓની બીજી બધી ઔરતો ઉપર ફઝીલત હશે. તે એ કારણે કે એ ઔરતોએ દુનિયામાં અલ્લાહ તઆલાની ઈબાદત કરી હતી. જન્નતી મર્દ આ બન્ને ઔરતો પાસે યાકૃતના બાલાખાનામાં સોનાના પલંગ પર દાખલ થશે. આ પલંગને લુઅલુઉનો તાજ પહેરાવવામાં આવ્યો હશે. એ બેગમ પર જાડા અને પાતળા રેશમના ૭૦

જોડી પોશાકો હશે. જન્નતી તેણીના ખભા વચ્ચે (અર્થાત પીઠ પર) પોતાનો હાથ મુકશે તો તેને તેણીની છાતી તરફથી કપડાઓ, ચામડી અને ગોશ્ત નજર આવશે અને એ પોતાની બીવીની પિંડલીના ગુદાને જોઈ શકશે, જે પ્રકારે તમારામાંનો કોઈ શખ્સ યાકૂતના મોતીના કાણામાં દોરાને જુએ છે. મર્દની છાતી માંહેનો હિસ્સો ઔરત માટે આઈનો હશેં અને ઔરતના સીનાની અંદરનો ભાગ મર્દ માટે આઈનો હશે. એ જ દરમિયાન એ મર્દ એ બીવી પાસે હશે. એ ન તો તેનાથી ધરાશે ન તેણી તેનાથી સંતુષ્ટ થશે. એ જયારે પણ તેની સાથે સંભોગ કરશે તેણી તેને કુંવારી સમાન જ મળશે. ન તો મર્દનો નફસ ઢીલો થશે ન તો સ્ત્રીની યોનીને થાક લાગશે. આ બન્ને આ હાલતમાં હશે તેવામાં જ અવાજ દેવામાં આવશે કે અમે જાણીએ છીએ કે ન તું ધરાઈશ ન એ ધરાશે, કેમ કે ત્યાં પુરૂષનું પાણી નહીં હોય તેમજ સ્ત્રીની યોનીનો સ્ત્રાવ. જન્નતી પોતાની બીજી બીવીઓ પાસે પણ એક એક કરીને જશે. એ જયારે પણ કોઈ ઔરત પાસે જશે તેણી એમ કહેશે કે અલ્લાહના સોગંદ ! જન્નતમાં આપથી સુંદર કોઈ નથી. મને જન્નતમાં તમારાથી અધિક કોઈ પણ પ્રિય નથી.

## એક તંબુમાં કેટલીએ હૂરો

**હદીસ :** હઝરત અબ્દુલ્લાહ બિન કૈસ (અબૂ મૂસા અશ્અરી રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

મુઅ્મિન માટે જન્નતમાં ખોલદાર લુઅલુઉનો એક તંબુ હશે, જેની લંબાઈ ૬૦ માઈલની હશે. તેમાં મુઅ્મિનની ઘરવાળીઓ રહેશે. એ ત્યાં તેમની પાસે જતો હશે, પરંતુ આ ઘરવાળાઓ (એ હાલતમાં) એકબીજાને જોતી નહીં હોય.

## આનંદ ઉલ્લાસ આપનાર બીવીઓ

**હદીસ :** હઝરત લકીત બિન આમિરે અર્ઝ કરી કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમે જન્નતમાં કઈ કઈ ચીજોથી આનંદ ઉલ્લાસ મેળવી શકીશું તો આપે ઈરશાદ ફરમાવ્યો :

સાફ–સ્વચ્છ મધની નહેરોથી અને (શરાબની) એવી નહેરોના પ્યાલાઓથી જેમાં ન તો નશો હશે ન નદામત હશે અને એવા પાણીથી જે ક્યારેય ખરાબ નહીં થાય અને એવા મેવાઓથી તમારા ખુદાના સોગંદ જેને તમો જાણો છો કે જયારે એ મેવાઓ બીજા મેવાઓથી ઘણા જ બેહતર હશે અને પાક સાફ બીવીઓથી. મેં અર્ઝ કરી યા રસૂલલ્લાહ ! શું અમારા માટે જન્નતમાં એવી કાબિલ બીવીઓ હશે ? તો આપે ઈરશાદ ફરમાવ્યો : નેક મર્દો માટે નેક બીવીઓ હશે. તેઓ પોતાની બીવીઓથી એ પ્રકારે આનંદ પ્રાપ્ત કરશે જે પ્રકારે તમો દુનિયામાં તમારી બીવીઓથી આનંદ મેળવો છો, પરંતુ હાં ત્યાં જન્મ–મરણ નહીં થાય.

## નિકટતા (સંભોગ)ની લિજ્જત સિત્તેર વરસો સુધી રહેશે

હઝરત સઈદ બિન જુબૈર (રહ.) ફરમાવે છે કે જન્નતીની કામશક્તિ તેના શરીરમાં સિત્તેર વરસ સુધી ચાલુ રહેશે, જેની લિજ્જત એ માણતો રહેશે. આનાથી જન્નતીઓ ઉપર સંભોગ લાહક નહીં થાય, જેના કારણે તેમને સ્નાન કે પાકી–સાફીની જરૂરત પડે. ન તો તેઓમાં વૃદ્ધત્ત્વ આવશે ન તો તેમની શક્તિઓ ઓછી થશે. આ કારણે તેમને કોઈ પણ પ્રકારની આફત કે દુઃખ નહીં આવે.

ઈમામ ઈબ્ને અબીદુન્યા (રહ.) હઝરત સઈદ બિન ઝુબૈરના ઉપરોકત ઈરશાદને આ પ્રમાણે રજૂ કરે છે કે જન્નતમાં મર્દનો કદ સિત્તેર માઈલ જેટલો હશે અને ઔરતનો ત્રીસ માઈલ જેટલો. એ ઔરતના સુરીન સૂકી જમીનની જેમ તરસ્યા હશે. મર્દની શેહવત ઔરતના શરીરમાં સિત્તેર વરસો સુધી બાકી રહેશે, જેનાથી તેણીને લિજ્જતનો અનુભવ થતો રહેશે.

અને ઈબ્ને અબી શૈબા (રહ.) આ રિવાયતને આ પ્રમાણે બયાન કરે છે કે એમ કહેવામાં આવતું હતું કે જન્નતીઓમાં મર્દનો કદ ૯૦ માઈલનો હશે અને ઔરતનો ૮૦ માઈલનો અને ઔરતના સુરીન સુકી ધરતીની જેમ પ્યાસા હશે. તેના શરીરમાં મર્દની શેહવત સિત્તેર વરસો સુધી બાકી રહેશે, જેનો એને આનંદ થતો રહેશે.

## દરેકવાર જોવાથી નવી ઈચ્છા પેદા થશે

હઝરત ઈબ્રાહીમ નખઈ (રહ.) ફરમાવે છે કે જન્નતમાં જેવું ચાહશો તેવું થશે. ત્યાં ઔલાદ નહી થાય. વધુમાં ફરમાવ્યું કે જન્નતી આદમી જ્યારે એક વાર પોતાની અહલિયાને જોશે તો તેને ઈચ્છા થશે. એ પછી બીજી વાર જોશે તો પણ તેને તેણીની ઈચ્છા થશે.

## બાર હજાર પાંચસો બીવીઓ સાથે કુર્બત

હઝરત અબ્દુર્રહમાન બિન સાબિત (રહ.) ફરમાવે છે કે જન્નતી મર્દની ૫૦૦ હૂરોથી, ૪૦૦૦ કુવારીઓથી અને ૮૦૦૦ દુનિયાની શાદીશુદા ઔરતોથી શાદી કરવામાં આવશે. દરેક ઔરત સાથે જન્નતી દુનિયા ઉંમર અનુસાર બગલગીર થશે. એ બન્ને (આલિંગન કરનારાઓ)ને કોઈ રોકટોક નહીં કરે.

ત્યાર પછી એ તેનાથી સંભોગ કરશે અને એ દુનિયાની પૂરી ઉંમર જેટલા સમયમાં પણ પૂરો થશે નહિ (બલકે તેનાથી પણ અધિક સમય લાગશે). આ પ્રમાણે જ જયારે તેની સમક્ષ કોઈ ખાવા–પીવાનું વાસણ રજૂ કરવામાં આવશે અને તેના હાથમાં આપવામાં આવશે તેનાથી પણ એ દુનિયાની તમામ ઉંમર જેટલી લિજ્જત માણતો રહેશે.

## જન્નતી એકથી એક હૂર તરફ ફરતો હશે

**હદીસ :** હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે મને જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બયાન ફરમાવ્યું : મને હઝરત જિબ્રઈલે બયાન ફરમાવ્યું કે જન્નતી હૂરની પાસે દાખલ થશે તો તેણી તેનો હસ્તધૂનન અને આલિંગનથી સ્વાગત કરશે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે (આપ જાણો છો કે) તેણી હાથની કેવી (સુંદર) આંગળીઓથી સ્વાગત કરશે. જો તેણીના હાથની કોઈ આંગળી જાહેર થઈ જાય તો એ ચંદ્ર–સૂરજની રોશની ઉપર છવાઈ જાય અને જો તેણી વાળની એક લટ પ્રગટ થઈ જાય તો પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના હિસ્સાને પોતાની ખુશબૂથી સુવાસિત કરી દે. જન્નતી એવી જ હાલતમાં એ ઔરત સાથે ગાદી–તકિયા પર બેઠેલો હશે તેના ઉપર નૂર છવાએલું હશે. જન્નતી એવો ગુમાન કરશે કે અલ્લાહ તઆલાએ પોતાની સૃષ્ટિ તરફ ઝાંકયું છે, પરંતુ એ એક હૂર હશે, જે તેને પોકારીને કહેશે કે "અય વલિય્યુલ્લાહ ! ! શું અમારો વારો નહીં આવે ?" એ પૂછશે : "અરે ! તું કોણ છે ?" તેણી કહેશે કે હું એ ઔરતોમાંથી છું, જેના વિષે અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો છે કે "અમારી પાસે અધિક પણ છે." એ પછી તે જન્નતી તેની તરફ વળી જશે અને એ જયારે જોશે કે આની પાસે તો તેની સુંદરતા અને

હુશ્ન એવા હશે જે પહેલી પાસે ન હોતા. ત્યાર બાદ એ તેણીની સાથે મસ્હરી ઉપર ગાદી– તકિયાને અઢેલીને બેસશે. ત્યાર બાદ એક વધુ નૂર પ્રકાશશે જે સાદ આપશે : અય વલિય્યુલ્લાહ ! અમારો વારો કયારે આવશે ? એ પૂછશે, અરે તું કોણ છે ? તેણી જવાબ આપશે, હું એ ઔરતોમાંથી છું જેના વિષે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે :

فَلَا تَعْلَمُ نَفْسٌ مَّآ اُخْفِيَ لَهُمْ مِّنْ قُرَّةِ اَعْيُنٍ (السجدة ٣٢:١٧)

(કોઈ જીવ નથી જાણતું એ મુઅમિનો માટે આંખોની ઠંડક માટે શું શું છુપાવી રાખવામાં આવ્યું છે). આમ તે જન્નતી આ રીતે જ એક બીવી પછી તરફ ઘુમતો રહેશે.

## નવી હૂર પોતાની પાસે બોલાવશે

હઝરત સાબિત ફરમાવે છે કે જન્નતી સિત્તેર વરસ સુધી ખૂબ મઝાથી અઢેલીને બેઠો હશે. તેની પાસે તેની બીવીઓ અને નોકર–ચાકર પણ હશે. અચાનક તે ઔરતો જેમણે પોતાના ખાવિન્દને નહી જોયો હોય એ કહેશે હે અપરિચિત ! શું આપ ઉપર અમારો કંઈક હક્ક છે ?

## હૂરોના કદનો અંદાજો

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે સય્યદે દો આલમ જનાબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતી મર્દ માટે હૂરો જેમાં ૭૨ બીવીઓ હશે. તેની દુનિયાની ઔરતો ઉપરાંત અને એ (મજકૂર ઔરતો)માં પ્રત્યેકની સુરીન જમીન ઉપર એક માઈલ બરાબર (મોટી) હશે.

**નોટ :** આ હદીસ ઉપર મુહદ્દિષીને વાદ—વિવાદ કર્યો છે કે આ હદીસ મશહૂર હદીસોથી વિરુદ્ધ છે, જેમાં એવું આવે છે કે જન્નતની ઔરતોનો કદ ૬૦ હાથનો હશે. કેમ કે આ હદીસમાં સુરીનને એક માઈલ જેટલી દર્શાવવામાં આવી છે એ રિવાયતોને નકારે છે. હાં, આ હદીસમાં અને તે હદીસોમાં એ મુતાબેકત હોઈ શકે છે. હૂરો આ તેમની જેમ કદ ધરાવતી હોય. બાકી હૂરોનો કદ અને ઔરતોના શરીર આવા ન હોય. આપે અમુક રિવાયતોમાં પઢયું હશે કે જન્નતી મર્દોના કદ ૯૦ માઈલના હશે અને ઔરતોના શરીર ૮૦ માઈલ જેટલા હશે અને ઔરતો ૩૦ માઈલની હશે. જો રિવાયતોને માની લેવામાં આવે તો પછી આ રિવાયતને સમજવી આસાન થઈ જશે અને જો અહીં માઈલથી મુરાદ એમ લેવામાં આવે કે અરબીમાં બન્ને હાથોને પહોળા કરવાને પણ માઈલ કહેવામાં આવે છે. તો પછી હદીસ મશહૂર અને સહીહ રિવાયતોના લગભગ મુતાબિક થઈ જશે, પરંતુ **''કદ્ર મિલ્ મિનલ્ અર્દ''** આ શબ્દના આ અર્થને ટેકો નથી આપતા. વલ્લાહુ અઅ્લમ્.



اَلتَّحِيَّاتُ الْمُبَارَكَاتُ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ ط

( મુસ્લિમ શરીફ )

# જન્નતીઓની પહેલી મહેમાની

## જમીન રોટી તથા બળદ અને માછલી શાક હશે

**હદીસ :** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : જમીન કયામતના દિવસે એક રોટલી સમાન હશે, જેને ગરમ કરવા માટે ગરમ રેતી ઉપર મૂકી દેવામાં આવશે. અલ્લાહ તઆલા તેને પોતાના હાથે એ રીતે ઉલટ–પલટ કરશે જેવી રીતે તમો સફરમાં તમારી રોટીને ઉલટાવો–પલટાવો છો. એ જ (જન્નતમાં) જન્નતીઓની (સૌથી પહેલી) મહેમાનગીરી હશે. તેમનું શાક બાલામ અને નૂન હશે. સહાબાએ કિરામે અર્ઝ કરી, "આ કઈ ચીજો છે ?" આપે ઈરશાદ ફરમાવ્યો : બળદ અને માછલી હશે. (અને એ એટલા મોટા હશે કે બળદ અને માછલીના કલેજાનો અલગ લટકનાર ટુકડો ૭૦ હજાર જન્નતીઓ ખાશે.

## માછલીનું જિગર

**હદીસ :** હઝરત તારિક બિન શહાબ (રદિ.) ફરમાવે છે કે એક યહૂદી જનાબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો અને કહ્યું કે આપ અમોને જણાવો કે જન્નતીઓ જ્યારે જન્નતમાં દાખલ થશે તો સૌથી પહેલાં શું ખાશે ?

હઝરત કઅબ (રહ.) ફરમાવે છે કે જ્યારે જન્નતી જન્નતમાં દાખલ થશે તો અલ્લાહ તઆલા તેમને ફરમાવશે, "દરેક મુસલમાન માટે એક તોહફો ભેટ હોય છે. હું પણ

આપને ભેટ આપીશ. એ પછી બળદ અને માછલી પેશ કરવામાં આવશે અને તેમને ઝબહ કરીને જન્નતવાસીઓને ખવડાવી દેવામાં આવશે.

## ખાવું-પીવું અને કુદરતી હાજત

બારીએ તઆલાનો ઈરશાદ છે :

إِنَّ الْمُتَّقِينَ فِي ظِلَالٍ وَعُيُونٍ ﴿٤١﴾ وَفَوَاكِهَ مِمَّا يَشْتَهُونَ ﴿٤٢﴾
كُلُوا وَاشْرَبُوا هَنِيئًا بِمَا كُنتُمْ تَعْمَلُونَ ﴿٤٣﴾ (المرسلت ٧٧:٤١-٤٣)

**તરજુમો :** પરહેઝગાર લોકો છાયડામાં અને ઝરણાંઓ નિકટ અને લિજ્જતદાર મેવાઓમાં હશે. (અને તેમનાથી કહેવામાં આવશે કે) તમારા નેક અમલના બદલામાં ખૂબ મજાથી ખાઓ-પીઓ. અમે નેક લોકોને આવો જ બદલો આપીએ છીએ.

અલ્લાહ તઆલા વધુમાં ઈરશાદ ફરમાવે છે :

دَانِيَةٌ ﴿٢٣﴾ كُلُوا وَاشْرَبُوا هَنِيئًا بِمَا أَسْلَفْتُمْ فِي الْأَيَّامِ
الْخَالِيَةِ ﴿٢٤﴾ (الحاقة ٦٩:٢٣-٢٤)

**તરજુમો :** પછી જે શખ્સનું આમાલનામું તેના જમણા હાથમાં આપવામાં આવશે તો એ (ખુશીનો માર્યો આસપાસના લોકોથી) કહેશે કે મારું આમાલનામું પઢી લો. મને (તો પહેલાંથી જ) શ્રદ્ધા હતી કે મારે મારો હિસાબ પેશ કરવાનો છે. ટૂંકમાં એ શખ્સ પોતે પસંદ કરેલ ઐશ (અર્થાત) બેહિશ્તે બરીમાં હશે, જેના મેવાના વૃક્ષો એટલા ઝુકેલા હશે (કે જે હાલતમાં ચાહશે લઈ શકશે અને હુકમ થશે) ખાઓ-પીઓ મઝાથી આ તમને એ બદલારૂપે આપવામાં આવે છે, જેના આમાલની ઉમ્મીદ દુનિયામાં રાખી હતી.

**હદીસ :** હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતવાળાઓ ખાશે–પીશે ખરા, પરંતુ નાક નહીં સિકે અને ન તો પેશાબ પાખાનું કરશે અને તેમનો ખોરાક કસ્તૂરીની ખુશ્બૂનો ઓડકાર બની જશે. તેમને તસ્બીહ અને હમ્દે બારી તઆલા એવી જ પ્રેરણા અને ઈલ્હામ આપશે, જે પ્રમાણે તમામને શ્વાસ લેવાની પ્રેરણા મળે છે.

## ખાણું અને કુદરતી હાજત

**હદીસ :** હઝરત ઝૈદ બિન અરકમ (રદિ.) ફરમાવે છે કે એક યહૂદી જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર સેવામાં હાજર થયો અને પૂછયું : “અય અબુલ કાસિમ (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) શું આપનો એ ખ્યાલ છે કે જન્તીઓ ખાણું ખાશે અને પીશે ? આપે ઈરશાદ ફરમાવ્યો મને એ ઝાતના સોગંદ જેના કબજામાં મારી જાન છે. પ્રત્યેક જન્નતીને ખાવા–પીવા અને સંભોગ કરવાની ઈચ્છામાં ૧૦૦ વ્યક્તિઓ જેટલી શક્તિ આપવામાં આવશે. “તેણે અર્ઝ કરી” તો પછી જે શખ્સ ખાય છે–પીએ છે. તેની હાજત પણ તો હોય છે ? આપે ઈરશાદ ફરમાવ્યું : તેમની (કઝાએ) હાજત એક પ્રકારનો પરસેવો હશે, જે તેમની ત્વચા દ્વારા વહી જશે. કસ્તૂરીની ખુશ્બૂ સમાન. જ્યારે આ (પરસેવો) નિકળી જશે તો તેનું પેટ સંકોચાઈ જશે

**હદીસ :** હઝરત અનસ (રદિ.)એ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ઈરશાદ ફરમાવતાં સાંભળ્યું છે :

તમામ જન્નતીઓમાં સૌથી નીચા દરજ્જાના જન્નતી સામે ૧૦ હજાર જન્નતી ઉભા હશે. દરેકના હાથમાં બે મોટા

પ્યાલાઓ હશે, જેમાં એક ચાંદીનો હશે અને એક સોનાનો હશે. જન્નતી જેટલી લિજ્જત પ્રથમ પ્યાલાથી મેળવશે એટલી જ લિજ્જત તેને છેલ્લા પ્યાલાથી પણ મળશે. પછી એ તમામ કસ્તૂરીની ખુશ્બૂદાર હવા થઈ જશે. જન્નતીઓ ન તો પેશાબ કરશે ન પાખાના કરશે. ન તો નાક નસીકશે. તેઓ બાદશાહી તખ્તો ઉપર પરસ્પર ભાઈઓની જેમ બેઠા હશે.

## રિઝ્કના હદિયા સવાર-સાંજ પહોંચશે

**હદીસ :** હઝરત હસન (રહ.) અને હઝરત અબૂ કુલાબા (રહ.) બન્ને હઝરાત બયાન કરે છે કે એક શખ્સે અર્ઝ કરી : યા રસૂલલ્લાહ ! ! શું જન્નતમાં પણ રાત હશે, કેમ કે અલ્લાહ તઆલા પોતાની કિતાબમાં ફરમાવે છે :

وَلَهُمْ رِزْقُهُمْ فِيهَا بُكْرَةً وَّعَشِيًّا ﴿٦٢﴾ (مریم۱۹:۶۲)

**તરજુમો :** જન્નતીઓ માટે સવાર—સાંજ જન્નતમાં રિઝ્ક હશે. તો હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

ત્યાં કોઈ રાત નહીં હોય, બલકે ત્યાં રોશની અને નૂર સવાર—સાંજ પડશે. તેમના ઉપર અલ્લાહ તઆલા તરફથી નમાઝના સમયમાં જેમાં તેઓ નમાઝ પઢતા હતા હદિયા આવ્યા કરશે અને તેમને ફરિશ્તાઓ સલામ કરતા હશે.

## જન્નતમાં પહેલી મહેમાની

**હદીસ :** હઝરત સૌબાન (રદિ.)થી રિવાયત છે કે યહુદીઓના એક આલિમે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સવાલ કર્યો કે જે દિવસે આ જમીન ઉપરાંત કોઈ બીજી જમીન તબદીલ કરવામાં આવશે તો લોકો

કયાં જશે ? તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જવાબમાં ઈરશાદ ફરમાવ્યો : તેઓ પુલસિરાતની નીચે અંધકારમાં હશે.'' એ પછી તેણે પૂછયું : લોકોમાંથી સૌપ્રથમ પુલસિરાત ઉપરથી કોણ પસાર થશે ? ફરમાવ્યું : ફુકરાએ મુહાજિરીન. તેણે વધુમાં પૂછયું : જ્યારે જન્નતીઓ જન્નતમાં દાખલ થશે તો તેમને કેવી મહેમાની કરવામાં આવશે ? ફરમાવ્યું : ''માછલીના જિગરનો વધારાનો હિસ્સો.'' તેણે સવાલ કર્યો : એ મહેમાની પછી તેમને સવારની પહેલી મહેમાનીમાં શું પીરસવામાં આવશે ? આપે ફરમાવ્યું : તેમના માટે જન્નતનો બળદ ઝુબહ કરવામાં આવશે અને જન્નતીઓ તેને ચારેય તરફથી આરોગશે. તેણે પૂછયું : જન્નતીઓને તેને ખાધા પછી કયું પીણું પીશે ? જવાબ ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે જન્નતના એ ઝરણાનું પાણી પીશે જેનું નામ 'સલસબીલ' રાખવામાં આવ્યું છે. તેણે કહયું : આપે તદ્દન સાચું ફરમાવ્યું.

## ૧૦૦૦૦ ખાદિમો ખાણું ખવડાવશે

હઝરત મકાતિલ બિન હય્યાન (રહ.) ફરમાવે છે કે જ્યારે જન્નતીઓને ખાણું ખાવા બોલાવવામાં આવશે તો તેઓ **''સુબ્હાનકલ્લાહુમ્મ''** કહેશે તો દરેક જન્નતી માટે ૧૦ હજાર નોકરો–ખાદિમો ઉભા થશે. તેમનામાંના દરેક ખાદિમ પાસે સોનાનો મોટો વાટકો હશે, જેમાં એવી ખાવાની વાનગી હશે જેવી બીજા વાટકામાં નહીં હોય. જન્નતીઓ દરેક વાટકામાંથી ખાશે.

## સામાન્ય જન્નતીનું ખાણું–પીણું

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે જનાબ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતીઓમાં અદના (નીચા) દરજ્જાનો એ શખ્સ હશે, જેના સાત દરજ્જાઓમાંથી છઠ્ઠા દરજ્જે હશે તેની ઉપર સાતમો દરજ્જો હશે. તેના ત્રણ સો ખાદિમો હશે જે તેની સામે સવાર–સાંજ દરરોજ ૩૦૦ મોટા પ્યાલાઓમાં ખાણું પેશ કરશે. રિવાયત બયાન કરનાર રાવી કહે છે કે મને ખબર નથી પણ તેણે આવું જ કહયું હતું કે એ (પ્યાલા) સોનાના હશે. એ દરેક પ્યાલામાં એ જાતની વાનગી હશે, જે બીજા પ્યાલામાં નહીં હોય અને એ જન્નતી દરેક પ્યાલામાંથી ખાણું ખાઈ સંતુષ્ઠ થશે અને પીવાની ચીજોના પણ ત્રણ સો વાસણો હશે. એ દરેકમાં એવા શરબત અને પીણા હશે જે દરેક પ્યાલામાં જુદી જુદી લિજ્જત આપનાર હશે. એ ધરાઈ જઈને (તમન્ના કરતાં) કહેતો હશે : યા રબ ! જો આપ મને પરવાનગી આપત ત્રો હું તમામ જન્નતીઓને ખવડાવત અને પિવડાવત અને મારી પાસે જે કોઈ છે તેમાં મુદ્દલ ઘટાડો ન થાત.

## પ્રથમ દાવત બળદ અને માછલીની હશે

હઝરત ઈમામ માલિક બિન અનસ (રહ.) ફરમાવે છે કે તેમણે સાંભળ્યું છે કે જન્નતીઓને સૌ પહેલાં જે મહેમાની ખવડાવવામાં આવશે એ માછલી અને બળદ હશે. (બળદ) વિના કોઈ ચરવાહા જન્નતના વૃક્ષો હેઠળ ચાલતો રહેશે અને માછલી નહેરોમાં તરતી રહેશે, જ્યારે જન્નતીઓ જન્નતમાં દાખલ થઈ ચૂકયા હશે તો બળદ અને માછલી બન્નેને બોલાવવામાં આવશે તો એ બન્ને જન્નતીઓ સમક્ષ અવનવા ખેલ કરશે અને એક બીજા સાથે ખૂબ મુકાબલો કરશે, જેનો જન્નતીઓ ભરપૂર આનંદ ઉઠાવશે. પછી માછલી પોતાની

પૂંછડી બળદને મારશે તો બળદ પોતાના શિંગડા મારશે અને આ જ તેનું ઝુબહ થવું હશે. પછી એ લોકો તેના ગોશ્તને ધરાઈ ધરાઈને ખાશે. આ બન્નેના ગોશ્તમાં દરેક જાતનો સ્વાદ અને લિજ્જત હશે.

## જન્નતીના ખાણામાં ઈચ્છાની પરિપૂર્ણતાની ઈન્તિહા

**હદીસ :** ઈબ્ને અબ્દુલ હકમ (રહ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતીઓમાંથી એક શખ્સ કોળિયો લઈ પોતાના મ્હોંમાં મૂકશે પછી પોતાના દિલમાં કોઈ ખાણાનો ખ્યાલ કરશે તો તે કોળિયો એ ખાણામાં ફેરવાઈ જશે, જેની તેણે ઈચ્છા કરી હતી.

## એક દસ્તરખ્વાન ઉપર સોનાના ૭૦,૦૦૦ મોટા પ્યાલાઓ હશે

હઝરત કઅબ (રહ.) ફરમાવે છે કે જન્નતીઓમાંથી દરેકના દસ્તરખ્વાન ઉપર ૭૦૦૦૦ (સિત્તેર હજાર) પ્યાલાઓ હશે.

## ઓડકાર અને પરસેવો કેમ આવશે ?

**હદીસ :** હઝરત હસન (રહ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતીઓનો ઓડકાર મુશ્કની જેમ હશે. એ કુદરતી હાજતની જેમ હશે. એ કઝાએ હાજત કે કાયમ મકામ હોગા અને તેમનો પરસેવો મુશ્કની ખુશ્બૂના જેવો હશે અને એ પેશાબના કાયમ મુકામ હશે.

# પીવાની ચીજો

## પીવાની લિજ્જતો વિગતવાર

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

નેક લોકો ખૂબ આરામમાં હશે. ગાદી તકિયે બેસી (જન્નતની અજાયબીઓ) જોતા હશે. હે સંબોધક ! તું તેમના ચહેરાઓમાં આસાઈશની બશારતને ઓળખીશ અને તેમના પીવા માટે ચોખ્ખી શરાબ હશે, જેના પર મુશ્કની મહોર લાગેલી હશે તેવી પીવા મળશે અને હિર્સ કરનારાઓએ આવી ચીજની હિર્સ કરવી જોઈએ (કે હિર્સને લાયક આ જ છે, ચાહે શરાબ ગણવામાં આવે, ચાહે જન્નતની તમામ નેઅમતો અર્થાત શૌક અને રગબતની ચીજો આ નેઅમતો છે નહીં કે દુનિયાની નુકસાનકારક અને નષ્ટ જનારી લિજ્જતો અને સ્વાદ અને તેમને હાસિલ કરવાનો તરીકો નેક આ'માલ છે, જેથી કરીને એ માટે કોશિશ કરવી જોઈએ) અને શરાબની બનાવટ તસ્નીમના પાણીથી કરવામાં આવશે (અરબો ઘણા ખરા શરાબમાં પાણી મેળવીને પીતા હતા. તો એ શરાબની મિલાવટ તસ્નીમના પાણીથી થશે. તસ્નીમ એક એવું ઝરણું છે, જેનાથી મુકર્રબ લોકો પાણી પીશે (અર્થાત મુકર્રબ લોકોને તસ્નીમનું શુદ્ધ પાણી મળશે અને નેક લોકોને તેનું બીજુ પાણી શરાબમાં ભેળવાયેલું મળશે અને આ મહોર લાગવી ઈકરામ અને મોટાઈની નિશાની છે. નહીંતર ત્યાં તેની કંઈ જરૂરત નથી અને મુશ્કની મહોરનો મતલબ એ છે કે જેવો કાયદો છે કે લાખ વગેરે લગાવીને તેના પર સીલ મારવામાં આવે છે અને આવી ચીજોને તીને ખિતાબ કહેવામાં આવે છે. ત્યાં શરાબના પાત્રના મ્હોં પર મુશ્ક લગાવી તેના ઉપર સીલ કરવામાં આવશે.

હઝરત અબૂ દરદા (રદિ.) **"ખિતામહ મુશ્ક"**ની તફસીરમાં ફરમાવે છે કે તે ચાંદીની શકલમાં સફેદ શરાબ હશે, જેના ઉપર કસ્તૂરીની મહોર મારેલી હશે. જો દુનિયાનો કોઈ શખ્સ તેમાં હાથ નાખી બહાર કાઢે તો (પૂરી દુનિયામાં) દરેક જાનદાર તેની ખુશ્બૂ સૂંઘી શકે.

હઝરત અતા (રહ.) ફરમાવે છે કે તસ્નીમ એક ઝરણાંનું નામ છે, જેમાં શરાબ ભેળવવામાં આવશે.

અલ્લાહ તઆલા વધુમાં ઈરશાદ ફરમાવે છે :

وَيُطَافُ عَلَيْهِم بِآنِيَةٍ مِّن فِضَّةٍ وَأَكْوَابٍ كَانَتْ قَوَارِيرَا ﴿١٥﴾ قَوَارِيرَا مِن فِضَّةٍ قَدَّرُوهَا تَقْدِيرًا ﴿١٦﴾ وَيُسْقَوْنَ فِيهَا كَأْسًا كَانَ مِزَاجُهَا زَنجَبِيلًا ﴿١٧﴾ عَيْنًا فِيهَا تُسَمَّىٰ سَلْسَبِيلًا ﴿١٨﴾

(الدھر ۷۶:۱۵-۱۸)

**તરજુમો અને તફસીર :** અને તેમની પાસે (ખાનપાનની ચીજો ઓળખવા માટે) ચાંદીના વાસણો લાવવામાં આવશે અને પાણી પીવાના પાત્ર જે કાચના હશે (અને) અને એ કાચ ચાંદીના હશે, જેને ભરનારાઓ યોગ્ય માત્રામાં ભર્યા હશે. (અર્થાત તેમાં પીણા એવી રીતે ભરવામાં આવ્યા હશે કે ન તો તે સમયની ઈચ્છામાં કમી આવશે અને ન તો તેમાંથી કંઈ વધશે, કેમ કે આ બન્ને બાબતોથી મજા મારી જાય છે અને ચાંદનીમાં આરપાર નજરે નહી પડે અને કાચમાં અહીં એવી સફેદી નથી હોતી. આમ એ એક અજીબ ચીજ હશે અને તેઓને ત્યાં (શરાબના પ્યાલા ઉપરાંત જેમાં કપૂરની મેળવણી પણ હતી અને એવા પણ શંરાબના જામ પીવડાવવામાં આવશે સૂંઠનો અર્ક હશે અને મ્હોંનો સ્વાદ બદલવા માટે તેને પણ મેળવવામાં આવતી હતી) તેઓને આ પીણાઓ સલસબીલ નામે ઝરણામાંથી પીવડાવવામાં આવશે. (વળી, તેમની પાસે આ ચીજો લઈ એવા છોકરાઓ આવતા–જતા રહેશે, જે હંમેશા

છોકરાઓ રહેશે અને તેઓ એટલા સુંદર છે કે જો અય સંબોધક ! તું તેમને ચાલતા ફરતા જૂએ તો એમ સમજે કે ચમકદાર મોતી વિખેરાઈ ગયા છે. મોતીની ઉપમા સફાઈ અને ચમક દમક અને વિખેરાઈ જવાનો અર્થ તેમનું હરવું ફરવું છે. જાણે કે કોઈ મોતી વિખેરાઈને આમ જઈ રહયો છે અને કોઈ તેમ જઈ રહયો છે અને આ એક ઉચ્ચ પ્રકારની ઉપમા છે. આ ઉપરાંત ત્યાં દરેક સામાન ખૂબ જ મોટા પ્રમાણમાં હશે, જે જોઈ જોનારને લાગે કે જાણે મોટી નેઅમત અને મોટી સલતનત છે.

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

إِنَّ الْأَبْرَارَ يَشْرَبُونَ مِن كَأْسٍ كَانَ مِزَاجُهَا كَافُورًا ﴿٥﴾
عَيْنًا يَشْرَبُ بِهَا عِبَادُ اللَّهِ يُفَجِّرُونَهَا تَفْجِيرًا ﴿٦﴾
(الدهر ٧٦:٥-٦)

**તરજુમો :** નેક લોકો શરાબના જામ પીશે, જેમાં કાફૂર મેળવવામાં આવ્યું હશે. અર્થાત એવા ઝરણામાંથી પીશે (જેમાંથી ખુદાના ખાસ બંદાઓ પીતા હશે) અને જેને એ ખાસ બંદાઓ જ્યાં ચાહશે વહાવીને લઈ જશે અને એ જન્નતીઓની એક કરામત હશે કે જન્નતની નહેરો તેમના તાબે હશે. જેવું કે દૂર્રે મન્સૂરમાં ઈબ્ને શોઝબથી રિવાયત છે કે જન્નતીઓના હાથોમાં સોનાની છડીઓ હશે. એ તે છડીઓથી જે તરફ ઈશારો કરશે નહેરો તે તરફ ચાલવા લાગશે અને કાફૂર દુનિયાનો કાફૂર નથી બલકે જન્નતનો કાફૂર છે, જે સફેદી ખુન્કી અને સ્વાદ તેમજ શાકતે દીમાગ સુધી પહોંચાડે છે. શરાબમાં એક ખાસ કૈફિયત લાવવા માટે અમુક બીજી ચીજો મિશ્રણ કરવાની પરંપરા છે. આમ પ્યાલામાં કાફૂર મેળવવામાં આવશે. એ શરાબનો પ્યાલો પેલા ઝરણામાંથી ભરવામાં આવશે. આ પ્રકારનું શરાબ પાન કરનારા જન્નતીઓ નિઃશંક ઉચ્ચ કોટિના હશે.

## તસ્નીમ ઝરણું

હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે તસ્નીમ જન્નતની સૌથી ઉંચી જાતની શરાબ છે, જે મુકર્રિબીનને ખાલિસ પીવડાવવામાં આવશે અને નેક લોકોને મિલાવટ કરીને.

## શરાબની છોળો

હઝરત અબૂ ઉમામા (રદિ.) ફરમાવે છે કે જન્નતીઓમાં દરેક શખ્સ જન્નતની શરાબમાં જ્યારે પણ કંઈ પીવાની ચીજની ઈચ્છા કરશે તેની પાસે છાગુલ પેશ થઈ જશે અને તેના હાથમાં આવી જશે. પછી એ પોતાના સ્થાને ચાલી જશે.

## સુંદરતામાં વધારો

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે જન્નતી પાસે જ્યારે કોઈ ગ્લાસ (કોઈ પીવાની ચીજનું) પેશ કરવામાં આવશે તો તેને પીશે પછી પોતાની બીવી તરફ જોશે તો તેણી કહેશે “હવે તમે મારી નજરમાં સિત્તેર ગણા સુંદર થઈ ગયા છો.”

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે હૂરોમાંથી જ્યારે કોઈ એક ઔરત પીણું પીશે તો તેનો ખાવિન્દ તેને જોશે તો તેણી તેની દષ્ટિએ સિત્તેર ગણી સુંદર થઈ ગયેલ દેખાશે.

## વાસણોમાંની ચીજ બહારથી દેખાશે

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે જો તમો

દુનિયાની ચાંદીમાંથી થોડીક ચાંદી લઈ તેને બારીક કરો, જાણે માખીના પર જેટલી ઝીણી કરી દો તો પણ તેની પાછળથી પાણી નજર નહીં આવે, પરંતુ જન્નતના કાચ ચાંદીની જેમ સફેદ હશે અને સાફ હશે.

## જામને છીનવી લેવાની ચેષ્ટા

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

يَتَنَازَعُونَ فِيهَا كَأْسًا لَّا لَغْوٌ فِيهَا وَلَا تَأْثِيمٌ ﴿٢٣﴾

(الطّور ۵۲:۲۳)

**તરજુમો :** ત્યાં (જન્નતમાં) પરસ્પર (આનંદ ખાતર) શરાબના જામને છીનવી લેવાની ચેષ્ટા કરવામાં આવશે. આ શરાબમાં ન બકબક લાગશે (કેમ કે નશો નહીં થાય) અને ન તો કોઈ બેહુદા વાત થશે (બુદ્ધિ અને ગંભીરતા વિરુદ્ધ) વાત થશે.

## શરાબના સ્વાદની ચરમસિમા

**હદીસ :** જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે :

**"વ લવ્‌લા અન્નલ્લાહ તઆલા કઝા અલા અહ્‌લિલ્‌ જન્નતિ અન્હુમ્‌ યતનાજઊન અલ્‌ કાસ બય્‌નહુમ્‌ મા રફઊહ અન્ન અફ્‌વાહિહીમુલ્‌ જાઝહ્‌."**

**તરજુમો :** જો અલ્લાહ તઆલા જન્નતીઓ માટે એ ફેસલો ન ફરમાવત કે તેઓ અંદરો અંદર છીનાઝપટી કરશે તો તેઓ લિજ્જતના કારણે પોતાના એ જામને કયારેય હોઠોથી અળગો ન કરત.

## શરાબે તહૂર

**હદીસ : ઈરશાદે ખુદાવંદી**

وَسَقٰىهُمْ رَبُّهُمْ شَرَابًا طَهُوْرًا ﴿٢١﴾ (الدھر ٧٦: ٢١، پارہ ٢٩)

(અને તેમનો રબ તેમને પવિત્ર શરાબ પીવા માટે આપશે).

ઈબ્ને અબ્દુલ હકમ (રહ.) રિવાયત કરે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આ મુબારક આયતના વિશે સવાલ કર્યો તો આપે ઈરશાદ ફરમાવ્યો :

જન્નતીઓ પોતાની ખાણી–પીણી બાદ જે છેલ્લી શરાબ પીશે તે એવું પાણી હશે, જેને તહૂર કહેવામાં આવે છે. જન્નતીઓ જ્યારે એ પાણીને પીશે તો તેમનું ખાવું–પીવું બધું હજમ થઈ જશે અને તેમનામાં ફરીથી ખાવાની ઈચ્છા જાગશે અને તેમનો હંમેશા આ જ તરીકો રહેશે.

## દુનિયામાં તરસ્યાને પાણી પીવડાવવા પર કયામતમાં રહીકે મખ્તૂમ મળશે

**હદીસ :** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**"અય્મા મુઅ્મિન્ સક્કી મુઅ્મિનન્ સરબતુ અલા ઝમા સકાહલ્લાહુ તઆલા યવ્મુલ્ કિયામતિ મિનર્રહીકિલ્ મખ્તૂમ."**

**તરજુમો :** જો કોઈ મુઅમિન બીજા મુઅમિનને તરસની હાલતમાં એક ઘૂંટડો પાણી પીવડાવશે તેને કયામતના દિવસે રહીકે મખ્તૂમથી પીવડાવવામાં આવશે.

## જન્નતની શરાબથી કોણ વંચિત રહેશે ?

**હદીસ :** હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

"મન્ સરબલ્ ખમ્ર ફિદ્ દુન્યા સુમ્મ લમ્ યતૂબુ મિન્હા હર્રમહા ફિલ્ આખિરતિ."

**તરજુમો :** જે શખ્સે દુનિયામાં શરાબ પીધી અને તેણે તેનાથી તૌબા ન કરી તો તેને આખિરતમાં શરાબે તહૂરથી વંચિત રાખવામાં આવશે.

## હઝીરતુલ કુદુસની શરાબનો હકદાર

**હદીસ :** હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જે શખ્સ શરાબ પીવાની શક્તિ ધરાવે છે. તેમ છતાં જો એ શરાબ નહી પીએ તો હું તેને હઝીરતુલ કુદુસ (પોતાના ઉચ્ચ અને નિયત સ્થાન)થી (પાકિઝા શરાબ પીવડાવીશ અને રેશમ પહેરવાની કુદરત ધરાવનારને જો એ રેશમી કપડાં નહીં પહેરે તો તેને હઝીરતુલ કુદુસની (ખાસ) શરાબ પીવડાવીશ.

# ખાવા-પીવાના વાસણો

## સોના-ચાંદીના વાસણો

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

અને તેમની પાસે સોના-ચાંદીના વાસણો લાવવામાં આવશે અને પાણી પીવાના પાત્ર જે કાચના હશે. એ કાચ ચાંદીના હશે અને જેમને ભરનારાઓએ યોગ્ય માત્રા અને અંદાજમાં ભર્યા હશે અને તેઓને ત્યાં એવા શરાબનો જામ

પીવડાવશે, જેમાં સૂંઠનું મિશ્રણ કરવામાં આવ્યું હશે.

يُطَافُ عَلَيْهِمْ بِصِحَافٍ مِّنْ ذَهَبٍ وَّاَكْوَابٍ ۚ (الزخرف ۴۳:۷۱)

**તરજુમો :** તેમની પાસે સોનાની રકાબીઓ અને ગ્લાસ લાવવામાં આવશે.

## ચાંદીના વાસણોની ચમક અને સફાઈ

હઝરત અકરમા, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરે છે કે આપે ફરમાવ્યું કે તમો દુનિયાની ચાંદીમાંથી થોડીક ચાંદી લો અને ત્યાર પછી તેને એટલી બારીક કરો કે જાણે માખીનું પર આમ કરવા છતાંએ તમોને તેની પાછળથી પાણી નહી દેખાય પણ જન્નતની ચાંદીના વાસણો સફાઈમાં આઈના જેવા હશે અને સફેદીમાં ચાંદી જેવા.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે જન્નતમાં જે કાંઈ પણ છે તેની જોડ દુનિયામાં અતા ફરમાવવામાં આવી, પરંતુ ચાંદી આઈના જેવી આપવામાં નથી આવી.

## સોનાના ૭૦ પ્યાલાઓ

ઈરશાદે ખુદાવંદી **"યતાફ અલચ્હુમ બિ સિહાફી મિન્ ઝહબ"**ની તફસીરમાં હઝરત ઈબ્ને અમ્ર (રદિ.) ફરમાવે છે કે જન્નતીઓના સામે ૭૦ પ્રકારના મોટા વાડકાઓ પેશ કરવામાં આવશે. એ દરેક વાટકામાંની ચીજોનું ખાણું અને તેનો રંગ વગેરે જુદો જુદો હશે.

## સોના-ચાંદીના વાસણો કોને નહી મળે ?

**હદીસ :** હઝરત હુઝયફા બિન યમાન (રદિ.)થી રિવાયત

છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

**''લા તસ્રબુ ફી આનિયતિઝ્ ઝહબ વલ્ ફિદ્દત વલા તાકૂલુ ફી શહાફીહીમા ફાનહ લહુમ્ ફીદ્ દુન્યા વલકુમ્ ફીલ્ આખિરતિ.''**

**તરજુમો :** તમો (મુસલમાનો) સોના અને ચાંદીના વાસણોમાં ન ખાઓ ન પીઓ, કેમ કે એ દુનિયામાં ખુદાના દુશ્મનો માટે છે. (તમારા ઉપર તેમનો ઉપયોગ કરવો હરામ છે). એ તમોને આખિરતમાં (જન્નતમાં) મળશે.

## શહીદોની જન્નતમાં આગતા-સ્વાગતાના વાસણો

**હદીસ :** હઝરત અનસ (રદિ.) સોના અને સફેદ ચાંદીના હશે. તેની દિવાલો અને થાંભલાઓ યાકૂતના હશે. તેનો ઘુમ્મટ લુઅલુઉનો હશે. તેના બુરૂજ મરજાનના બાલાખાના હશે. તેઓ જ્યારે અલ્લાહ તઆલાની ઈતાઅતની વસૂલી કરીને પાછા ફરશે તો તુર્કી ઘોડાઓ (જેવા ટટ્ટુઓ) જે યાકૂતે અબ્ઝના બનેલા હશે એ પેશ કરવામાં આવશે, જેમાં રૂહ ફૂંકી દેવામાં આવી હશે. આ ઘોડાઓની એક તરફ હંમેશા સેવારત રહેનાર કિશોરો હશે, જેમાંના એકના હાથમાં ઘોડાની લગામ હશે. તેમની લગામો સફેદ ચાંદીની હશે, જેના ઉપર દૂર્ર અને યાકૂત જેવા હીરા જડેલા હશે. તેમના જીન બારીક અને મોટા રેશમના બનેલા હશે. આ ઘોડાઓ (ટટ્ટુઓ) તેમને લઈને ચાલશે અને તેમની ચાલ અને રવાલ દેખાડશે. આ રીતે તેઓ જન્નતના બાગ-બગીચાઓની સૈર કરશે. તેઓ જ્યારે પોતાના ઘરોમાં પહોંચશે તો ત્યાં તેઓને એ બધું મૌજૂદ મળશે, જે તેમને તેમના રબ દ્વારા અતા કરવામાં આવ્યું છે અને જે તેમણે પોતાના રબ

પાસેથી માગ્યું હતું. પછી અચાનક એ મહેલોમાંથી પ્રત્યેક મહેલના દરવાજા ઉપર ચાર જાતની જન્નતો હશે. બે બાગ જેમાં ઘટાદાર વૃક્ષો હશે અને બે બાગ ગાઢ સબ્ઝ. પછી જયારે તેઓ પોતાના પડાવ પર પહોંચશે અને આરામથી બેસશે તો તેમનાથી તેમનો રબ પૂછશે, જે ચીજનું તમોને તમારા રબે વચન આપ્યું હતું શું તમે તેને સાચું જોયું ? તેઓ અર્ઝ કરશે, જી હાં અમે રાજી થઈ ગયા. આપ પણ અમારાથી રાજી થઈ જાવ. અલ્લાહ તઆલા ફરમાવશે, તમો મારી રઝામંદીથી જ મારા ઘરમાં પહોંચ્યા છો અને તમોને મારો ચહેરો જોવા મળ્યો છે અને તમોને મારા ફરિશ્તાઓ સાથે હાથ મેળવવાનું સદ્ભાગ્ય સાંપડયું છે. મુબારક થાવ તમોને આ કયારેય ખતમ ન થનાર ભેટ. અમારા આપવામાં કાંઈ કમી નહી રહે અને અમારી બખ્શિશ પણ ખૂટશે નહી. ત્યાર પછી જન્નતીઓ કહેશે :

**''અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અઝ્હબ અન્નલ્ હુઝ્ન ઈન્ન રબ્બના લગફૂરુન્ શકૂર. અલ્લઝી અહલ્લના દારુલ્ મકામતિ મિન્ ફદ્લહૂ લા યમસ્સના ફીહા નસબુન્ વલા યમસ્સના ફીહા લગૂબ.''**

(તમામ વખાણ અલ્લાહ માટે છે, જેણે અમોને ગમ–ચિંતાઓથી દૂર કર્યા. બેશક, અમારો રબ બખ્શિશ કરનાર અને કદરદાન છે, જેણે અમોને પોતાના ફઝલથી હંમેશ રહેનારી જન્નતમાં ઠેકાણું આપ્યું. આ જન્નતમાં ન તો અમને કોઈ તકલીફ પહોંચશે ન તો કોઈ પ્રકારનો થાક લાગશે.)

## અલ્લાહ તઆલાને સૌથી પહેલાં આંધળાઓ જોશે

હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે કે સૌથી પહેલાં જે શખ્સ અલ્લાહ તબારક વ તઆલાના પવિત્ર ચહેરાને જોશે એ અંધ હશે.

## ઝિયારતના સમયે જન્નતની તમામ નેઅમતો ભુલાઈ જશે

હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે કે જ્યારે અલ્લાહ તબારક વ તઆલા જન્નતીઓ સામે તજલ્લી ફરમાવશે અર્થાત પોતાના દીદાર આપશે અને જન્નતીઓ અલ્લાહની ઝિયારતનું સદ્ભાગ્ય મેળવશે ત્યારે તેઓ જન્નતની તમામ નેઅમતો ભૂલી જશે.

**અજબ તેરી હૈ અય મેહબૂબ સૂરત**
**નઝરસે ગિર ગએ સબ ખૂબસુરત**
**તેરી નિગાહને મખમૂર કર દિયા**
**ક્યા મયકદે કો જાઉં તુજે દેખનેકે બાદ**

## સુંદરતા અને રૂપમાં ૭૦ ઘણો વધારો

હઝરત કઅબ અહબાર (રહ.) ફરમાવે છે કે અલ્લાહ તઆલા જ્યારે પણ જન્નત તરફ જૂએ છે ત્યારે ફરમાવે છે કે તું પોતાના લોકો માટે અધિક બેહતર થઈ જા. તો એ પહેલાંથી કેટલાએ ઘણી સુંદર અને રૂપવાન થઈ જાય છે. જો કે તેમાં રહેનારાઓ તેમાં દાખલ થાય અને દુનિયામાં જે દિવસ લોકોની ઈદનો હોય છે. તેમાં એ જન્નતીઓ પણ જન્નતના બાગ બગીચાઓમાં એટલી જ સંખ્યામાં નીકળશે અને તેમના ઉપર જન્નતની પવિત્ર ખુશ્બૂ સળગતી રહેશે. તેઓ પોતાના પરવરદિગારથી જે સવાલ કરશે અલ્લાહ તઆલાએ જે કાંઈ તેમની સુંદરતા અને રૂપમાં સિત્તેર ટકાનો વધારો કરશે. પછી જ્યારે એ પોતાની બીવીઓ પાસે પાછા ફરશે ત્યારે તેઓ જોશે કે તેમના રૂપમાં અને સુંદરતામાં પણ વધારો થઈ ચૂકયો હશે.

## દરરોજ બે વાર જોનાર કોણ હશે ?

ઈમામ અમશ (રહ.) ફરમાવે છે કે જન્નતમાં સૌથી ઉચ્ચ સ્થાન ઉપર એ લોકો બિરાજશે જેઓ અલ્લાહ તઆલાને સવાર–સાંજ બન્ને વેળાએ જોતા હશે.

## કયો મુસલમાન ઝિયારતથી વંચિત રહેશે ?

હઝરત યઝીદ બિન માલિક દમિશ્કી (રહ.) ફરમાવે છે કે કોઈ બંદો એવો નથી જ અલ્લાહ તઆલા ઉપર અને કયામત ઉપર ઈમાન રાખતો હોય, પરંતુ એ કયામતના દિવસે પોતાની આંખોથી અલ્લાહ તઆલાની ઝિયારત કરશે ત્યાં એ આલિમ ઝિયારત નહીં કરી શકે, જે ઝુલ્મનો હુકમ કરતો હોય, કેમ કે તેના માટે એ હલાલ નહીં હશે કે તે અલ્લાહ તઆલાની ઝિયારત કરી શકે, બલકે એ આંધળો હશે.

## રિયાકાર પણ ઝિયારતથી વંચિત

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

فَمَنْ كَانَ يَرْجُوْا لِقَآءَ رَبِّهٖ فَلْيَعْمَلْ عَمَلًا صَالِحًا وَّلَا يُشْرِكْ بِعِبَادَةِ رَبِّهٖٓ اَحَدًا ﴿١١٠﴾ (الكهف ١٨: ١١٠)

જે શખ્સ અલ્લાહ તઆલાથી મુલાકાત અને (ઝિયારત)ની ઉમ્મીદ ધરાવે છે એને જોઈએ કે એ નેક અમલ કરે અને પોતાના રબની ઈબાદતમાં બીજાને ભાગીદાર ન બનાવે.

## અલ્લાહ તઆલા કુર્આન સંભળાવશે

હઝરત અબ્દુલ્લાહ બિન બુરૈદા ફરમાવે છે કે (ઉચ્ચ પ્રકારના) જન્નતીઓ જન્નતમાં અલ્લાહ જબ્બારની હુઝૂરમાં ઝિયારત કરશે અને અલ્લાહ તઆલા તેમની સમક્ષ કુર્આન પઢીને સંભળાવશે અને કુર્આન સાંભળનારાઓમાંથી દરેક જન્નતી પોતાની મજલિસ ઉપર બિરાજમાન હશે, જ્યાં એ હંમેશા બેસતા હશે. ગૌહર, યાકૂત, ઝબર્જદ, સોના અને ઝમુર્રદના મિમ્બરો ઉપર પોતપોતાના આમાલના દરજ્જા અનુસાર બિરાજમાન હશે અને કિરઅતથી તેમની આંખો ઠંડી થશે અને તેનાથી વધીને અઝમતવાળી અને હસીન ચીજ નહીં સાંભળે. ત્યાર બાદ તેઓ પોતાની સવારીઓ ઉપર બેસીને પોતાની ખુશીથી ભરેલી આંખો સહિત બીજા દિવસ માટે પાછા ફરશે.

## અલ્લાહ તઆલા અને જન્નતીઓ વચ્ચે ગુફ્તગુ

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

إِنَّ الَّذِينَ يَشْتَرُونَ بِعَهْدِ اللَّهِ وَأَيْمَانِهِمْ ثَمَنًا قَلِيلًا
أُولَٰئِكَ لَا خَلَاقَ لَهُمْ فِي الْآخِرَةِ وَلَا يُكَلِّمُهُمُ اللَّهُ وَلَا يَنْظُرُ
إِلَيْهِمْ يَوْمَ الْقِيَامَةِ وَلَا يُزَكِّيهِمْ ۚ (ال عمران ۳:۷۷)

**તરજુમો :** નિઃશંક, જે લોકો વળતર (અર્થાત દુન્યવી નફો) લઈ છે બિલ મુકાબિલ એ વચનના જે (તેમણે) અલ્લાહ તઆલાને આપ્યું હતું. (દા. ત. અમ્બિયા અલૈહિમુસ્સલામ ઉપર ઈમાન લાવવું) અને એ લોકોને કંઈક હિસ્સો આખિરતમાં

(ત્યાંની નેઅમતનો) નહીં મળે. અને ખુદા તઆલા તેમનાથી (લુત્ફનો) કલામ ફરમાવશે અને તેમની તરફ (મુહબ્બતની દષ્ટિથી) જોશે. કયામતના દિવસે ન તેમને (ગુનાહોથી) પાક કરશે અને તેમના માટે દર્દનાક અઝાબ (તજવીજ) ફરમાવવામાં આવશે.

**ફાયદો :** આ ઉપરોક્ત પ્રકારના લોકોથી અલ્લાહ તઆલા નારાજ થશે. એટલા માટે તેમનાથી કલામે મુહબ્બત નહીં કરે અને અહલે જન્નતથી રાજી થશે એટલે તેમનાથી કલામ ફરમાવશે. આ વાત મજકૂર આયતથી બતૌર ઈક્તિઝાઉન્નસ સાબિત થાય છે.

## અલ્લાહ તઆલા જન્નતીઓને સલામ કરશે

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

سَلٰمٌ ۟ قَوْلًا مِّنْ رَّبٍّ رَّحِيْمٍ ۝۵۸ (یٰسٓ ۳۶:۵۸)

**તરજુમો :** તેમને પરવરદિગાર મહેરબાન તરફથી સલામ ફરમાવવામાં આવશે.

હદીસે જાબિરમાં છે કે જન્નતી હઝરાતની સમક્ષ અલ્લાહ તઆલા ઝાંકીને ફરમાવશે **"અસ્સલામુ અલયકુમ્ યા અહ્લલ્ જન્નતિ."** (હે જન્નતવાસીઓ તમારા ઉપર સલામ હોવ).

## શહીદોની સવારીઓ

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત જિબ્રઈલ (અલૈ.)થી આ આયતના વિશે પૂછયું :

وَنُفِخَ فِي الصُّورِ فَصَعِقَ مَنْ فِي السَّمٰوٰتِ وَمَنْ فِي الْأَرْضِ إِلَّا مَنْ شَاءَ اللّٰهُ (الزمر ۳۹:۶۸)

**તરજુમો :** અને સૂર—ફૂક મારવામાં આવશે તો સમસ્ત ધરતી અને આકાશવાળાઓના હોશ ઉડી જશે, પરંતુ જેને ખુદા ચાહે.

એ કોણ હશે, જેમના હોશ અલ્લાહ તઆલા કાયમ રાખવા ચાહશે ? તો તેમણે બતાવ્યું કે એ શહીદો હશે કે અલ્લાહ તઆલા તેમને એવી હાલતમાં ઉઠાવશે કે તેમણે પોતાની તલવારો અર્શે ખુદાવંદીની આસપાસ લટકાવી હશે, જ્યારે ફરિશ્તાઓ તેમને મેહશરના મેદાનમાં મળશે તો તેઓ યાકૂતની ઉમદા સવારીઓ ઉપર હશે. તેમાંની લગામો સફેદ મોતીની હશે અને કુજાવાઓ સોનાના હશે. લગામોના દોરડાઓ બારીક અને જાડા રેશમના હશે અને લગામો રેશમથી પણ અધિક મુલાયમ હશે. તેમના કદમ મર્દોની દૃષ્ટિ—સિમા સુધી પડશે. તેઓ પોતાના ઘોડાઓ ઉપર જન્નતની સ્હેલ કરતા હશે. તેમના સ્હેલ સપાટા જ્યારે લાંબા થઈ જશે તો કહેશે : ચાલો અમારી સાથે પરવરદિગારની તરફ કે આપણે તેમને જોઈએ કે એ પોતાની મખલૂક દરમિયાન કઈ પ્રકારના ફેસલા કરે છે. અલ્લાહ તઆલા (તેમને જોઈને) તેમને (ખુશ કરવા) હંસી પડશે અને જ્યારે અલ્લાહ અઝ્ઝ વ જલ્લ કોઈ બંદાની તરફ કોઈ મોકા ઉપર હંસી પડે તો તેનાથી (કયામતના દિવસે આમાલ) હિસાબ—કિતાબ નહીં થશે.

## આલા દરજાના જન્નતીનો ઘોડો

**હદીસ :** હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઈરશાદ ફરમાવતાં સાંભળ્યા :

જન્નતમાં એક ઝાડ છે, જેના ઉપરના ભાગેથી પોશાકો નીકળશે અને નીચેના ભાગેથી યાકૂત અને જૌહરની જીન અને લગામ સહિત ઘોડો નીકળશે. એ ન તો લીદ કાઢશે ન તો

પેશાબ. તેના કેટલાએ પડ હશે. તેના કદમ જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી પડશે. જન્નતીઓ તેના ઉપર સવાર થશે અને જ્યાં ચાહે ત્યાં સુધી લઈને ઉડશે. એ જન્નતી જે તેમનાથી નીચેના દરજ્જાનો હશે. એ કહેશે : અય રબ કયા અમલે તારા એ બંદાઓને આ પ્રકારની શાન અને શૌકત સુધી પહોંચાડયા છે ? તો તેમને કહેવામાં આવશે : (૧) આ લોકો રાત્રે નમાઝ પઢતા હતા, જ્યારે તમો ઊંઘ લેતા હતા. (૨) એ લોકો રોઝો રાખતા હતા, જ્યારે કે તમો રોઝાઓને છોડી દેતા હતા. (૩) એ લોકો સદકો—ખૈરાત કરતા હતા, જ્યારે તમો કંજુસાઈ દાખવતા હતા. (૪) એ લોકો જિહાદ કરતા હતા, જ્યારે કે તમો બુઝદિલી દેખાડતા હતા.

## જન્નતના ઘોડાઓ અને ઊંટ

**હદીસ :** હઝરત બુરૈદા (રદિ.)થી રિવાયત છે કે એક શખ્સે અર્ઝ કરી : યા રસૂલલ્લાહ ! ! શું જન્નતમાં ઘોડાઓ પણ હશે ? તો આપે ઈરશાદ ફરમાવ્યો : જો અલ્લાહ તઆલા તને જન્નતમાં દાખલ ફરમાવશે ત્યારે તું જ્યારે ચાહશે કે યાકૂતે અહમરના ઘોડા ઉપર સવાર થાઉં અને એ તને જન્નતમાં ઉડાવતો ફરે તો તું સવાર (થઈ જન્નતની એ રીતે સ્હેલ કરી શકે) તો તું એ પ્રમાણે કરી શકીશ. એક બીજા સહાબીએ અર્ઝ કરી : યા રસૂલલ્લાહ ! ! શું જન્નતમાં ઊંટ હશે ? તો આપે તેને એવો જવાબ ન આપ્યો જેવો પહેલા સહાબીને આપ્યો હતો, બલકે ફરમાવ્યું : જો આપને અલ્લાહ તઆલા જન્નતમાં દાખલ ફરમાવશે. તો આપના માટે જન્નતમાં એવું સર્વ કાંઈ હશે, જેને તમારું દિલ ચાહશે અને તમારી આંખોને લિજ્જત મળશે.

## અલ્લાહના દીદાર માટે લઈ જનાર ઘોડો

**હદીસ :** હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જ્યારે જન્નતીઓ જન્નતમાં દાખલ થઈ જશે તો તેમની પાસે યાકૂતે અહમરના ઘોડાઓ પેશ થશે, જેમના પડ પણ હશે, જેઓ ન તો લીદ કાઢશે ન પેશાબ કરશે. આ હઝરાત તેમના ઉપર સવાર થશે અને એ ઘોડાઓ તેમને લઈને ઉડશે. અલ્લાહ જબ્બાર તેમની સામે તજલ્લી ફરમાવશે તો એ હઝરાત અલ્લાહ તઆલાની ઝિયારતનું સદ્ભાગ્ય સાંપડતાં સિજદામાં પડી જશે ત્યારે અલ્લાહ તઆલા ફરમાવશે : તમારા શિર ઉઠાવી લો કેમ કે આ અમલ કરવાનો દિવસ નથી. આ તો ઈજ્જત તેમજ મરતબો મેળવવાનો દિવસ છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે એ જન્નતીઓ પોતાનું માથું ઉઠાવશે અને અલ્લાહ તઆલા તેમના ઉપર ખુશ્બૂની વર્ષા કરશે. પછી તેઓ મુશ્કની ટેકરીઓ પાસેથી પસાર થશે તો અલ્લાહ તઆલા એ ટેકરીઓ ઉપર એવી હવાઓ ચલાવશે કે જે એ જન્નતીઓને સુગંધિત કરી દેશે. એ જ્યારે પોતાના ઘરે પહોંચશે તો તેમના ખુલ્લા વાળ મુશ્કની સુગંધ મિશ્રિત હશે.

جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ بِمَا هُوَ اَهْلُهٗ ط

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

# * અનુક્રમણિકા *

## જન્નતની આશા રાખનાર જન્નતમાં જશે

**હદીસ :** હઝરત ઈબ્ને ઉમર રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

"જન્નતમાં તે જ માણસ દાખલ થશે, જે તેની ઉમ્મીદ કરશે (જેથી દરેક મુસલમાને એના ઉમ્મીદવાર રહેવું જોઈએ)."

(અબૂ નુઐમ કૃત સિફતુલ જન્નહ : ૧/૫૯, હિલ્યહ : ૩/૨૨૫, મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૧૬૧૯૬, કન્ઝુલ ઉમ્માલ : ૫૮૬૬, દુર્રે મન્સૂર : ૬/૩૧૪)

**ફાયદો:** એક હદીસમાં હઝરત અનસ રદિયલ્લાહુ તઆલા અન્હૂએ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આ બયાન કર્યું છે કે જન્નતમાં એની આશા રાખનાર સિવાય કોઈ જશે નહી .

જેથી દરેક માણસે જન્નતમાં જવાની આશા અને લાલચ રાખવી જોઈએ. (સિફતુલ જન્નહ : ૧/૬૦)

## જન્નત ઉપર ઈમાન લાવવું ફર્ઝ છે

**હદીસ :** હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, અમે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મજલિસમાં બેઠા હતા. તે સમયે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે એક માણસ હાજર થયો અને અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.)! ઈમાન શું છે ?

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : (ઈમાન આ છે) કે, તું અલ્લાહ તઆલા પર ઈમાન લાવે, એ જ રીતે તેના ફરિશ્તાઓ પર, એની કિતાબોં પર, એના રસૂલો પર, મૌત

પર, મૌત પછી સજીવન થવા પર, હિસાબ–કિતાબ પર, જન્નત પર, દોઝખ પર અને દરેક પ્રકારની (સારી અને ખરાબ) તકદીર પર ઈમાન લાવે.

(સહીહ મુસ્લિમ : ૧/૩૮, અલ્ બઅ્ષુ વન્નુશૂર : ૧૧૧, મુસ્નદે અહમદ : ૧/૨૭)

ફાયદો : આ હદીસે પાકમાં બીજા અકીદઓ સાથે જન્નતને પણ ઈમાનનો જુઝ (એક અંશ) ઠેરવવામાં આવ્યો છે, તેથી જે માણસ જન્નતનો ઈન્કાર કરે તે મુસલમાન કહેવાશે નહિ.

(શર્હે અકીદતુત્તહાવિય્યહ : ૨/૧૬૧ થી ૧૭૪)

તદ્દુપરાંત, કુર્આને પાકમાં અથવા મુતવાતિર હદીસોમાં જન્નત અને એના અહેવાલ વિશે જે કાંઈ મૌજૂદ છે તે પણ ઈમાનનો જુઝ (એક અંશ) છે, એનો ઈન્કાર પણ કુફ્ર છે. કેટલાક પશ્ચિમી માનસ ધરાવનાર કથિત તહકીકકાર લોકો જન્નત અને એની ઘણી બધી નેઅમતોનો ઈન્કાર કરે છે, એમણે પોતાના ઈમાનની ફિકર–ચિંતા કરવી જોઈએ.

જન્નતના હાલાતમાં જે જે ઈરશાદાત કુર્આને કરીમ અથવા હદીસોમાં વર્ણવાયા છે એને એક જગ્યાએ જમા કરવાની અણથક કોશિશ કરી છે. આ સંગ્રહમાં જન્નતની જરૂરત તથા ઈમાનને સારી પેઠે જોઈ શકાય છે.

## મુલ્કે કબીર (મહાન રાજસત્તા)
## દસ લાખ ખાદિમો સાથે સફર

હદીસ : હઝરત હસન બસરી રહમતુલ્લાહિ અલયહથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતીઓમાં સૌથી નીચલા દરજજાનો જન્નતી તે છે, જે લાલ

યાકૂતના ઘોડા પર સવાર થશે, જેની પાંખ સોનાની હશે (અને) હંમેશા રહેનાર દસ લાખ ખિદમતગાર છોકરાઓ સાથે હશે.

હે મુખાતબ ! અગર તું તે જગ્યાને નિહાળીશ તો તને એમાં મોટી નેઅમત અને મોટી બાદશાહત દેખાશે.

(બુદૂરુસ્ સાફિરહ : ૨૧૪૯)

## ફરિશ્તાઓ પણ એની પાસે પરવાનગી લઈને દાખલ થશે

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

وَاِذَا رَاَيْتَ ثَمَّ رَاَيْتَ نَعِيْمًا وَّمُلْكًا كَبِيْرًا ﴿٢٠﴾ (الدهر ٧٦:٢٠)

હઝરત અબૂ સુલયમાન દારાની રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે, મુલ્કે કબીર આ છે કે જન્નતી પાસે રબ્બુલ ઈઝ્ઝતનો કાસિદ (એલચી) તોહફા અને હદિયા લઈને આવશે, પરંતુ તેની પાસે ત્યાં સુધી નહિ પહોંચી શકે, જ્યાં સુધી પરવાનગી ન લઈ લે. તે દરબાનને કહેશે : તમે અલ્લાહના દોસ્તથી પરવાનગી લઈ લો, કેમ કે હું (પરવાનગી વગર) તેના સુધી નથી પહોંચી શકતો, તો તે દરબાન બીજા દરબાનને કહેશે અને એવી જ રીતે તે દરબાન પછી બીજા દરબાન હશે, તો એ તેને આવવાની પરવાનગી આપશે.

તે જન્નતીના મહેલથી દારુસ્સલામ સુધી એક દરવાજો એવો હશે, જેમાંથી તે પોતાના પરવરદિગાર પાસે જ્યારે ચાહે ત્યારે પરવાનગી વિના જઈ શકશે. બસ, મુલ્કે કબીર (મોટી રાજસત્તા) આ જ છે કે રબ્બુલ ઈઝ્ઝતનો કાસિદ (એલચી) પણ તે જન્નતી પાસે એની પરવાનગી વગર જઈ શકશે નહિ, જ્યારે કે તે જન્નતી પોતાના રબ પાસે જ્યારે ચાહે ત્યારે હાજર થશે.

(બુદૂરુસ્ સાફિરહ : ૨૧૪૮, સિફતુલ જન્નહ : ૧/૧૪૦)

## હુસ્નો–પાકીઝગીની કોઇ સિફત બયાન થઇ શકતી નથી

ઈરશાદે ખુદાવંદી છે :

وَاِذَا رَاَيْتَ ثَمَّ رَاَيْتَ نَعِيْمًا وَّمُلْكًا كَبِيْرًا ﴿٢٠﴾ (الدهر ٧٦:٢٠)

આ આયતના સંદર્ભમાં હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે આનાથી અલ્લાહ તઆલાનો મકસૂદ એ છે કે એની તારીફ કરનાર કોઇ પણ માનવી એના હુસ્નો–પાકીઝગીની તારીફ નથી કરી શકતો.

(સિફતુલ જન્નહ : ૧/૧૩૮)

## બાદશાહો જેવાં ઉચ્ચ સ્થાન

હદીસ : હઝરત અબૂ સઈદ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

અલ્લાહ તઆલાએ જન્નતની દીવાલ એક ઈંટ સોનાથી અને એક ઈંટ ચાંદીથી બનાવી, પછી એમાં નહેરો વહેતી કરી અને ઝાડ લગાવ્યાં. જ્યારે ફરિશ્તાઓએ જન્નતના હુસ્ન(સૌંદર્ય)ને જોયું તો કહ્યું : (હે જન્નત ! ) તને બાદશાહોના મકાન મુબારક થાય.

નોટ : વધુ વિગત અને વિસ્લેષણ જન્નતના ગુલામો, ખિદમતગારો, હૂરો વગેરેનાં પ્રકરણમાં બલકે પૂરી કિતાબમાં વાંચી શકાય છે. આ કિતાબમાં મજકૂર જન્નતની નેઅમતોનો એક અદના ભાગ પણ આજે મોટામાં મોટા હાકિમને પ્રાપ્ત નથી, છતાં એની

શાનો– શોકતની ચર્ચા કરવામાં આવે છે, જ્યારે કોઈ જન્નતની બધી જ ઉચ્ચ અને અફઝલ નેઅમતો પૂરેપૂરી હાસિલ કરી લેશે તો તેની બાદશાહીનો શું મકામ હશે ? (તબરાની)

## જન્નતના દરવાજાની પહોળાઈ સાત લાખ માણસો એકસાથે દાખલ થશે

**હદીસ :** હઝરત સહલ બિન સઅદ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

મારી ઉમ્મતના સિત્તેર હજાર (૭૦,૦૦૦) માણસો અથવા સાત લાખ (૭,૦૦,૦૦૦) માણસો (બંને સંખ્યામાંથી એક વિશે રિવાયતકર્તાને શંકા) એક–બીજાના હાથ પકડીને જન્નતમાં દાખલ થશે, તેમણે પરસ્પર એક–બીજાને હાથથી પકડી રાખ્યા હશે, તેમનો પહેલો માણસ ત્યાં સુધી જન્નતમાં દાખલ થશે નહિ, જ્યાં સુધી તેમનો છેલ્લો માણસ દાખલ ન થાય. એમના ચેહરા ચૌદમી રાતના ચાંદ જેવા હશે.

(બુખારી શરીફ : ૧૧/૪૧૬, મુસ્લિમ શરીફ : ૩૭૩, અત્તરગીબ : ૪/૪૯૯, મુસ્નદે અહમદ : ૫/૫૮૧, તબરાની કબીર : ૬/૧૭૫, મજ્મઉઝ્ ઝવાઈદ : ૧૦/૪૦૭, ફત્હુલ બારી : ૧૧/૪૦૬-૪૧૬, કન્ઝુલ ઉમ્માલ : ૩૪૫૧૬, તફસીરે ઈબ્ને કષીર : ૨/૭૯)

**ફાયદો :** આ હદીસથી જાણવા મળે છે કે સિત્તેર હજાર (૭૦,૦૦૦) અથવા સાત લાખ (૭,૦૦,૦૦૦) જન્નતી એક સાથે જન્નતના દરવાજેથી દાખલ થશે. આ હદીસના આધારે જન્નતના દરવાજાની પહોળાઈનો અંદાજ આવી શકે છે કે, એક દરવાજેથી એક સાથે અંદાજે સાત લાખ (૭,૦૦,૦૦૦) માણસોના દાખલ થવા જેટલી પહોળાઈ છે.

## દરેક દરવાજાના બે પટ વચ્ચે ૪૦ વર્ષ ચાલવા જેટલું અંતર

**હદીસ :** હઝરત હસન બસરી રહમતુલ્લાહિ અલયહથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે કે :

જન્નતના આઠ દરવાજા છે, એના દરેક દરવાજાના બે પટ વચ્ચે ચાલીસ (૪૦) વર્ષ (સુધી સફર કરવા) જેટલું અંતર છે.

(અલ્ બુદૂરુસ સાફિરહ : ૧૭૬૫, વસ્ફુલ ફિરદૌસ : ૧૭, મજ્મઉઝ્ ઝવાઈદ : ૧૦/૧૯૮, કન્ઝુલ્ ઉમ્માલ : ૧૦૧૯૬, ઈત્તિહાફુસ્સાદહ : ૮/૫૨૬)

**હદીસ :** હઝરત મુઆવિયહ બિન હૈદહ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂર સય્યિદે દો–આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતના (દરવાજાના) પટોમાંથી બે પટો વચ્ચે ચાલીસ (૪૦) વર્ષ (ચાલવા)નો ફાસ્લો છે, એના (પટો) પર એક દિવસ એવો પણ આવનાર છે કે તેના પર ખૂબ જ ભીડ હશે.

(મુસ્નદે અહમદ : ૫/૩, અલ્ બુદૂરુસ્ સાફિરહ : ૧૭૬૨, અજઉમઉઝ્ ઝવાઈદ : ૧૦/૩૯૭, ઈબ્ને કષીર કૃત સિફતુલ્ જન્નહ : ૩૨, અબૂ નુઐમ કૃત સિફતુલ્ જન્નહ : ૧૭૯, ઈત્તિહફુિસ્સાદહ : ૧૦/૫૨૭)

## બે દરવાજા વચ્ચેનું અંતર

**હદીસ :** હઝરત લકીત બિન આમિર રદિયલ્લાહુ તઆલા અન્હૂ વફદની શકલમાં હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતે અકદસમાં હાજર થયા અને અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.)! જન્નત અને જહન્નમ શું છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

તારા મા'બૂદની કસમ, દોઝખના સાત દરવાજા છે, તેમાંથી પ્રત્યેક બે દરવાજા વચ્ચે મુસાફરી કરનાર માણસ ૭૦ વર્ષ ચાલી શકે છે અને જન્નતના આઠ દરવાજા છે. એમાંથી પ્રત્યેક બે દરવાજા વચ્ચે મુસાફરી કરનાર માણસ ૭૦ વર્ષ ચાલી શકે છે.

ફાયદો : યાદ રહે કે આ એક દરવાજાના બે પટ વચ્ચે નહિ, બલકે ઉપર–નીચેના બે દરવાજા વચ્ચેનું અંતર બતાવવું મકસૂદ છે, ઉપરોક્ત મઝમૂનથી પણ આ જ વાત સમજવી જાઈએ.

(જન્નતકે હસીન મનાઝિર : ૧૩૪)

## જન્નતના દરવાજા ઉપર–નીચે છે

જેવી રીતે જન્નતના દરજ્જા એક–બીજાની ઉપર છે, એના દરવાજા પણ એ જ પ્રમાણે છે, જેમ કે ઉપરની જન્નતનો દરવાજો પણ નીચલી જન્નતથી ઉપર છે, અને જ્યારે પણ કોઈ જન્નત ઊંચી થશે તો તે તેટલીજ વિશાળ હશે, અને સૌથી ઉપરવાળી (જન્નત) સૌથી વધુ વિશાળ હશે, અને શાયદ જન્નતના દરવાજાઓની વિશાળતા જન્નતની વિશાળતા મુજબ હશે, એટલે જ જન્નતના બે પટની વચ્ચેનું અંતર બયાન કરવામાં મતભેદ જોવા મળે છે કેમ કે અમુક દરવાજા અમુકની ઉપર છે.

(જન્નતકે હસીન મનાઝિર : ૧૩૫)

## દરેક મો'મિનની જન્નતના ચાર દરવાજા હશે.

હઝરત ફઝારી રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે, દરેક મો'મિન માટે (એની) જન્નતના ચાર દરવાજા હશે. એક દરવાજાથી એની ઝિયારત માટે ફરિશ્તાઓ હાજર થતા રહેશે. એક દરવાજાથી એની હૂરે ઈન બીવીઓ દાખલ થશે. એક દરવાજો એના અને

દોઝખીઓની વચ્ચે બંધ રહેશે. જ્યારે ચાહશે ત્યારે ખોલી એમની તરફ જોઈ લેશે, જેથી એના માટે (જન્નતની) નેઅમતની કદરમાં વધારો થાય. એક દરવાજો એની અને દારુસ્સલામની વચ્ચે આડ રૂપે હશે. એ જન્નતી જ્યારે ચાહશે ત્યારે એ દરવાજેથી પોતાના રબની પાસે હાજર થઈ શકશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૧૩૬/૧૩૭)

## મિસ્કીનો અને ફકીરોથી મુહબ્બત

હદીસ : હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

મિસ્કીનો અને ફકીરોથી મુહબ્બત કરવી જન્નતની ચાવી છે.

ફાયદો : મિસ્કીન તે છે, જેની પાસે કાંઈ પણ ન હોય અને ફકીર તે છે, જેની પાસે ઝકાતના નિસાબથી ઓછો માલ હોય.

(જન્નતકે હસીન મનાઝિર : ૧૪૨/૧૪૩)

## ઈમાનનું ઈનામ

હદીસ : હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસ એ હાલતમાં વફાત પામ્યો કે તે અલ્લાહ તઆલા અને કિયામતના દિવસ પર ઈમાન ધરાવતો હતો, તો એને કહેવામાં આવશે કે જન્નતના આઠેય દરવાજાઓ પૈકી જે દરવાજેથી ચાહે (તે દરવાજેથી) જન્નતમાં દાખલ થઈ જા.

(જન્નતકે હસીન મનાઝિર : ૧૪૪)

## જન્નતના આઠેય દરવાજા ખૂલી જશે

**હદીસ :** હઝરત જરીર (બિન અબ્દુલ્લાહ બજલી) રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસ આ હાલતમાં મરણ પામ્યો કે, તેણે અલ્લાહ તઆલા સાથે કોઈને શરીક ઠેરવ્યો ન હતો (અને) નાહક કોઈને કતલ કર્યો ન હતો, તો જન્નતના દરવાજાઓ પૈકી જે દરવાજેથી ચાહશે, (તે દરવાજેથી) જન્નતમાં દાખલ થઈ જશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૧૪૪)

## સહીહ અકીદા ધરાવનાર મુસલમાન જન્નતના જે દરવાજેથી ચાહે (તે દરવાજેથી) દાખલ થઈ શકશે

**હદીસ :** હઝરત ઉબાદહ બિન સામિત રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસે આ કહ્યું :

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ
وَاَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ وَاَنَّ عِيْسٰى
عَبْدُ اللّٰهِ وَرَسُوْلُهٗ وَابْنُ اَمَتِهٖ وَكَلِمَتُهٗ
اَلْقَاهَا اِلٰى مَرْيَمَ وَرُوْحٌ مِّنْهُ وَاَنَّ الْجَنَّةَ
حَقٌّ وَّالنَّارَ حَقٌّ ط

(હિસ્ને હસીન)

અર્થ : હું ગવાહી આપુ છું કે અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી, તે એકલો જ છે, તેનો કોઈ શરીક નથી અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે અને હઝરત ઈસા અલયહિસ્સલામ અલ્લાહના બંદા અને તેના રસૂલ અને એની બંદીના બેટા છે અને એના કલિમહ (પેદાઈશ) છે હઝરત મરયમ અલયહસ્સલામની તરફ જેને (હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામના વાસ્તાથી) પહોંચાડયો અને અલ્લાહના તરફથી એક જીવ(વાળી વસ્તુ) છે, જન્નત ( પણ) હક છે અને જહન્નમ (પણ) હક છે. તો જન્નતના આઠ દરવાજાઓ પૈકી જે દરવાજેથી જવા ઈચ્છશે (તે દરવાજેથી) અલ્લાહ તઆલા દાખલ ફરમાવશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૧૪૪/૧૪૫)

## જન્નતની રજિસ્ટ્રી અને દાખલા માટે ઈલાહી ઈજાઝતનામું (વિઝા)

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે :

كَلَّآ اِنَّ كِتٰبَ الْاَبْرَارِ لَفِيْ عِلِّيِّيْنَ ﴿١٨﴾ وَمَآ اَدْرٰىكَ مَا عِلِّيُّوْنَ ﴿١٩﴾ كِتٰبٌ مَّرْقُوْمٌ ﴿٢٠﴾ يَّشْهَدُهُ الْمُقَرَّبُوْنَ ﴿٢١﴾

(المطففين ٨٣:١٨-٢١)

અર્થ : બિલકુલ નહિ (પરંતુ) નેક લોકો(ના જન્નતી હોવા)નું શાહી ફરમાન ઈલ્લિય્યીનમાં (લખી રાખ્યું) છે અને આપને શું ખબર કે, ઈલ્લિય્યીનમાં રાખેલું શાહી ફરમાન શું છે ? તે એક લખેલો કાગળ છે (જેને શરૂ કરતી વખતે) મુકર્રબ (ફરિશ્તાઓ અને નબીઓ) હાજર હતા (કે તે માણસને અમે જન્નતમાં દાખલ કરીશું).(સૂરએ મુતફ્ફિફીન : ૧૮-૨૧, જન્નતકે હસીન મનાઝિર : ૧૬૫)

## જન્નતનો પાસપૉર્ટ (જન્નતપ્રવેશ માટેનો પરવાનો)

**હદીસ :** હઝરત સલમાન ફારસી રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

કોઈ પણ માણસ જન્નતમાં (આ) પરવાના વગર દાખલ થઈ શકશે નહિ.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط هٰذَا كِتَابٌ مِّنَ اللّٰهِ لِفُلَانِ بْنِ فُلَانٍ اَدْخِلُوْهُ جَنَّةٍ عَالِيَةٍ قُطُوْفُهَا دَانِيَةٌ ط

આ પરવાનાનો અર્થ આ છે : શરૂ અલ્લાહના નામથી જે બેહદ મહેરબાન, મોટો રહમકર્તા છે, આ પરવાનો અલ્લાહ તઆલા તરફથી ફુલાં બિન ફુલાં માટે છે, (હે ફરિશ્તાઓ !) આ માણસને તે જન્નતમાં દાખલ કરી દો, જે ઘણી જ શાનવાળી છે. જેનાં ફળફળાદિ લચી–ઝુકી પડેલાં છે (એટલે કે એની નેઅ્મતોને પ્રાપ્ત કરવી બિલકુલ આસાન છે).

ફાયદો : અલ્લામહ કુર્તુબી (રહ.)ને આ હદીસ નકલ કર્યા પછી ફરમાવે છે કે, કદાચ આ પરવાનો તે મુસલમાનો માટે છે, જેઓ હિસાબ પછી જન્નતમાં દાખલ થશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૧૬૫)

## જન્નતીઓનાં મકાનો અને રહેઠાણોની ઓળખ

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

وَالَّذِيْنَ قُتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ فَلَنْ يُّضِلَّ اَعْمَالَهُمْ ﴿٤﴾

سَيَهْدِيهِمْ وَيُصْلِحُ بَالَهُمْ ۝ وَيُدْخِلُهُمُ الْجَنَّةَ عَرَّفَهَا لَهُمْ ۝ (سورہ محمد ۴۷: ۴-۶)

અર્થ : જેઓ અલ્લાહની રાહમાં (એટલે કે) જિહાદમાં માર્યા જાય છે, અલ્લાહ તઆલા તેમના અમલોને બિલકુલ વ્યર્થ કરશે નહિ. અલ્લાહ તઆલા તેમને (મંઝિલે) મકસૂદ સુધી પહોંચાડશે અને તેમની હાલત (કબ્ર, હશ્ર, પુલ સિરાત અને આખિરતના બધા જ મોકાઓમાં) સહી–સલામત રાખશે અને તેઓને જન્નતમાં દાખલ કરશે અને તેમને એની ઓળખ કરાવી દેશે (કે દરેક જન્નતી પોતપોતાનાં નક્કી કરેલાં રહેઠાણ પર શોધખોળ કર્યા વગર બેતકલ્લુફ પહોંચી જશે).

હઝરત મુજાહિદ રહમતુલ્લાહિ અલયહ મજકૂર આયતની તફસીરમાં ફરમાવે છે કે, જન્નતી પોતાનાં ઘરો અને મહેલોને એવી રીતે ઓળખશે કે ભૂલશે નહિ, જાણે કે જ્યારથી પેદા કરવામાં આવ્યા ત્યારથી તેઓ એ જ મહેલોમાં વસવાટ કરી રહ્યા હતા. એ મહેલો વિશે કોઈને પૂછશે નહિ.

હઝરત મુકાતિલ બિન હય્યાન રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે : અમને આ વાત પહોંચી છે કે તે ફરિશ્તો જેઓ માણસોના અમલોની હિફાઝતના ઝિમ્મેદાર છે, તે જન્નતમાં આગળ આગળ ચાલશે અને જન્નતી એના પાછળ પાછળ ચાલશે, અહીં સુધી કે જન્નતી પોતાની છેલ્લી મંઝિલ પર પહોંચી જશે અને ફરિશ્તો તે જન્નતીને તે દરેક વસ્તુની ઓળખ કરાવશે, જે અલ્લાહ તઆલાએ એને અર્પણ કરી હશે. પછી જ્યારે તે પોતાના મકામ પર પોતાની બીવીઓ પાસે દાખલ થશે તો તે ફરિશ્તો પાછો ફરશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૧૬૭)

(આ તફસીર ઝઈફ દરજજાની–ઝઈફ કક્ષાની છે.)

## પોતાની બીવીઓ અને ઘરોને જન્નતી પોતે ઓળખતો હશે

હદીસ : હઝરત અબૂ હુરય્રહ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

મને તે ઝાતની કસમ, જેણે મને હક સાથે મોકલ્યો છે, તમે દુનિયામાં પોતાની બીવીઓ અને ઘરોને જન્નતીઓથી વધુ નથી ઓળતા, જેટલાં કે તેઓ પોતાની બીવીઓ અને મહેલોને ઓળખતા હશે, જ્યારે તેઓ જન્નતમાં દાખલ થશે.

નોટ : મજકૂર રિવાયતમાં ઝાહિરી—દેખીતી રીતે મતભેદ જણાય છે કે જન્નતીઓ પોતાનાં નિવાસસ્થાનને પોતે ઓળખશે કે એમને બતલાવવામાં આવશે. એ વિશે આ તફસીલ છે કે જન્નતીઓ પોતે જ પોતાના નિવાસસ્થાન અને બીવીઓને અલ્લાહના હુકમથી જાણતા હશે. તેમ છતાં અમુક જન્નતી એવા હશે, જેમના એ'ઝાઝ—સન્માન અને ઈકરામમાં અને એમની ખુશીમાં વધારો કરવા માટે આગળ આગળ ફરિશ્તા ચાલતા હશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૧૬૭/ ૧૬૮)

## જન્નતમાં દાખલ થતી વેળાનાં ખૂબસૂરત દશ્યો અને ઈસ્તિકબાલ (સ્વાગત)

يَوْمَ نَحْشُرُ الْمُتَّقِيْنَ اِلَى الرَّحْمٰنِ وَفْدًا ﴿٨٥﴾ (مریم۱۹:۸۵)

અર્થ : જે દિવસે અમે નેક લોકોને વફ્દની શકલમાં રહમાનના મહેમાન બનાવીશું.

આ આયત વિશે હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હૂએ હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સવાલ કર્યો કે, વફ્દ તો (જે ઘોડા વગેરે પર) સવાર હોય તેઓને કહેવામાં આવે છે ? તો હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

મને એ ઝાતની કસમ, જેના અંકુશમાં—કબજામાં મારો જાન છે, જ્યારે આ જન્નતીઓ પોતાની કબ્રોમાંથી ઊઠશે ત્યારે એમના સ્વાગત માટે સફેદ ઊંટ (સવારી માટે) પેશ કરવામાં આવશે, જેની પાંખ હશે અને એના પર સોનાની અંબાડીઓ (સજી) હશે, એમના બૂટના તળિયાં નૂરથી ચમકતાં હશે. એ ઊંટોંના કદમ નજર પહોંચે ત્યાં પડતા હશે, આ રીતે તેઓ જન્નત સુધી પહોંચશે તો અચાનક લાલ યાકૂતનાં કૂંડા સોનાના કિવાળો (કમાડો) ઉપર દેખાશે અને તેઓ તરત જ જન્નતના દરવાજે એક ઝાડ પાસે પહોંચશે. જેના મૂળમાંથી બે ઝરણાં ફૂટી રહ્યાં હશે. જ્યારે તેઓ એમાંથી એક ઝરણાંનું પાણી પીશે તો એમના ચેહરા પર નેઅ્મતોની ચમક-દમક પસાર થઈ જશે અને જ્યારે બીજા ઝરણાથી (ગુસ્લ અને ) વુઝૂ કરશે તો એમના વાળ ક્યારેય વિખેરાશે નહિ. પછી તેઓ જન્નતનાં કૂંડાંને કિવાળ પર હલાવશે.

તો કાશ કે હે અલી ! તમે તે કિવાળનાં કૂંડાનાં ટકરાવાના અવાજને સાંભળી શકત (કે તે કેટલો રાહત અને ખુશીથી ભરેલો હશે), તો એ કૂંડાંના ટકરાવાનો અવાજ દરેક હૂર સુધી એ રીતે પહોંચશે કે એનાથી તેને ખબર પડી જશે કે તેનો ખાવિંદ હવે આવવા ચાહે છે, તો તે જલદીથી સ્ફૂર્તિથી ઊઠશે અને પોતાના મુતવલ્લી (ફરિશ્તા)ને રવાના કરશે, તો તે એ જન્નતી માટે(એની ખાસ જન્નતનો) દરવાજો ખોલશે. જો અલ્લાહ તઆલાએ તે જન્નતીને (મેદાને મેહશરમાં પોતાની ઝિયારત કરાવી) ઓળખ કરાવી ન હોત તો તે મુતવલ્લીના નૂર અને ખૂબસૂરતી જોઈ (તેને જ ખુદા સમજી)

સિજદામાં પડી જાત. મતલબ કે, તે ફરિશ્તો ખબર આપશે કે, મને આપના કામોનો મુતવલ્લી અને ખાદિમ બનાવવામાં આવ્યો છે.

પછી તે જન્નતીને પોતાની પાછળ પાછળ લઈને ચાલશે, તો તે જન્નતી એ ફરિશ્તાની પાછળ પાછળ ચાલતા પોતાની બીવી પાસે પાહોંચી જશે, તો તે (બીવી) જલદીથી પોતાની બેઠકેથી ઊઠી જશે અને તંબૂના બહાર નીકળી એને ભેટી પડશે અને કહેશે કે : તમે મારી મુહબ્બત છો અને હું આપની મોહબ્બત છું. હું આપથી રાજી રહેનાર છું, ક્યારેય નારાજ થઈશ નહિ, હું નેઅ્મતો અને લઝ્ઝતોમાં કાયમ-દાયમ રહીશ, કદાપિ ચીંથરેહાલ થઈશ નહિ, હું હંમેશા નવયુવાન રહીશ કદાપિ ઘરડી થઈશ નહિ.

પછી તે જન્નતી એવા મહેલમાં દાખલ થશે, જેના પાયાથી લઈ છત સુધી એક લાખ હાથની ઉંચાઈ હશે, જે લુઅ્લુઅ્ અને યાકૂતના પહાડ પર બનાવવામાં આવ્યો હશે. એ મહેલના અમુક થાંભલા લાલ હશે, અમુક લીલા અને અમુક પીળા હશે. તમામ થાંભલા એક બીજાથી અલગ હશે. (પછી તે પોતાના જન્નતી શણગારેલા તખ્ત (સ્ટેજ) પાસે આવશે તો તેની ઉપર એક બીજો ખાસ તખ્ત (સ્ટેજ) હશે, તેના ઉપર સિત્તેર (૭૦) અલગ અલગ પલંગ સજેલા હશે, જેની ઉપર સિત્તેર (૭૦) દુલ્હનો હશે. દરેક (દુલ્હન) પર સિત્તેર પોશાક હશે, તે છતાં તેમની પિંડીનો ગૂદો ચામડી (અને પોશાકો)ના અંદરથી આરપાર દેખાતા હશે, જન્નતી એમની સાથે એક રાતની મિકદારમાં સોહબત પૂરી કરી શકશે.

એ જન્નીઓના મહેલની નીચે નહેરો વહેતી હશે અને એવા પાણીની નહેર હશે, જે બિલકુલ પાક અને સાફ હશે, તેમાં ડહોળાપણું બિલકુલ હશે નહિ, અને અમુક નહેરો સાફસુથરા મધની હશે, જે મધમાખીના પેટમાંથી નિકળેલું નહિ હોય, અને અમુક નહેરો શરાબની હશે, જે પીવા માટે હશે, પીનાર માટે હળાહળ લઝ્ઝત હશે, એને લોકોએ પગ તળે રગદોળીને નિચોવી નહિ હોય.

અમુક નહેરો એવા દૂધની હશે, જેનો સ્વાદ ક્યારેય બદલાશે નહિ, આ દૂધ જાનવરોના પેટથી નિકળ્યું નહિ હોય. જ્યારે જન્નતીઓને ખાવાની ઈચ્છા થશે ત્યારે એમની પાસે સફેદ રંગના પક્ષીઓ આવશે અને પોતાની પાંખો ફફડાવશે તો જન્નતીઓ એમની ઈચ્છાથી ખાશે, જે પ્રકારનું ખાણું ઈચ્છશે. ત્યાર પછી (જ્યારે જન્નતી એને ખાઈ લેશે તો) ઊડીને ચાલ્યાં જશે. જન્નતમાં ફળ પણ હશે, જે વજનનાં લઈ નમેલાં હશે. જ્યારે જન્નતી એને ખાવાની ઈચ્છા કરશે તો ડાળી આપાઆપ એની તરફ ફરી જશે, તો જન્નતી જે પ્રકારનાં ફળ ખાવા ઈચ્છે, ઊભા રહી અથવા બેસીને અથવા તો સૂતાંસૂતાં ખાઈ લેશે. આ વિશે જ અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

وَجَنَا الْجَنَّتَيْنِ دَانٍ ﴿٥٤﴾ (الرحمٰن ۵۵:۵۴)

અર્થ : (અને તે જન્નતનાં ફળ નમેલાં છે) અને તે જન્નતીઓના ખાદિમ મોતીઓની માફક (ખૂબસૂરત અને હસીન) હશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૧૬૯/૧૭૦)

## અઝીમુશ્શાન ઊંટોંની સવારી

આયતે મુબારકહ :

يَوْمَ نَحْشُرُ الْمُتَّقِيْنَ اِلَى الرَّحْمٰنِ وَفْدًا ﴿٨٥﴾ (مریم ۱۹:۸۵)

અર્થ : જે દિવસે અમે નેક લોકોને વફ્દની શકલમાં રહમાનના મહેમાન બનાવીશું—ની તફસીરમાં હઝરત નુઅ્માન બિન સઅદ રહમતુલ્લાહિ અલયહ બયાન કરે છે :

તમને જાણ હોવી જોઈએ, અલ્લાહની કસમ, તે (જન્નતી) હઝરાતને વફ્દની શકલમાં પગપાળા ચલાવવામાં નહી આવે, બલકે એમની પાસે એવા ઊંટ લાવવામાં આવશે, જે પ્રકારના—જે જાતીના

ઊંટ મખ્લૂકમાંથી કોઈએ કદી જોયા નહિ હોય, એમની ઉપર સોનાની અંબાડીઓ (કાઠડાઓ)હશે અને લગામ ઝબર્જદની હશે. (તેઓ આ રીતે શાનો–શોકતની સાથે) એમની ઉપર સવાર થઈને આવશે અને (પોત પોતાની) જન્નતના દરવાજા ખખડાવશે.

હદીસ : હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, જેમણે અલ્લાહ તઆલાથી તકવા ઈખ્તિયાર કર્યો, તો તેઓને જન્નત તરફ સમૂહ બનાવીને લાવવામાં આવશે. જ્યારે તેઓ જન્નતના દરવાજા પૈકી એક દરવાજા પાસે પહોંચશે, તો ત્યાં એક એવું ઝાડ જોશે, જેની જડમાંથી બે ઝરણાં ફૂટતાં હશે, તેમાંથી એક ઝરણાં તરફ તેઓ જલદીથી એ પ્રમાણે જશે જેમકે તેઓને એ તરફ જવાનો હુકમ આપવામાં આવ્યો હોય. તેઓ એમાંથી પીશે તો એમનાં પેટમાં જે કંઈ તકલીફ, ગંદકી અથવા બીમારી હશે તે ખતમ થઈ જશે. પછી તેઓ બીજા ઝરણા તરફ જશે અને તેમાં ગુસ્લ કરશે તો એમની ઉપર નેઅ્મતોની બહાર આવી જશે અને ત્યાર પછી એમનાં શરીરમાં કોઈ પણ જાતનો વધારો–ઘટાડો નહિ થશે અને એમના વાળ વિખેરાશે નહિ (પરંતુ એવું લાગશે) જાણે તેઓએ તેલ લગાવી (વાળ ઓળી) રાખ્યા હોય. પછી તેઓ જન્નતના દરબાન પાસે પહોંચશે તો તે (દરબાન ઈઝ્ઝત કરતા અને તારીફ કરતાં) કહેશે :

سَلٰمٌ عَلَيْكُمْ طِبْتُمْ فَادْخُلُوْهَا خٰلِدِيْنَ ﴿٧٣﴾ (الزمر ٣٩: ٧٣)

અર્થ : તમારી ઉપર સલામતી નાઝિલ થાય, તમે મજામાં રહો, હવે આ (જન્નત)માં હંમેશા રહેવા માટે દાખલ થઈ જાઓ.

પછી તેઓનું સ્વાગત છોકરાઓ કરશે. તેઓ જન્નતીઓ ફરતે એ રીતે ફરશે, જે રીતે આ દુનિયામાં છોકરાઓ (ખુશી ખુશી) તે દોસ્તની આજુ બાજુ ફરે છે, જે ઘણાં લાંબા સમય પછી આવ્યો હોય, અને તેઓ કહેશે : તમે ખુશ થઈ જાઓ તે ઈનામ અને ઈઝ્ઝતથી, જે અલ્લાહ તઆલાએ આપ લોકો માટે તૈયાર કર્યાં છે.

પછી તે છોકરાઓ પૈકી એક છોકરો તે જન્નતીની હૂરે ઈન બીવીઓમાંથી કોઈ એક પાસે જઈ કહેશે કે ફલાણા આવી ગયા છે. પછી તે જન્નતીનું તે નામ લેશે, જે નામથી દુનિયામાં તેને બોલાવવા અને પુકારવામાં આવતો હતો. તો તે હૂર એ છોકરાને પૂછશે કે શું તેં એમને જોયા છે ? તો તે કહેશે હા ! હા ! મેં એમને જોયા છે, તે મારી પાછળ આવી રહ્યા છે. તો તે હૂરોમાંથી એક હૂર ખુશીથી ઊછળીને ઊભી થશે, અહિંયા સુધી કે તે પોતાના દરવાજાની ચોખટ (ચોકઠા) સુધી આવી જશે.

જ્યારે આ જન્નતી પોતાના (એક) મહેલ સુધી પહોંચશે તો એના બાંધકામના પાયા પર નજર નાખશે તો તે કિંમતી મોતીની ચટાન હશે, જેની ઉપર લીલા–પીળા અને લાલ–લીલા રંગનો એક મહેલ હશે. પછી તે પોતાની નજર મહેલની છત પર નાખશે તો તે વીજળીની જેમ (રોશન) હશે. જો અલ્લાહ તઆલાએ એને જોઈ બરદાશ્ત કરવાની જન્નતીને તાકાત ન આપી હોત તો તે (વીજળીની ચમકથી) પોતાની આંખે આંધળા થઈ જવાની તકલીફમાં પડી જાત. પછી તે પોતાનો ચેહરો ફેરવશે તો પોતાની બીવીઓને જોશે અને ચુનંદા પાણીના કૂજાઓ જોશે અને બરાબર બિછાવેલા ગાલીચા જોશે અને ઠેરઠેર– ઠેકઠેકાણે ફેલાયેલી બેઠકો જોશે. પછી એ નેઅ્મતોં નિહાળીને ટેકો લગાવી કહેશે :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ هَدٰىنَا لِهٰذَا ۖ وَمَا كُنَّا لِنَهْتَدِىَ لَوْلَآ اَنْ هَدٰىنَا اللّٰهُ ۚ (الاعراف ٧:٤٣)

અર્થ : અલ્લાહ તઆલાનો શુક્ર છે, જેણે અમને અહીં સુધી પહોંચાડયા. જો અલ્લાહ તઆલાએ અમને હિદાયત ન આપી હોત તો અમે અહીં સુધી ક્યારેય ન પહોંચી શકયા હોત.

પછી (જ્યારે બધા જન્નતીઓ પોતપોતાની જન્નતમાં પહોંચી

**જશે તો) એક અવાજ આપનાર અવાજ આપશે : તમે અહીં જીવીત રહેશો કદાપિ મૃત્યુ પામશો નહિ, તમે હંમેશા જવાન રહેશો ક્યારેય કદાપિ વૃધ્ધ થશો નહિ. તમે હંમેશા તંદુરસ્ત રહેશો, કદાપિ બીમાર થશો નહિ.**

(જન્નતકે હસીન મનાઝિર : ૧૭૧/૧૭૨)

## જન્નતમાં મૌત હોત, તો ખુશીથી મરી જાત

**હદીસ : હઝરત હુમૈદ બિન હિલાલ ફરમાવે છે કે, અમને આ વાત બતાવવામાં આવી છે કે, જ્યારે કોઈ માણસ જન્નતમાં દાખલ થશે, તો એની શકલ જન્નતીઓ જેવી બનાવી દેવામાં આવશે અને તેઓનો પોશાક પહેરાવવામાં આવશે અને તેઓના ઝવેરાત પહેરાવવામાં આવશે અને તેને તેની બીવીઓ અને ખાદિમો બતલાવવામાં આવશે, તો ખુશીથી એવો પાગલ કે મદહોશ થઈ જશે કે જો ત્યારે કોઈને મૌત આવતી હોત તો ખુશીમાં પાગલ થઈ મરી જાત. આ જોઈ તેને કહેવામાં આવશે કે, શું તેં પોતાની આ ખુશીની મદહોશી જોઈ છે ? આ હાલત તારા માટે હંમેશા કાયમ રહેશે (બલકે હજુ વધશે, ક્યારેય ઓછી થશે નહિ).**

(જન્નતકે હસીન મનાઝિર : ૧૭૩)

## સૌથી શ્રેષ્ઠ દરજ્જો

**હદીસ : હઝરત ઉબાદહ બિન સામિત રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂર નબીએ કરીમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :**

**જન્નતના સો (૧૦૦) દરજ્જા છે, પ્રત્યેક બે દરજ્જાની વચ્ચે આસમાન જમીન જેટલો ફાસ્લો છે, અને ફિરદૌસ એનાથી શ્રેષ્ઠ દરજ્જાની (જન્નત) છે. એની ઉપર અર્શ છે. એમાંથી જ જન્નતની**

ચારેય નહેરો નીકળશે, જેથી તમે અલ્લાહથી સવાલ કરો તો એનાથી ફિરદૌસ માંગ્યા કરો.

(જન્નતકે હસીન મનાઝિર : ૨૦૬)

## ફિરદૌસ અર્શની કેટલી નજીક છે ?

હદીસ : હઝરત અબૂ ઉમામહ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

તમે અલ્લાહ તઆલાથી ફિરદૌસ માંગ્યા કરો, કારણ કે એ જન્નતનો શ્રેષ્ઠ ભાગ છે. એ (ફિરદૌસ)માં રહેનાર જન્નતી અર્શની ચરચરાહટ(નો અવાજ) સાંભળશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૨૦૬)

## જન્નતના દરજ્જા કઈ ચીજથી બનેલા છે ?

હદીસ : જનાબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે :

જન્નતના સો (૧૦૦) દરજ્જા છે. એમાંથી પ્રત્યેક બે દરજ્જા વચ્ચેનું અંતર આસમાન અને જમીનના અંતર જેટલું છે. એમાંથી પહેલા દરજ્જાના ઘર, રૂમો, એના દરવાજા, પલંગ અને એનાં તાળાં (સર્વ) ચાંદીના હશે અને બીજા દરજ્જાના ઘર, રૂમો, એના દરવાજા, એના પલંગ અને એનાં તાળાં સોનાના હશે અને ત્રીજા દરજ્જાના ઘર, એના રૂમો, એના દરવાજા એના પલંગ, અને એનાં તાળાં યાકૂત, લુઅ્લુઅ્ અને ઝબર્જદના હશે, અને બાકી સત્તાણું (૯૭) દરજ્જા શેના બનેલા છે એ અલ્લાહ સિવાય કોઈ નથી જાણતું.

(જન્નતકે હસીન મનાઝિર : ૨૦૬/૨૦૭)

## દરજ્જા બુલંદ કરાવનાર અમલો

હદીસ : હઝરત અબૂ હુરયૂરહ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

શું હું તમને તે આ'માલ ન બતાવું, જેનાથી અલ્લાહ તઆલા ભૂલો માફ કરે છે અને દરજ્જા બુલંદ કરે છે ? સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)એ અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.)! કેમ નહિ ? ફરમાવ્યું : ઠંડી અને તકલીફ વખતે વુઝૂ સારી રીતે કરવું, મસ્જિદ સુધી લાંબા રસ્તે ચાલીને જવું, એક નમાઝ પઢી આગલી નમાઝના ઈન્તિઝાર(પ્રતિક્ષા)માં રહેવું, આ (સર્વ) ગુનાહોથી બચવાના મૌકા અને તરીકા છે.

(જન્નતકે હસીન મનાઝિર : ૨૦૭)

## હાફિઝે કુર્આનનો જન્નતનો દરજ્જો

હદીસ : હઝરત ઈબ્ને અમ્ર રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

હાફિઝે કુર્આનને કહેવામાં આવશે : પઢતા જાવ અને (જન્નતના દરજ્જા) ચઢતા જાવ, અને (કુર્આન એવી રીતે) તરતીલથી (થોભી થોભીને) પઢો, જેવી રીતે તમે દુનિયામાં તરતીલથી પઢતા હતા. બેશક, (જન્નતમાં) તમારું સ્થાન એ છેલ્લી આયત પર હશે, જેને તમે પઢશો.

ફાયદો : આ જ કારણે કુર્આનના હાફિઝે કુર્આને પાકને દુનિયામાં ખૂબ યાદ રાખવું જોઈએ અને પોતાની ઔલાદને પણ કુર્આનના હાફિઝ બનાવવી જોઈએ, અલ્લાહ તઆલા ઔલાદના

હિફઝે કુર્આનની બરકતથી તમને પણ જન્નતના શ્રેષ્ઠ દરજ્જા નસીબ ફરમાવશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૨૦૭/૨૦૮)

## તિલાવત કરનાર ગૈર-હાફિઝના દરજ્જા

હદીસ : હઝરત ફુઝાલહ બિન ઉબૈદ રદિયલ્લાહુ તઆલા અન્હૂ અને તમીમદારી રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ દરરોજ રાત્રે દસ (૧૦) આયતો તિલાવત કરશે, તો તેના માટે એક કિન્તાર (સવાબ) લખવામાં આવશે. અને એક કિન્તાર(નો સવાબ) દુનિયા અને જે કાંઈ એમાં છે એ સૌથી બેહતર છે. જ્યારે કિયામતનો દિવસ હશે ત્યારે તારો રબ ફરમાવશે કે પઢ અને ચઢ, દરેક આયતના બદલામાં એક દરજ્જો છે, ત્યાં સુધી કે તે પોતાની હિફઝ કરેલી છેલ્લી આયત સુધી પહોંચી જશે, તો તારો રબ બંદાને કહેશે કે લે, તો બંદો રબ તઆલાનો હાથ પકડશે અને કહેશે કે યા રબ ! આપ જ સારી રીતે જાણો છો (કે હું શું લઉં), તો અલ્લાહ તઆલા ફરમાવશે : આ હંમેશની જન્નત અને આ (હંમેશની) નેઅ્મતો લે.

(જન્નતકે હસીન મનાઝિર : ૨૦૮)

## દરેક આયત જન્નતનો એક દરજ્જો છે

હદીસ : હઝરત ઈબ્ને ઉમર રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે : કુર્આને પાકની દરેક આયત જન્નતનો એક દરજ્જો છે અને તમારા (દુન્યવી) ઘરો માટે ચિરાગ (જ્યોત—દીપ) છે. (આ મૌકૂફ હદીસ મરફૂઅ્ના હુકમમાં છે કેમ કે ગૈબ મુદરક બિલ્ કયાસ છે.)

(જન્નતકે હસીન મનાઝિર : ૨૦૯)

## આયતોની સંખ્યાથી વધીને કોઈ દરજ્જો નથી

**હદીસ :** હઝરત આઈશા રદિયલ્લાહુ તઆલા અન્હા ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

જન્નતના દરજ્જાઓની સંખ્યા કુર્આને પાકની આયતોની સંખ્યા બરાબર છે, એથી વધુ નથી.

**ફાયદો :** અલ્લામહ કુર્તુબી રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે, જે માણસે આખું કુર્આને પાક મોઢે યાદ કરી લીધુ –(કંઠસ્થ) કરી લીધું, તો તેણે આખિરતના બધા જ દરજ્જા હાસિલ કરી લીધા અને જેણે એમાંથી થોડું પઢયું તો તે જન્નતના દરજ્જામાં પણ તે મુજબ વધતો રહેશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૨૦૯)

## બધી જ જન્નતો પર છાંયડો કરનાર ઝાડ

**હદીસ :** હઝરત અબૂ હુરયૂરહ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી ફરમાવે છે કે, જનનતમાં એક ઝાડ એવું છે કે એના છાયડામાં એક સવાર સો (૧૦૦) વર્ષ સુધી ચાલતો રહેશે, અગર તમે ચાહો તો આ પઢી લો :

وَظِلٍّ مَّمْدُودٍ ﴿٣٠﴾ (الواقعۃ:٥٦:٣٠)

**અર્થ :** અને લાંબા લાંબા છાંયડા હશે.

હઝરત અબૂ હુરયૂરહ રદિયલ્લાહુ તઆલા અન્હૂની આ વાત હઝરત કઅબ રદિયલ્લાહુ અન્હૂ સુધી પહોંચી તો ફરમાવ્યું : એમણે સાચું કહ્યું, એ ઝાતની કસમ, જેણે હઝરત મૂસા અલયહિસ્સલામની ઝબાન પર તૌરાત નાઝિલ કરી અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમની ઝબાન પર કુર્આન નાઝિલ કર્યુ, જો કોઈ માણસ નવજવાન ઊંટણી અથવા નવજવાન ઊંટ પર સવાર થઈ તે ઝાડની આજુ બાજુ ફરે તો એક ચક્કર પૂરો કરતાં પહેલા ઘરડો થઈને નીચે ગબડી પડે. અલ્લાહ તઆલાએ તે ઝાડ પોતાના હાથે રોપ્યું અને એમાં પોતાના તરફથી રૂહ ફૂંકી, એ ઝાડની ડાળખીઓ જન્નતની ચાર દીવાલોની બહાર ફેલાયેલી છે. જન્નતની દરેક નહેર એ વૃક્ષનાં મૂળમાંથી નીકળે છે.

ફાયદો : હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હૂ

وَظِلٍّ مَّمْدُوْدٍ ۝٣٠ (الواقعة ٥٦:٣٠)

ની તફસીરમાં ફરમાવે છે : જન્નતમાં એક ઝાડ છે, જે એટલા મોટા થડ પર કાયમ છે કે, તેજ રફતાર સવાર એની દરેક બાજુથી સો (૧૦૦) વર્ષ સુધી ચાલી શકે છે. એ ઝાડ પાસે જન્નતીઓ, ગુરફાત (બાલાખાના)વાળા અને બીજા જન્નતીઓ ભેગા થશે અને એકબીજા સાથે વાતો કરશે. ફરમાવ્યું કે તે જન્નતીઓમાંથી અમુક લોકોને કંઈક ઈચ્છા થશે અને તેઓ દુનિયાના ખુશી (ખેલ–તમાશા)ના પ્રસંગોને યાદ કરશે, તો અલ્લાહ તઆલા જન્નતથી એક હવાની લહેર દોડાવશે તો જે કંઈ દુનિયામાં ખુશી (ખેલ–તમાશા)ના પ્રકાર હતા, તે બધા જ પ્રકાર સાથે એ ઝાડ હરકતમાં આવશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૪૮૪/૪૮૫)

## દરેક ઝાડના થડ સોનાના હશે

હદીસ : હઝરત અબૂ હુરય્રહ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં દરેક ઝાડનું થડ સોનાનું છે. (જન્નતકે હસીન મનાઝિર : ૪૮૫)

## જન્નતની ખજૂર

હદીસ : હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, જન્નતની ખજૂરના થડ ઝમુર્રદના હશે અને ખજૂરના થડની ડાળખીઓ લાલ સોનાની હશે. એની શાખાઓ જન્નતીના બેહતરીન ડ્રેસ હશે, જેમાંથી એમનાં કપડાં અને પોશાક તૈયાર થશે. એનાં ફળ માટલાં અને ડોલ જેવા (મોટાં મોટાં) હશે, દૂધથી વધુ સફેદ, મધથી વધુ મીઠા, કાંપથી વધુ નરમ, એમાં ઠળિયા હશે નહિ.

(જન્નતકે હસીન મનાઝિર : ૪૮૫)

## કુર્આનના ખત્મ પર જન્નતના ઝાડનો તોહફો

હદીસ : હઝરત અનસ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

કુર્આનના ખત્મ વખતે દુઆ કબૂલ થાય છે અને (ઈનામમાં) જન્નતનું એક અઝીમુશ્શાન ઝાડ આપવામાં આવે છે.

હદીસ : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસે કુર્આને પાક જોઈને અથવા મોઢે પઢયું તો અલ્લાહતઆલા જન્નતમાં એને એક એવું ઝાડ (ઈનામમાં) આપશે કે જો કોઈ કાગડો એની ડાળખીઓ છોડીને ઊડે તો એનાં પાંદડાંનું અંતર પસાર કરતાં પહેલા ઘરડો થઈ જાય.

ફાયદો : આ ફઝીલત હાફિઝ અને નાઝિરહ પઢનાર બંનેય પ્રકારના લોકો માટે છે. જે કોઈ પણ કુર્આને પાક ખત્મ કરશે એને ઈનામમાં આટલું મોટું ઝાડ આપવામાં આવશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૬૫૬)

## બુખ્તી ઊંટ જેટલાં મોટાંમોટાં પક્ષીઓ

**હદીસ :** હઝરત હુઝયૂફા રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં બુખ્તી ઊંટના બરાબર (મોટાંમોટાં) પક્ષીઓ હશે. હઝરત અબૂ બક્ર રદિયલ્લાહુ તઆલા અન્હૂએ પૂછયું : યા રસૂલલ્લાહ (સલ.)! તો પછી એ (પક્ષીઓ) તો (જન્નતમાં) ખૂબ જ ઐશ અને ખુશીથી રહેશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : એનાંથી વધુ ઐશ અને ખુશીમાં તે માણસ રહેશે, જે એને ખાશે અને હે અબૂ બક્ર ! તમે પણ તેઓમાંથી છો, જેઓ એને ખાશે.

**હદીસ :** હઝરત હસન બસરી (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં બુખ્તી ઊંટના બરાબર (મોટાંમોટાં) પક્ષીઓ હશે. જ્યારે તે (પક્ષી) જન્નતીઓ પાસે જશે તો જન્નતીઓ એને ખાશે, પછી તે પક્ષી એવી રીતે ઊડશે જાણે તેમાંથી કંઈ જ ઓછું થયું નથી.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૩૩)

## ૭૦ લઝ્ઝતોવાળું મુલાયમ અને મીઠું ગોશ્ત

**હદીસ :** હઝરત અબૂ સઈદ ખુદરી રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં એક પક્ષી હશે, જેની ૭૦ પાંખો હશે. તે જન્નતના તબાક (થાળી) પર આવી બેસશે, પછી હલશે તો એની દરેક

પાંખમાંથી બરફથી પણ વધુ સફેદ ખોરાક નિકળશે જે કાંપથી વધુ મુલાયમ અને મધથી વધુ મીઠો હશે. એમાં કોઈ ખાણું એવુ ન હશે, જે બીજી (પાંખવાળા) ખાવાથી મળતું હોય, પછી તે પક્ષી ઊડીને ચાલ્યું જશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૩૪)

## આ પક્ષી ક્યાંનાં હશે ?

હદીસ : હઝરત મુગીસ બિન સુમ્મી (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે કે, તૂબા નામી જન્નતમાં એક ઝાડ છે. જન્નતમાં કોઈ મહેલ એવો નથી, જેના પર એ(ઝાડ)ની ડાળખીઓમાંથી કોઈ ડાળખી છાંયડો ન કરતી હોય. એના પર અલગ અલગ પ્રકારનાં ફળ લાગેલાં હશે, જેના પર બુખ્તી ઊંટના બરાબર (મોટાં-મોટાં) પક્ષીઓ બેસે છે. જ્યારે કોઈ માણસ કોઈ પક્ષીનું ગોશ્ત ખાવા ઈચ્છશે તો તેને બોલાવશે, તો તે એના દસ્તરખ્વાન ઉપર આવી પડશે અને તે જન્નતી એના એક તરફથી શેકેલું ગોશ્ત ખાશે અને બીજી બાજુથી રસાવાળું. પછી તે પક્ષી અસલી હાલતમાં આવી ઊડી જશે.

ફાયદો : તિરમિઝી શરીફની હદીસથી સાબિત થાય છે કે, કૌસર નામી નહેર પર પણ પક્ષીઓ હશે, જેનું ગોશ્ત જન્નતીઓ ખાશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૩૪/૫૩૫)

## પક્ષીઓના ચરવાનાં સ્થળ અને ઝરણાં

હદીસ : હઝરત અબુદરદાઅ્ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં બુખ્તી ઊંટ જેવાં ઊંચા ઊંચા પક્ષીઓ હશે, જે અલ્લાહના વલી–દોસ્તની સામે આવીને બેસી જશે. એમાંથી એક કહેશે : હે અલ્લાહના વલી–દોસ્ત ! હું અર્શની નીચે ખૂબસૂરત જન્નતમાં ચરતો રહ્યો છું અને તસ્નીમનાં ઝરણાંથી પીતો રહ્યો છું. આપ મારાથી ખાવાની શરૂઆત કરો. પછી અલ્લાહના વલી–દોસ્ત સામે (પોતાના) વખાણ કરવામાં લાગી રહેશે, અહીં સુધી કે જન્નતીના દિલમાં તે પક્ષીઓમાંથી કોઈ એકને ખાવાની ઈચ્છા થશે, તો તે પક્ષી જન્નતી સામે અલગ-અલગ સ્વાદ સાથે આવી પડશે અને તે (જન્નતી) પોતાની ઈચ્છા પ્રમાણે ખાશે અને જ્યારે ધરાઈ જશે તો પક્ષીના હાંડકા જમા થઈ જશે અને તે (પક્ષી) ઊડીને જન્નતમાં જ્યાં ચાહશે ત્યાં ચરવા લાગશે. હઝરત ઉમર રદિયલ્લાહુ તઆલા અન્હૂએ અરજ કરી : હે અલ્લાહના નબી ! તે પક્ષી તો ખૂબ મજામાં હશે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : તે પક્ષીને ખાવું એના કરતાં પણ વધારે આરામ અને ખુશી ધરાવે છે. (જન્નતકે હસીન મનાઝિર : ૫૩૫)

## ઝંજબીલ અને સલ્સબીલના પક્ષીઓ

હદીસ : હઝરત બક્ર બિન અબ્દુલ્લાહ અલ્ મુઝની રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે, મને આ વાત પહોંચી છે કે, કોઈ જન્નતીને જ્યારે ગોશ્ત ખાવાની ઈચ્છા થશે તો એની પાસે એક પક્ષી આવશે અને તેની સામે પડી જશે અને કહેશે : હે અલ્લાહના દોસ્ત ! મેં સલ્સબીલના ઝરણાંથી પીધું છે અને ઝંજબીલથી ચર્યું છે અને અર્શ–કુર્સી પાસે નાઝ–નેઅ્મતથી રહ્યો છું, આપ મને ખાઓ.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૩૬)

## શેકાઈને પેશ થનાર પક્ષી

હદીસ : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં તું કોઈ પક્ષી નિહાળીશ અને પછી એની ઈચ્છા થશે તો એ તારી સામે શેકાઈને પેશ થઈ જશે.

ફાયદો : એ પક્ષી એવી હાલતમાં શેકાઈને પેશ થશે કે, ન તો એને ધુમાડો લાગ્યો હશે અને ન તો આગ, જેમકે હઝરત મયમૂના રદિયલ્લાહુ તઆલા અન્હાથી મરફૂઅન્ હઝરત ઈમામ ઈબ્ને અબિદુન્યાએ નકલ કર્યું છે.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૩૬)

## જન્નતી ગુચ્છો

હદીસ : હઝરત ઈબ્ને મસઊદ રદિયલ્લાહુ તઆલા અન્હૂ શામ (સિરિયા) દેશમાં હતા. ત્યાં (આપના) સાથીઓએ અરસ-પરસ જન્નતનો ઉલ્લેખ કર્યો, તો આપે ફરમાવ્યું : જન્નતનાં ગુચ્છાઓમાંથી એક ગુચ્છો અહીં (શામ દેશથી) લઈ ખીફા (મદીનાની નજીક એક જગ્યા) અથવા સન્આ જેટલો લાંબો છે. (જેમકે ઈબ્ને અબિદુન્યા અને તરગીબમાં છે).

(જન્નતકે હસીન મનાઝિર : ૫૫૭)

## જન્નતી ફળની લંબાઈ

હદીસ : હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, જન્નતનાં ફળોમાંથી (લગભગ) દરેક ફળની લંબાઈ બાર (૧૨) હાથ છે, જેમાં ઠળિયા નહિ હોય.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૫૭)

## દાડમ

હદીસ : હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, જન્નતનાં દાડમો પૈકી એક દાડમની આજુ બાજુ ઘણાં જન્નતીઓ બેસીને ખાશે. જ્યારે તેઓમાંથી કોઈની સામે કોઈ વસ્તુની વાત થશે જેની તેને ઈચ્છા હશે, તો તે વસ્તુને પોતાના હાથમાં હાજર પામશે, જેમાંથી તે ખાતો હશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૫૮)



سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط



جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا مَّا هُوَ اَهْلُهٗ ط



اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ
وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاِ الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنِ ط

# * જન્નતનું બજાર *

## મર્દ અને ઔરતના હુસ્નો–જમાલમાં વધારો

હદીસ : હઝરત અનસ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં એક બજાર હશે. જેમાં કસ્તૂરીની ટેકરીઓ હશે. દરેક જુમ્આના દિવસે બધા જન્નતીઓ ત્યાં જશે અને ઉત્તરની હવા ચાલશે, જે તેઓના ચેહરા અને પોશાકો પર લાગશે તો તેઓ હુસ્નો–જમાલમાં વધી જશે અને પોતાના ઘરવાળાઓ પાસે એ હાલતમાં પાછા ફરશે કે તેઓનો હુસ્નો–જમાલ ખૂબ જ વધી ગયું હશે. એમની પત્નીઓ એમને કહેશે : અલ્લાહની કસમ, અમારી પાછળ તમે હુસ્નો–જમાલમાં ખૂબ જ વધી ગયા છો, તો તેઓ કહેશે અને તમે પણ અલ્લાહની કસમ, અમારા પછી હુસ્નો–જમાલમાં વધી ગયાં છો.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૬૨)

## જન્નતી પોતાની શકલ બદલશે

હદીસ : હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં એક બજાર છે, જેમાં કોઈ ખરીદ-વેચાણ થશે નહિ, પરંતુ મરદો અને ઔરતોંની શકલો (ચેહરાઓ) હશે. જ્યારે કોઈ મરદ કોઈ ચેહરાને પસંદ કરશે તો તે એમાં દાખલ થઈ જશે (અને તે મરદની શકલ એવી જ થઈ જશે) અને ત્યાં જ હૂરે ઈનની

મેહફિલ જામશે, જેઓ એવી ઊંચી અને ખૂબસૂરત અવાજમાં એવાં ગીત ગાશે કે એવાં ગીત મખ્લૂકમાંથી કોઈએ પણ સાંભળ્યાં નહિ હોય, તેઓ કહેશે :

نحن الخالدات فلا نبيد • ونحن الناعمات فلا نباس
ونحن الراضيات فلا نسخط • وطوبى لمن كان لنا وكناله

અર્થ : અમે હંમેશા જીવીત રહીશું, ક્યારેય મરીશું નહિ. અમે હંમેશા નેઅ્મતોંમાં રહેનાર છીએ, ક્યારેય ખસ્તાહાલ થઈશું નહિ. અમે હંમેશા રાજી રહેનાર છીએ, (પોતાના ખાવિંદોથી) ક્યારેય નારાજ થઈશું નહિ. ખુશખબરી અને મુબારક થાય તેઓને, જે અમારા ખાવિંદ છે અને અમે તેઓની બીવીઓ છીએ.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૬૩)

## બજારથી આવ્યા પછી શૌહરો અને બીવીઓનાં શરીરની ખુશ્બૂમાં વધારો

હદીસ : હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, જન્નતી (આપસમાં) કહેશે કે ચાલો, જન્નત તરફ જઈએ. જ્યારે તેઓ ટેકરીઓ પર અથવા પહાડો પર પહોંચશે, પછી પોતાની બીવીઓ પાસે જ્યારે પાછા ફરશે તો (બીવીઓને) કહેશે કે અમે તમારાથી એવી ખુશ્બૂ મહસૂસ કરીએ છીએ જે પહેલાં આવતી ન હતી. જ્યારે અમે તમારી પાસેથી ગયા હતા, તો તેઓ કહેશે કે, તમે પણ એવીજ ખુશ્બૂ સાથે પાછા ફર્યા છો, જે આ પહેલાં આવતી ન હતી, જ્યારે તમે અમારી પાસેથી ગયા હતા.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૬૪)

# બજારની નેઅ્મતો

હદીસ : હઝરત સઈદ ઈબ્નુલ મુસય્યિબ રહમતુલ્લાહિ અલયહથી રિવાયત છે કે, એમની હઝરત અબૂ હુરય્રહ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી મુલાકાત થઈ, તો હઝરત અબૂ હુરય્રહ રદિયલ્લાહુ તઆલા અન્હૂએ ફરમાવ્યું :

અલ્લાહ તઆલા અમને અને તમને જન્નતના બજારમાં પરસ્પર મિલાવી દે, તો હઝરત સઈદ ઈબ્નુલ મુસય્યિબએ અરજ કરી : હે અબૂ હુરય્રહ ! શું જન્નતમાં બજાર પણ હશે ? આપે ફરમાવ્યું : હાં ! મને હુઝૂર રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બતાવ્યું છે કે, જન્નતમાં એક બજાર હશે, જેને ફરિશ્તાઓએ ઘેરી લીધું હશે. એમાં એવી એવી નેઅ્મતો હશે, જેને ન કોઈ આંખે કદી જોઈ હશે, અને ન કોઈ દિલમાં એનો વિચાર આવ્યો હશે, અને ન કોઈ કાને એનો ઉલ્લેખ સાંભળ્યો હશે, મતલબ કે તે જન્નતીનું દિલ એ બજારમાં જે વસ્તુ લેવા માટે ચાહશે તે લઈ લેશે. તે બજારમાં એક બીજા સાથે મુલાકાત કરશે, અહીં સુધી કે દરેક માણસ એવા માણસ સાથે પણ મુલાકાત કરશે કે જે એનાથી ઉપરના દરજ્જામાં હશે. જ્યારે તે એમનો પોશાક જોશે તો આશ્ચર્યના લઈ એને ગભરામણ થશે. એનું આશ્ચર્ય હજુ ખતમ ન થશે કે તે (અદના જન્નતી)ને પણ એવો જ પોશાક પહેરાવવામાં આવશે અથવા એથી પણ વધુ ખૂબસૂરત પોશાક પહેરાવવામાં આવશે, કેમ કે ત્યાં કોઈ માણસ માટે મુનાસિબ નથી કે તે જન્નતમાં ગમગીન થાય જેમ કે, અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો છે.

ફાયદો : અલ્લાહ તઆલા કુર્આને પાકમાં આ ઈરશાદ ફરમાવે છે કે :

وَقَالُوا الْحَمْدُ لِلّٰهِ الَّذِیْۤ اَذْهَبَ عَنَّا الْحَزَنَ ؕ اِنَّ رَبَّنَا لَغَفُوْرٌ شَكُوْرُ ۙ﴿۳۴﴾ الَّذِیْۤ اَحَلَّنَا دَارَ الْمُقَامَةِ مِنْ فَضْلِهٖ ۚ لَا یَمَسُّنَا فِیْهَا نَصَبٌ وَّ لَا یَمَسُّنَا فِیْهَا لُغُوْبٌ ﴿۳۵﴾

(فاطر ۳۵:۳۴-۳۵)

**અર્થ :** અને (ત્યાં જન્નતમાં દાખલ થઈ) કહેશે કે અલ્લાહનો લાખ લાખ શુક્ર છે, જેણે અમારાથી (હંમેશ માટે) રંજગમ દૂર કર્યા. બેશક, અમારો પરવરદિગાર સૌથી વધુ બખ્શનાર અને સૌથી વધુ કદર કરનાર છે, જેણે અમને હંમેશા રહેનાર એવા મકામ પર લાવી દીધા, જ્યાં અમને ન કોઈ તકલીફ પહોંચશે, ન કોઈ દિલી રંજ પહોંચશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૬૪/૫૬૫)

## દર વખતે નેઅ્મત અને શાનો-શૌકતમાં વધારો

**હદીસ :** હઝરત હસન રહમતુલ્લાહિ અલયહથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં એક બજાર છે, જેમાં કસ્તૂરીની ટેકરીઓ છે, જે બરફથી વધુ સફેદ છે. જ્યારે જન્નતીઓ ત્યાં દાખલ થશે તો અલ્લાહ તઆલા એમની ઉપર એક હવા ચલાવશે. એ હવાનું નામ "મયસરા" હશે. જે એમની ઉપર કસ્તૂરીની વર્ષા કરશે, પછી જ્યારે આ લોકો પોતાની બીવીઓ પાસે જશે અને એમની ઉપર પાકીઝા

ખુશ્બૂ અને ચમક-દમકવાળી રંગીનીઓ જોશે (તો તેઓ કહેશે કે) તમે તો આટલી ખૂબસૂરતી સાથે અમારી પાસેથી રવાના ન થયા હતા ? તો તેઓ કહેશે કે, અલ્લાહની કસમ ! તમે પણ અમારી સામે પાકીઝગી અને હુસ્નો—જમાલમાં વધી રહ્યાં છો, પછી અલ્લાહ જલ્લ શાનહૂ તરફથી એક ફરિશ્તો પુકારશે કે, તમે અલ્લાહના બંદા અને દોસ્ત છો, આ જ રીતે તમારા માટે દર વખતે નેઅ્મત અને શાન-શૌકતમાં વધારો થતો રહેશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૬૫/૫૬૬)

## ખાવિંદ—બીવીની પસંદિત શકલો

હદીસ : હઝરત ઉબૈદ બિન ઉમૈર રહમતુલ્લાહિ અલયહથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં એક બજાર છે, જેમાં જન્નતીઓ માટે ખૂબસૂરત શકલોની મિસાલો બનાવવામાં આવી છે. જન્નતીઓમાંથી જ્યારે કોઈ કોઈક ચેહરાને પસંદ કરશે તો તે એ જ શકલમાં આવી જશે, પછી તે પોતાની બીવી પાસે પાછો ફરશે, જ્યારે તે એને જોશે તો કહેશે : હે અલ્લાહના વલી ! મેં આપને આટલાં વધુ ખૂબસૂરત આજથી પહેલાં કદી નથી જોયા, આપ ક્યાં ગયા હતા? તો એ કહેશે: હું અલ્લાહના વલીઓ સાથે જન્નતના બજારમાં હતો. અલ્લાહ તઆલાએ અમારા માટે તે બજારમાં હસીન સૂરતો જમા કરી હતી. અમારામાંથી જે માણસે જે શકલ પસંદ કરી તે (માણસ) એ શકલમાં પરિવર્તિત થઈ ગયો છે—બદલાઈ ગયો છે. મેં પણ એક શકલ પસંદ કરી. જેમાં અત્યારે હું નજરે પડું છું. હે અલ્લાહની વલી! હું કેવો લાગું છું ? તો તે કહેશે : હે અલ્લાહના વલી ! મેં આજે આપથી વધુ હસીન કોઈ વસ્તુ નથી જોઈ, તો તે કહેશે : ખુદાની

કસમ, હે અલ્લાહની વલી ! મેં પણ તારાથી વધુ ખૂબસૂરત કોઈ જોઈ નથી, તો તે કહેશે કે આપના જવા પછી જન્નતના વસ્ત્રોમાંથી કેટલાંક વસ્ત્રો અલ્લાહ તઆલાએ અમારા માટે મોકલ્યાં હતાં અને મને આ સૂરત અતા ફરમાવી, હે અલ્લાહના વલી ! હવે આપને હું કેવી લાગું છું ? તો તે કહેશે : તારાથી વધુ ખૂબસૂરત કોઈ જોઈ નથી.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૬૬/૫૬૭)

## બજારનો સામાન

હદીસ : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્દુલ હકમ રહમતુલ્લાહિ અલયહ બયાન કરે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતમાં એક બજાર છે, જેમાં કોઈ ખરીદ–વેચાણ થશે નહિ. તેમાં વસ્ત્રો હશે, જાડું જાડું રેશમ હશે, બારીક રેશમ હશે, સાદું રેશમ હશે, પાથરણાં હશે, સારામાં સારા ફર્શ હશે, જવેરાત હશે, યાકૂત હશે, લટકતા તાજ હશે, જન્નતી એમાંથી જે દિલ ચાહશે લઈ લેશે, તે છતાં એ બજારમાં કોઈ કમી થશે નહિ, એ બજારમાં સૂરતો હશે જેમકે મરદોની ખૂબસૂરત સૂરતો હોઈ શકે છે, એમાંથી દરેક સૂરતની છાતી પર લખ્યું હશે : "જે માણસની એ ચાહત હોય કે એનું હુસ્ન મારી સૂરત જેવું હોય તો અલ્લાહ તઆલા એની સૂરત મારા હુસ્ન પ્રમાણે બનાવી આપશે" મતલબ કે, જે માણસ એ તમન્ના કરશે કે એના ચેહરાનું હુસ્ન તે સૂરત પ્રમાણે થઈ જાય તો અલ્લાહ તઆલા એને તે સૂરત પ્રમાણે બનાવી દેશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૬૭/૫૬૮)

## બજારનો વેપાર

હદીસ : હઝરત ઈબ્ને ઉમર રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જો અલ્લાહ તઆલા જન્નતીઓને તિજારત (વેપાર) કરવાની ઈજાઝત આપે, તો તેઓ રેશમ અને અત્તરની તિજારત (વેપાર) કરશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૬૯)

## અલ્લાહનો દીદાર જન્નતની બધી જ નેઅ્મતોથી વધારે પસંદિત અને પ્રિય હશે

હદીસ : હઝરત સુહેબ રૂમી રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જ્યારે જન્નતીઓ જન્નતમાં દાખલ થઈ જશે, તો અલ્લાહ તઆલા તેમને ઈરશાદ ફરમાવશે : જો તમે કોઈ બીજી નેઅ્મત ચાહતા હો તો અર્પણ કરું ? તો તેઓ અરજ કરશે : શું તમે અમારા ચેહરા બા-રૌનક બનાવ્યા નથી ? શું તમે અમને જન્નતમાં દાખલ કર્યા નથી ? અને શું તમે અમને દોઝખથી નજાત બખ્શી નથી ? હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે : પછી અલ્લાહ તઆલા પરદો હટાવશે, તો જન્નતીઓને કોઈ એવી નેઅ્મત ન મળી હશે, જે અલ્લાહ તઆલાના દીદારથી વધુ પસંદિત અને પ્રિય હોય, પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ આયત તિલાવત ફરમાવી :

لِلَّذِيْنَ اَحْسَنُوا الْحُسْنٰى وَزِيَادَةٌ ؕ (يونس ١٠: ٢٦)

**અર્થ :** તેઓ જેમણે નેક કામ કર્યાં, એમના માટે જન્નત છે, અને એથી વધુ (અલ્લાહ તઆલાની ઝિયારત) છે.

**ફાયદો :** અલ્લામા કુર્તુબી (રહ.) ફરમાવે છે કે, મજકૂર હદીસમાં પરદો હટાવવાનો અર્થ એ છે કે, એમની આંખો સામે તે પરદા દૂર કરવામાં આવશે, જે અલ્લાહ તઆલાની ઝિયારત કરવામાં આડરૂપ બની રહ્યા હશે, અહીં સુધી કે તે (જન્નતીઓ) અલ્લાહ તઆલા શાનુહૂને તેના નૂર, અઝમત અને જલાલ સાથે જોઈ શકશે. એ પરદા મખ્લૂકના પોતાના હશે, અલ્લાહ તઆલાની સામે કોઈ પરદા હશે નહિ.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૭૦)

## ઝિયારતે ખુદાવંદી મૃત્યુ પછી જ થશે

**હદીસ :** હઝરત ઉબાદહ બિન સામિત રદિયલ્લાહુ તઆલા અન્હૂ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ ફરમાવે છે કે, આપ સલ્લલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ દજ્જાલનો ઉલ્લેખ ફરમાવ્યો, પછી ફરમાવ્યું :

તમે જાણી લો, તમે ત્યાં સુધી પોતાના પરવરદિગારની ઝિયારત કરી શકશો નહિ, જ્યાં સુધી કે તમે વફાત ન પામી લો.

## નજીકથી ઝિયારત કરનાર કોણ ?

**હદીસ :** હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતીઓ કપૂરની ટેકરીઓ પર બેસી (પ્રત્યેક જુમ્અહના રોજ) પોતાના રબની ઝિયારત કરશે. તેઓમાં સૌથી વધુ નજીકથી ઝિયારત (કરવા)વાળો તે માણસ હશે, જે જુમ્આના દિવસે (જુમ્આની નમાઝમાં) જલદી જતો હશે અને સવારે જલદી ઊઠતો હશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૭૫/૫૭૬)

## ઊંચા દરજ્જાનો જન્નતી અલ્લાહ તઆલાની સવાર—સાંજ ઝિયારત કરશે

હદીસ : હઝરત ઈબ્ને ઉમર રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

સૌથી નાના દરજ્જાનો જન્નતી તે હશે, જે પોતાની જન્નતો, બીવીઓ, નેઅ્મતો, ખિદમતગારો અને સિંહાસનોને એક હજાર વર્ષની દૂરી સુધી જોતો હશે અને તેઓમાંથી અલ્લાહ તઆલાના નજીક મોટા મરતબાવાળો માણસ તે હશે, જે અલ્લાહ તઆલાના પવિત્ર ચેહરાની સવાર—સાંજ ઝિયારત કરશે.

પછી હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ આયત તિલાવત ફરમાવી :

وُجُوْهٌ يَّوْمَئِذٍ نَّاضِرَةٌ ﴿٢٢﴾ اِلٰى رَبِّهَا نَاظِرَةٌ ﴿٢٣﴾

(القيامة ٧٥:٢٢-٢٣)

અર્થ : તે (દિવસે) કિયામતમાં અને જન્નતમાં ઘણાં ચેહરા તરોતાજા અને ખુશખુશાલ હશે અને પોતાના પરવરદિગારની તરફ જોતા હશે.

(જન્નતકે હસીન મનાઝિર : ૫૭૬)

# જન્નતીઓની ભાષા

## જન્નતીઓની ભાષા અરબી હશે

**હદીસ :** હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે કે જનાબ સય્યિદે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

જન્નતી હઝરાત જન્નતમાં હઝરત આદમ (અલૈ.)ના લાંબા કદ બરાબર અલ્લાહ જલ્લ શાનુહૂના હાથના હિસાબથી ૬૦ હાથના હશે અને એ હઝરત યૂસુફ (અલૈ.) જેવા સુંદર હશે અને હઝરત ઈસા (અલૈ.)ની જેમ ૩૩ વરસના હશે અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ભાષા અરબી પર હશે. તેમના શરીર પર ન વાળ હશે ન દાઢી. તેમની આંખોમાં સુરમો અંજાએલો હશે.

**નોટ :** અલ્લાહ તઆલા તેમની શાન પ્રમાણે તેને કોઈ મહેસૂસ હાથની ઉપમા આપી શકાય નહી. જો હાથથી અલ્લાહ તઆલાની કુદરતની મુરાદ લેવામાં આવે તો કંઈ વાંધો નથી. જેવું કે ઈબ્ને ફોરક (રહ.)એ "યદ" કુદરતનો અર્થ તારવ્યો છે. (તો પછી અર્થ એ થશે કે અલ્લાહ તઆલા પોતાની કુદરતથી અલ્લાહ તઆલાથી જેટલું તેમનું કદ યોગ્ય સમજશે તેમને અતા ફરમાવશે).

ઈમામ ઝોહરી (રહ.) ફરમાવે છે કે જન્નતવાસીઓની ભાષા અરબી હશે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પણ આ પ્રમાણે જ ઉલ્લેખનીય છે.

**હદીસ :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

અરબવાસીઓથી ત્રણ કારણોસર મુહબ્બત રાખો, કેમ કે હું પણ અરબી છું. કુર્આન પણ અરબી ભાષામાં છે અને જન્નતીઓ પણ પરસ્પર અરબી ભાષામાં વાતચીત કરશે.

**ફાયદો :** અલ્લામા કુર્તબી ફરમાવે છે કે જન્નતીઓ જ્યારે કબરોમાંથી ઉઠશે ત્યારે તેમની ભાષા સિરયાની હશે અને હઝરત સુફયાન બિન ઉયયૂના (રહ.) ફરમાવે છે : અમને એમ જાણવા મળ્યું છે કે લોકો કયામતના દિવસે જન્નતમાં દાખલ થતાં પહેલાં સિરયાની ભાષામાં બોલશે અને જ્યારે જન્નતમાં દાખલ થઈ જશે તો અરબી ભાષામાં વાતચીત કરશે.

આ સિરયાની અને અરબી ભાષા શીખ્યા વિના જ ખૂદ બ ખૂદ આવડી જશે.

## મુઅ્મિનની ઔલાદ પોતાના મા-બાપ સાથે હશે

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે અલ્લાહ તઆલા મુસલમાન આદમીની ઔલાદનો દરજ્જો બુલંદ કરીને (તેમને ઉચ્ચ દરજ્જાના જન્નતી આદમીના દરજ્જા સુધી) પહોંચાડી દેશે. જો કે અમલમાં તે જન્નતીથી કમ હશે, જેથી તેમની આંખોને ઠંડક પહોંચી શકે. પછી ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આયત તિલાવત ફરમાવી :

وَالَّذِيْنَ اٰمَنُوْا وَاتَّبَعَتْهُمْ ذُرِّيَّتُهُمْ بِاِيْمَانٍ اَلْحَقْنَا بِهِمْ ذُرِّيَّتَهُمْ (الطّور۵۲:۲۱)

**તરજુમો :** જે લોકો ઈમાન લાવ્યા અને તેમની ઔલાદે પણ ઈમાનમાં તેમનો સાથ આપ્યો (આ આબા મુઅમિનના ઈકરામ

અને તેમને ખુશ કરવા માટે) તેમની ઔલાદને પણ (દરજ્જામાં) તેમની સાથે સામિલ કરી દેશે. (અને આ સામિલ કરવા માટે) અમે તેમને એ (અહલે જન્નત મતબૂઈન)ના અમલમાંથી કોઇ ચીજ ઓછી નહીં કરીએ.

## અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક સુન્નતો (સ્વાભાવિક કાર્યો)

(૧) સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઘણા મોટા સખી હતા. કોઈ માગનારને કયારેય ના નથી પાડી. એ પોતાની પાસે હોય તો તુરત જ આપી દેતા હતા. નહીંતર નમ્રતાપૂર્વક સમજાવી દેતા હતા કે બીજી વાર આવો ત્યારે લઈ જશો. (ઈબ્ને સઅદ)

(૨) આપને જયારે રાતના સમયે બહાર જવાનું થતુ ત્યારે ધીમેથી ઉઠતા. ધીરે રહીને પગરખાં પહેરતા. ધીમેથી બારણું ખોલીને ધીમેથી બહાર ચાલ્યા જતા. એ જ પ્રમાણે ઘરમાં તશરીફ લાવતા ત્યારે ધીમેથી જ આવતા અને ધીમેથી સલામ કરતા કે જેથી સૂતેલાઓને તકલીફ ન થાય અને કોઈની ઊંઘ ખરાબ ન થાય. (ઝાદુલ મઆદ)

(૩) જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે કોઈ આવતુ અને આપ તેને ખુશ અને આનંદિત જોતા ત્યારે તેનો હાથ પોતાના હાથમાં લઈ લેતા કે જેથી મુહબ્બત થઈ જાય. (ઝાદુલ મઆદ)

(૪) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જયારે કોઈના ઘરે તશરીફ લઈ જતા ત્યારે એટલા ધીમા અવાજથી સલામ કરતા કે જાગતો હોય તો સાંભળી લે અને ઊંઘતો

હોય તો જાગે નહીં. (ઝાદુલ મઆદ)

(૫) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જ્યારે કોઈના નામની જાણ નહોતી અને તેને બોલાવવો હોય તો યા અબ્દુલ્લાહ ! ! અર્થાત (હે અલ્લાહના બંદા !) કહીને સંબોધન કરતા. (ઈબ્નુસ્સુન્ની)

(૬) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે ચાલતા ત્યારે જમણી–ડાબી બાજુ દિશામાં જોતા નહોતા. (હાકિમ ઈબ્ને સઅદ)

(૭) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ત્રણ દિવસ પહેલાં કુર્આન શરીફ પૂરું (ખતમ) કરતા નહોતા. (ઈબ્ને સઅદ)

(૮) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે કોઈ નેક કામ શરૂ કરતા તો પછી તેને હંમેશા કરતા રહેતા હતા. (અબૂ દાવૂદ)

(૯) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે ઊભા હોય અને ગુસ્સો આવી જતો તો બેસી જતા હતા અને જ્યારે બેઠેલી હાલતમાં ગુસ્સો આવી જતો ત્યારે સૂઈ જતા હતા (કે જેથી ગુસ્સો ઉતરી જાય). (ઝાદુલ મઆદ, ઈબ્ને અબી દુન્યા)

(૧૦) એક રિવાયતમાં છે કે : ગમ–ચિંતાના સમયે ઘણી વાર આપ દાઢી મુબારક ઉપર હાથ લઈ જતા હતા. કયારેક આંગળીઓ વડે દાઢીમાં ખિલાલ ફરમાવતા હતા અને ઝુબાનથી ફરમાવતા હતા : "હસ્બીયલ્લાહુ વ નેઅ્મલ વકીલ" અર્થાત મારા માટે રબ્બુલ ઈઝ્ઝત કાફી છે અને એ જ કારસાઝ છે (કાર્યને પાર પાડનાર છે). (ઝાદુલ મઆદ)

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا
صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ
حَمِيْدٌ مَّجِيْدٌ ؕ اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ؕ

سُبْحٰنَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ ﴿١٨٠﴾ ج
وَسَلٰمٌ عَلَى الْمُرْسَلِيْنَ ﴿١٨١﴾ ج وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ
الْعٰلَمِيْنَ ﴿١٨٢﴾ ع (الصّٰفّٰت ٣٧: ١٨٠-١٨٢)

**તરજુમો :** આપનો પરવરદિગાર જ મહાન ઇજ્જતવાળાં છે તે એવી વાતોથી પવિત્ર (પાક) છે, જેને તેઓ (કાફિરો) બયાન કરે છે અને સર્વે (બધા જ) રસૂલો ઉપર સલામ છે અને સઘળા (બધા જ) વખાણ અલ્લાહ તઆલા માટે જ છે, જે તમામ જગતોનો પાલનહાર છે. (સૂરએ સાફ્ફાત : ૧૮૦ થી ૧૮૨)

●●●

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ؕ



ایاتها ۷ | ۱ سُورَةُ الْفَاتِحَةِ مَكِّيَّةٌ ۵ | رکوعها ۱

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ○

اَلۡحَمۡدُ لِلّٰهِ رَبِّ الۡعٰلَمِیۡنَ ۙ﴿۱﴾ الرَّحۡمٰنِ
الرَّحِیۡمِ ۙ﴿۲﴾ مٰلِكِ یَوۡمِ الدِّیۡنِ ؕ﴿۳﴾
اِیَّاكَ نَعۡبُدُ وَ اِیَّاكَ نَسۡتَعِیۡنُ ؕ﴿۴﴾
اِهۡدِنَا الصِّرَاطَ الۡمُسۡتَقِیۡمَ ۙ﴿۵﴾ صِرَاطَ
الَّذِیۡنَ اَنۡعَمۡتَ عَلَیۡهِمۡ ۬ۙ غَیۡرِ
الۡمَغۡضُوۡبِ عَلَیۡهِمۡ وَ لَا الضَّآلِّیۡنَ ﴿۷﴾ ع

# آیت الکرسی

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْحَيُّ الْقَيُّوْمُ ۚ لَا تَاْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ ۭ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۭ مَنْ ذَا الَّذِيْ يَشْفَعُ عِنْدَهٗٓ اِلَّا بِاِذْنِهٖ ۭ يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ ۚ وَلَا يُحِيْطُوْنَ بِشَيْءٍ مِّنْ عِلْمِهٖٓ اِلَّا بِمَا شَاۗءَ ۚ وَسِعَ كُرْسِيُّهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ ۚ وَلَا يَـــُٔـــوْدُهٗ حِفْظُهُمَا ۚ وَهُوَ الْعَلِيُّ الْعَظِيْمُ ﴿٢٥٥﴾ (البقرة ۲:۲۵۵)

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط

شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۙ وَالۡمَلٰٓـئِکَةُ وَاُولُوا الۡعِلۡمِ قَآئِمًا ۢ بِالۡقِسۡطِ ؕ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ الۡعَزِيۡزُ الۡحَکِيۡمُ ﴿۱۸﴾

(آل عمران ۳:۱۸)



بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط

اَلۡحَمۡدُ لِلّٰهِ الَّذِىۡ خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ وَجَعَلَ الظُّلُمٰتِ وَالنُّوۡرَ ۙ ثُمَّ الَّذِيۡنَ كَفَرُوۡا بِرَبِّهِمۡ يَعۡدِلُوۡنَ ﴿۱﴾ هُوَ الَّذِىۡ خَلَقَكُمۡ مِّنۡ طِيۡنٍ ثُمَّ قَضٰٓى اَجَلًا ؕ وَاَجَلٌ مُّسَمًّى عِنۡدَهٗ ثُمَّ اَنۡتُمۡ تَمۡتَرُوۡنَ ﴿۲﴾ وَهُوَ اللّٰهُ فِى السَّمٰوٰتِ وَفِى الۡاَرۡضِ ؕ يَعۡلَمُ سِرَّكُمۡ وَجَهۡرَكُمۡ وَيَعۡلَمُ مَا تَكۡسِبُوۡنَ ﴿۳﴾

(الانعام ٦:۳، پاره ۷)

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ

سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

# તોહફએ દુન્યા વ આખિરત વિશે

## ઉલમાએ કિરામના અભિપ્રાયો

### તકરીઝ

અઝ : મવલાના ઝુલફિકાર અહમદ સા. (દા. બ.)
*શયખુલ હદીસ : દારુલ ઉલૂમ ફલાહે દારૈન–તડકેશ્વર*

ઈન્સાનકી પેદાઈશકા મકસદ કુર્આને પાકમેં ઈબાદતકો કરાર દિયા હૈ ઔર ઈબાદતમેં આ'લા ઈબાદત દુઆ હૈ. મા'લૂમ હૂઆ કે, બંદાકી બંદગી ઔર ઈબાદતકા ઈઝહાર સબસે ઝયાદહ દુઆકે ઝરીયા હોતા હૈ. ચુનાન્ચે બંદા જબ અપને અલ્લાહસે માંગતા હૈ, દુઆ કરતા હૈ ઈસ વકત વહ સરાપા નયાઝ, સરાપા મોહતાજ, સરાપા મિસ્કીન બન કર ગોયા વહ અપને દિલ ઔર આંખકો અલ્લાહકે હુઝૂર નિચોળ કર ખાલી કર દેતે હૈં ઔર અપનેકો ખાલી બતલા કર અલ્લાહકે ફઝલો–કરમકી દુહાઈ દે કર હાજત રવાઈકે લિએ અપને પ્યારે અલ્લાહકો અપની તરફ મુતવજજહ હોને, હાજતરવાઈ કરને ઔર તમામ મસાઈબ વ મુશ્કિલાત, શયતાની ખતરાત ઔર નફસકે મકાઈદસે મહફૂઝ રખનેકી

ભીક માંગતા હે ઔર સિર્ફ અલ્લાહકી ઝાત હી કો મોહતાજ–એલિયા ઔર સર ચશ્મએ ખૈર હે. અલ્લાહકો અપને બંદેકી યહ અદા ઈતની પ્યારી લગતી હે ઔર ભા જાતી હૈ કે ઉસકી માંગી હૂઈ મુરાદ યા ઉસકા અચ્છા બદલ દુન્યામેં યા ફિર આખિરતમેં દેનેકા ફેસલા ફરમા દેતા હે.

દુઆ જબ ઈબાદત હે તો ફિર ઓર ઈબાદતકી તરહ દુઆકે ભી આદાબ, અલ્ફાઝ ઔર તરીકે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)સે હી સીખના પડેંગે.

ચુનાન્ચે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કી દુઆએં હમારે લિએ એક ઐસા નમૂના હે કે ઈનસે અચ્છી દુઆએં ઝિંદગીકે હર મોડ ઔર હર ઝરૂરતકે મોકા'કે લિએ હો હી નહી સકતી. નીઝ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કી ઈન દુઆઓંકી યહ ખુસૂસિય્યત ભી હૈ કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કે ફરમુદાત ઔર હિદાયાતકા બહુત બડા ઝખીરહ રિવાયત બિલ મુઅ્નીકે તૌર પર રિવાયત હૂવા હે, મગર આપકી દુઆઓંકા પૂરા ઝખીરહ (રિવાયત બિલ લફ્ઝ)કે તૌર પર મહફૂઝ હે ઔર ઝાહિર હે કે રિવાયત બિલ મુઅ્નીકે મુકાબલેમેં રિવાયત બિલ લફ્ઝકા દરજા બળ્હા હૂઆ હે તો યહ મસ્નૂન દુઆએં દુઆઓંકે વહ અલ્ફાઝ હૈં જો બિઅયનિહી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કી ઝબાને ઈઝહારસે નીકલે હૂએ હૈં. ઈનમેં રાવીકે અપને અલ્ફાઝકા કોઈ દખલ નહીં હે, તો આપકી ઝબાને મુકદસસે નીકલે હૂએ કલિમાત કિતને પાકીઝહ હોંગે, વહ આપ ખુદ અંદાઝા લગા સકતે હૈં.

ઉમ્મતકે બળે મુહસિન હૈં વહ હઝરાત જિન્હોંને લાખોં અહાદીસે તય્યિબહકે ઝખીરહમેંસે હર મૌકાકે લિએ આપ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કી દુઆએં જમા' ફરમા કર ઉમ્મત તક પહુંચા દી હૈ.

નીઝ કુર્આને પાકકી સૂરતોં ઔર આયાતકે ફઝાઈલ, અહાદીસકે ફઝાઈલે આ'માલસે મુતઅલ્લિક–એ ઝખીરહ ઈસ્મે આ'ઝમ ઔર ઉસકી ફઝીલત, દુરૂદે પાકકે ફઝાઈલ ઔર મુતઅદ્દદ દુરૂદ શરીફકે કલિમાત મુખ્તલિફ મવાકિઅકે લિએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કી સુન્નતેં, બેશુમાર સવાબવાલે કલિમાત, આયાત, અહાદીસ, સુન્નતેં ઔર દુઆએં ઔર દુરૂદ શરીફ પર મુસ્તમિલ એક અઝીમુશ્શાન ઝખીરહ યકઝા તૌર પર "તોહફ–એ દુન્યા વ આખિરત" નામકી કિતાબમેં જમા' કિયા ગયા હૈ. યહ કિતાબ દારુલ ઉલૂમ કંથારીઆકે શો'બ–એ નશ્રો–ઈશાઅતસે શાઈઅ કી ગઈ હૈ.

વહ હઝરાત જો અલ્લાહકે ફઝલસે ખુશ અવકાત ઔર મા'લૂમાતકે પાબંદ ઔર ફઝાઈલે આ'માલકે મુશ્તાક હૈં ઉનકે લિએ યહ કિતાબ એક બેસ કિમત ઝખીરહ હૈ. ઈસસે ભરપૂર ફાઈદા ઉઠા સકતે હૈં, ઈસ્તિફાદહ કરનેવાલે હઝરાતસે મુરત્તિબીન કિતાબ ઔર શાઈઅ કરનેવાલે હઝરાતકે લિએ દુઆકી દરખ્વાસ્ત હૈ. ઉમ્મીદ હૈ કે ફરામોશ ન ફરમાએંગે.

**(મવલાના) ઝુલફિકાર અહમદ સા. (દા. બ.)**

*શયખુલ હદીસ : દારુલ ઉલૂમ ફલાહે દારૈન–તડકેશ્વર*



**(મવ.) મુહમ્મદ રફીક પઠાણ સા. (દા. બ.)**
**શયખુલ હદીસ : દારુલ ઉલૂમ બરોડા, તાંદલજા**

તા. ૧૬–૦૨–૨૦૧૦

બિસ્મિહી તઆલા

અલ્લાહપાકનો એહસાન છે કે, આ ફિત્નાના જમાનામાં એવા આલિમો અને ઈદારા કાયમ થયા કે ઈસ્લામી વાતો અને ઈમાનની વાતો તકરીરથી અથવા તહરીરથી દુનિયામાં રહેલા લોકો સુધી પહોંચાડે છે અને આ ખિદમત આપી અલ્લાહના પ્યારા રસૂલ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દુઆ લઈ રહયા છે.

અરબીનું ભાષાંતર :

“અલ્લાહ પાક મારા ઉમ્મતીને તરોતાઝહ રાખે, જેણે મારી એક વાત સાંભળીને યાદ રાખી અને બીજા લોકો સુધી પહોંચાડી જેવી રીતે સાંભળી હશે.”

મને ખુશી છે કે, અમારો પ્યારો ઈદારો દારુલ ઉલૂમ કંથારીઆ, તા. જિ. ભરૂચના મા–તહત “તોહફ–એ દુન્યા વ આખિરત” કિતાબને શાઈઅ–પ્રકાશિત કરી. એ કિતાબમાં દીનની જરૂરી વાતો જેણે વાંચીને મારું દિલ ખુશ થઈ ગયું. ખરેખર, ઘણી કિમતી વાતો છે. અલ્લાહ પાક આ ખિદમતને કબૂલ ફરમાવે અને બન્નેવ જહાંનમાં જઝાએ ખૈર અતા ફરમાવે, આમીન.

**લિ. (મવ.) મુહમ્મદ રફીક પઠાણ સા. (દા. બ.)**
*ઉસ્તાદે હદીસ શરીફ, દારુલ ઉલૂમ બરોડા, તાંદલજા*

**(મવ.) મુહમ્મદ બોઢાણીયા સા. (દા. બ.)**
**ઈમામ : મસ્જિદ દારુસ્સલામ, ટોરન્ટો-કેનેડા**

તા. ૧૬-૦૨-૨૦૧૦

હમ્દો સલામ,

પછી દારુલ ઉલૂમ કંથારીઆ (ભરૂચ) જેનાથી હજારોએ ફાયદો ઉઠાવ્યો, ઘણા આલિમો, હાફિઝો, કારીઓ અને મુફતીઓ પેદા કર્યા, જેમનાથી મખ્લૂકને ઘણો ફૈઝ પહોંચી રહયો છે. અલ્લાહ તઆલા હજુ વધુ લોકોને ફૈઝ પહોંચાડે અને દારુલ ઉલૂમને દીન દુગ્ની રાત ચુગ્ની તરક્કી આપે. મોહતમિમ કાર્યકતાઓ તેમજ હમદર્દોને જઝાએ ખૈર આપે. આમીન.

દારુલ ઉલૂમ કંથારીઆમાં અનેક તબ્લીગી કિતાબો પ્રગટ થાય છે, જેનાથી પણ ઘણાને ફૈઝ પહોંચે છે. દીની પ્રકાશન તરફથી પ્રગટ થયેલી કિતાબ "તોહફ-એ દુન્યા વ આખિરત" ખરેખર લાજવાબ છે, જેમાં ઘણી મુફીદ દુઆઓ, વઝીફાઓ તેમજ દુરૂદ શરીફો છે જેના પર અમલ કરવાથી દીન-આખિરત સુધરી શકે છે. ઘણી લાભદાયક કિતાબ છે. અલ્લાહ પાક ખિદમતને કબૂલ કરે. આમીન.

લિ. **(મવ.) મુહમ્મદ બોઢાણીયા સા. (દા. બ.)**

*ઈમામ : મસ્જિદ દારુસ્સલામ*
*ટોરન્ટો-કેનેડા*

## (મવ.) મુહમ્મદ ફૈયાઝુદ્દીન હાજી (લાતૂરી) સા.

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

અલ્હમ્દુ લિલ્લાહી અલા નુઅમાઈહી વશ્શુક્રુ અલા ઈહ્‌સાનિહી.

**''તોહફ-એ દુન્યા વ આખિરત''** જો દારુલ ઉલૂમ કંથારીઆસે શાઈઅ હૂઈ હૈ, બડી અજીબો-ગરીબ કિતાબ હૈ. હર પળ્હનેવાલા આદમી યહ મહસૂસ કરતા હૈ કે મુઝે જિસ ચીઝકી જરૂરત થી, આજ ઈસ કિતાબમેં મિલ ગઈ.

ઈસ કિતાબસે અવામ વ ખવાસ દોનોં બેનિયાઝ નહી હો સકતે, જિસમેં રોઝમર્રહકી જરૂરિયાત ઔર આખિરતકી તય્યારીકે દિલચસ્પ વાકિઆત ઔર હમારે અકાબિરીનકે તજરબાત ઔર ફવાઈદે અસ્માએ ઈલાહી વ ફવાઈદે દુરૂદ શરીફ ઔર હર કિમતી તોહફા ઈસ નુસ્ખોંમેં મવજૂદ હૈ. ઈસ નુસ્ખેમેં એક કશિશ હૈ, જો હર પળ્હનેવાલેકો અપની તરફ પૂરે તૌર પર માઈલ કરતી હૈ ઔર અમલ કરને પર મજબૂર કરતી હૈ. દારુલ ઉલૂમ કંથારીઆકે ભી તહે દિલસે મશકૂર હૈં કે હર વકત ઉમ્મતે મુસ્લિમહકે અહમ તકાઝાકો પૂરા કરનેકી ઈદારેકી જાનિબસે પૂરી પૂરી સઈ કી જાતી હૈ.

અલ્લાહ તબારક વ તઆલાસે દુઆગો હૂં કે શર્ફે કબૂલિય્યતસે નવાઝે ઔર હર તરહકી તરક્કીયાતસે માલામાલ ફરમાએ, આમીન.

**અહકર : (મવલાના) મુહમ્મદ ફૈયાઝુદ્દીન હાજી (લાતૂરી) સા. (દા. બ.)**

પ્રમુખ : જમીઅતે ઉલમાએ હિન્દ, સુરત શહેર

## (મવ.) ગુલામં રસુલ ગોધરવી સા. (દા. બ.)

### શયખુલ હદીસ : જામિઅહ ઈસ્લામિય્યહ-આણંદ

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**નહમદુહુ વ નુસલ્લી અલા રસૂલિહીલ કરીમ....**

**''તોહફ-એ દુન્યા વ આખિરત''** એઅતિકાદના સંપૂર્ણ મસાઈલના નવા સુધારા સહિત, નામની દળદાર કિતાબ અમારા એક પ્રમાણિક મિત્ર મૌલાના સઈદ નુરગત સાહબ (ઝી. મ.)ના દ્વારા નાચીઝના હાથમાં આવી. તા'લીમી કિતાબોને પૂર્ણ કરવામાં વ્યસ્ત હોવાને કારણે સંપૂર્ણ કિતાબનું વાંચન ન કરી શકવા બદલ દિલગીર છું, પરંતુ વિવિધ પૃષ્ઠોનું ધ્યાનપૂર્વક પઠન કર્યું. ખરેખર, વિવિધ વિષયોને જોડતી **''તોહફ-એ દુન્યા વ આખિરત''** નામી કિતાબ આખિરતની તૈયારી કરવા માટે કિમતી ખજાનો ધરાવે છે અને નામ તેવા જ ગુણ તેમાં સમાયેલા છે.

લેખક સાહેબે ઘણા કષ્ટો વેઠીને, વિઘ્નો ઓળંગીને પોતાનું નામ જાહેર કર્યા વગર "આખિરતની તૈયારી" કરવા માટે ઉમ્મતના હાથમાં આ કિતાબ અર્પણ કરેલી છે—સંપાદિત કરી છે. અલ્લાહ તઆલાથી દુઆ છે કે, આમ અને ખાસ તમામ લોકો માટે ફાયદાકારક બનાવે અને હઝરત લેખક (દા. બ.)ને

ખાસ કરીને આ કિતાબને છપાવવા પાછળ સંકળાયેલા તમામ નેક બંદાને પોતાની શાયાને શાન દુનિયા અને આખિરતમાં બદલો અર્પણ કરે તથા દરેકને આ કિતાબથી ફાયદો ઉઠાવીને આખિરતની તૈયારી કરવાની હિદાયત આપે. આમીન, યા રબ્બલ આલમીન !

*વમા તવફીકી ઈલ્લા બિલ્લાહ.*

ફકત વસ્સલામ,

(મવ.) ગુલામ રસુલ ગોધરવી સા. (દા. બ.)

*શયખુલ હદીસ : જામિઅહ ઈસ્લામિય્યહ—આણંદ*

*૧૬ જમાદિઉસ્સાની ૧૪૩૦ મુતાબિક*

*૧૦—૦૬—૨૦૦૯*



**(મુફતી) મુ. ફારૂક બરોડવી સા. (દા. બ.)**

**ઉસ્તાદે હદીસ : જામિઅહ અક્કલકુવા**

નહમદુહુ વ નુસલ્લી અલા રસૂલિહીલ કરીમ....

અમ્મા બા'દ !

અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "અય ઈમાનવાળાઓ ! અલ્લાહનો ખૌફ પેદા કરો અને દરેક માણસે વિચારવું જોઈએ કે, તેણે આવતી કાલ એટલે કે આખિરત માટે શું ભાથું તૈયાર કરેલ છે." *(સૂરએ હશ્ર, પારહ : ૨૮)*

**"તોહફ–એ દુન્યા વ આખિરત"** કિતાબ નિઃશંકપણે મુસ્લિમ કૌમ માટે મહામૂલી ભેટ છે અને સૌથી મોટો તોહફો જ એ હોય કે જે આખિરતમાં કામ આવે. આ કિતાબમાં આપણા પૂર્વજ મુહદ્દિસીનની ઢબે દીન–દુનિયાના બધા જ જરૂરી વિષયો આવરી લેવામાં આવ્યા છે. એમાં જ્યાં અકાઈદની પુખ્તગીની સચોટ ચોખવટ છે ત્યાં જ આ'માલ, ફઝાઈલ અને અવરાદ, વઝાઈફનું પણ સવિસ્તાર વર્ણન છે, જેથી વિના સંકોચ કહી શકાય કે, ગુજરાતી ભાષામાં આ પહેલો મહા સંગ્રહ છે. એની મકબૂલિય્યત એ છે કે, દરેક મુસ્લિમે આ કિતાબ પોતાના જીવનમાં વસાવવા લાયક છે.

અલ્લાહ તઆલા છાપનાર–છપાવનાર દરેકને દુનિયા–આખિરતના અઝીમ તોહફાઓથી નવાઝી કબૂલ ફરમાવે, આમીન.

**(મુફતી) મુ. ફારૂક બરોડવી "ફલાહી" સા. (દા. બ.)**

*ઉસ્તાદે હદીસ : જામિઅહ અક્કલકુવા*

*૨૭ જમા. આખર ૧૪૩૦ હિજરી*

(મવ.) સઈદ કારી નુરગત "ફલાહી"
ખાદિમ : જામિઅહ અરબિય્યહ દારુલ ઉલૂમ, આણંદ

**નહમદૂહુ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ....**

**અમ્મા બા'દ,**

**''તોહફએ દુન્યા વ આખિરત''** જેનો ભાવાર્થ થાય છે : આલોક અને પરલોકની ભેટ. ભાગ : ૧–૨, જે ૯૫૦ પૃષ્ઠોમાં ફેલાયેલ છે. ખરેખર, પોતાના નામ અનુસાર મહામૂલી અને અતિ લાભદાયક છે.

મજકૂર કિતાબમાં જે જે વિષયોને આવરી લેવામાં આવ્યા છે એ આપણી આંતરિક (બાતિની) શુદ્ધિ અને બાહ્ય (જિસ્માની) શુદ્ધિ બન્ને માટે અતિ ઉપયોગી છે.

એક મુઅમિન માટે આખરી–અંતિમ મંઝિલ અલ્લાહ તઆલના વાયદા અનુસાર અને આકાએ નામદાર, તાજદારે મદીના, ફખ્રે દો–આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પાક અને અટલ ઈરશાદ મુજબ સાચા મુઅમિનની મંઝિલ જન્નત છે. જે જન્નત માટે ઈરશાદ છે કે, "આંખોએ જેની કલ્પના–તસવ્વુર પણ કર્યો ન હશે અને કાનોએ કદી સાંભળ્યું પણ ન હશે, એવી જન્નતનો વિસ્તૃત ઉલ્લેખ છે કે, જેનાથી આપણા જેવા કમજોર મુઅમિનને એને પામવાની જિજ્ઞાસા પેદા થાય અને જેના વાંચન પછી જન્નતી કાર્યો કરવાની લાલસા પણ પેદા થાય. રબ્બે કરીમ તૌફીક બખ્શો. તૌફીક અરઝાની અતા કરો.

હદીસ શરીફની દુઆમાં એક દુઆ જન્નતના તલબની દુઆ પણ છે, જે આપણા જેવા કમજોર આ'માલના વ્યકિતઓએ રોજ પૂરા યકીન સાથે માંગવી જોઈએ. **અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ જન્નહ, વ અઉઝુબિ-ક મિનન્નાર."**

આ કિતાબમાં નેક અને સાચા મુઅમિન બનવાની અને એ માર્ગ પર ચાલવાના કુર્આન અને હદીસના નુસખા છે. અગર ખરેખર, આપણે એવા બની જઈએ તો આ ક્ષણભંગુર અને ફાની દુનિયાને માટે બિલકુલ નિરર્થક બની રહે.

કુર્આને કરીમમાં અનેક જગ્યાએ ઈરશાદ છે કે,

"આ દુનિયા ખેલ-તમાશાથી વધુ કંઈ નથી. અસલ જિંદગી આખિરતની જિંદગી છે." અને આ હકીકત જયારે આપણા દિલોમાં ઘર કરશે-ઉતરશે ત્યારે મૌત આસાન થઈ જાય છે. જેના માટે હકીમુલ ઉમ્મત શાઈરે મશ્રિકે પોતાના શેરોમાં કહયું કે,

**"નિશાને મર્દે મુઅમિન બા તૂ ગોયમ્,**
**ચું મર્ગ આયદ તબસ્સુમ બર લબે ઉસ્ત."**

દુઆ છે કે આ કિતાબના વાંચન પછી આપણને પણ આવા મર્દે મુઅમિન બનવાની તૌફીક નસીબ થાય એ કાશ.

**"તોહફ-એ દુન્યા વ આખિરત"**માં આવી જિંદગી બનાવવાનો અણમોલ ખઝાનો છે. દરેકે આજના આધુનિક દૌર-યુગની વ્યસ્ત ક્ષણોમાંથી થોડો સમય આખિરત માટે પણ ફાળવવો જ જોઈએ.

—"તોહફએ દુન્યા વ આખિરત"માં આધુનિક મસાઈલનું વર્ણન પણ છે, જે આપણું માર્ગદર્શન કરે છે.

—એક મર્હૂમ આલિમના કથન મુજબ આજના દૌરમાં આપણે રૂહાની અને જિસ્માની નિતનવી ઉલ્ઝનો અને પરેશાનીઓથી ત્રસ્ત છીએ, ન સાંભળેલી બીમારીઓથી ત્રાહિમામ અને હેરાન છીએ અને આ રૂહાની—જિસ્માની રોગ વ્યાપક અને આમ છે, જેના છુટકારા માટે કદી કદી આપણે શિર્કે ખફી, બલકે શિર્કે અકબર સુધી પહોંચી જઈએ છીએ. તઅવીઝગંડાવાળા બાપુઓ—સાધુઓ એનો લાભ ઉઠાવી લીલાલહેર કરે છે. નજરે જોવામાં આવ્યું છે કે, એક નિષ્ણાત ડોકટર—તબીબને ત્યાં જેટલી ભીડ નથી થતી, આ તઅવીઝગંડા વાળાને ત્યાં મેળા જેવી ભીડ લાગે છે. નંબર લખાવવામાં પડાપડી થાય છે. લોકો નંબર આવવાની તપસ્યા કરે છે. આવા બાપુઓએ કરોડોની સંપત્તિ ભેગી કરી લીધી છે.

આવા બાપુઓથી છુટકારો મેળવવા માટે પણ "તોહફએ દુન્યા વ આખિરત"માં અનેક રૂહાની ઈલાજ બતાવવામાં આવ્યા છે. અનેક જિસ્માની બીમારીઓથી શિફા મેળવવા અતિ કિંમતી કુર્આની—હદીસી નુસખા છે. કાશ, આપણે અરબી કિતાબના વાંચનનો મા'મૂલ બનાવી, એનો સદઉપયોગ કરી લાભાન્વિત થઈએ.

વાત ઘણી લાંબી થઈ ગઈ. સારાંશ એ જ છે કે, "તોહફએ દુન્યા વ આખિરત" એક અતિ કિંમતી—મહામૂલી કિતાબ છે. અણમોલ ખઝાનો છે, જેમાંથી આપણે સૌએ ફાયદો

ઉઠાવવાની જરૂરત છે.

અંતમાં આવી દળદાર કિતાબ છપાવનાર સાહિબે ખૈરને અલ્લાહ તઆલા દીન–દુનિયાની ભલાઈઓથી નવાઝે, આખિરતમાં નજાતનો ઝરીયો બનાવે, સંપાદક સાહેબને પણ બેહતરીન–ઉત્તમ બદલો આપો, એવી દિલી દુઆ. આમીન, યા રબ્બલ આલમીન !

ખાકસાર–હેચ મર્દા

(મવ.) સઈદ કારી મુહમ્મદ નુરગત<br>"ફલાહી" (સા. દા. બ.)

ખાદિમ : જામિઅહ અરબિય્યહ દારુલ ઉલૂમ, આણંદ

*૩–સફરુલ મઝફ્ફર–૧૪૩૧ હિ.*





# મુફક્કિરે મિલ્લત, કાઈદે ઉલમા (મવ.) અબ્દુલ્લાહ કાપોદ્રવી સા. (દા. બ.)

**બિસ્મિહી સુબ્હાનહુ વ તઆલા**

દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ, મુ. પો. કંથારીઆ ગુજરાતની મશહૂર અને ઘણી પ્રખ્યાત દીની દર્સગાહ છે. ત્યાં ઉર્દૂ, ફારસી, અરબી ભાષાઓ તથા ઈસ્લામી ઉલૂમની તાલીમ તથા તરબિયતનું કામ ઘણી સારી રીતે થઈ રહયું છે.

સાથે સાથે નાના ગામોમાં મકાતિબનું અગત્યનું કામ પણ વિશાળ પાયે ઉપાડવામાં આવ્યું છે અને દારુલ ઉલૂમના પ્રકાશન વિભાગે અજોડ સેવાનું કામ ઉપાડયું છે.

આજ સુધી ૫૦૦ પ્રકાશનો બહાર પાડી ગુર્જર મુસ્લિમો માટે દીની સાહિત્યની મહામૂલી સેવા બજાવી છે. અલ્લાહ તઆલા આ સર્વ સેવાઓને કબૂલ ફરમાવી બેહતરીન બદલો અતા ફરમાવે, આમીન !

હમણા મારી સામે **''તોહફ-એ દુન્યા વ આખિરત''** નામી એક ઉમદા અને અણમોલ પુસ્તક છે, જેમાં દુરૂદ શરીફ, સૂરતો, અસ્માએ હુસ્ના તથા રાત-દિવસની નબવી દુઆઓ વગેરે સુંદર અરબી, ગુજરાતી છપાઈ સાથે બહાર પાડવામાં આવી છે.

આ મહામૂલી કિતાબ દરેક મુસ્લિમ ઘરમાં પહોંચવી જોઈએ. આ પ્રકારની કિતાબોના પઠનથી ઈમાનમાં તાઝગી

પેદા થાય છે, અલ્લાહ તઆલા સાથે સંબંધ મજબૂત બને છે તથા આખિરતનું ધ્યાન મજબૂત થાય છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત વધે છે, તવહીદ, રિસાલત અને આખિરતનું યકીન દુનિયા–આખિરતની સફળતાની ચાવી છે.

અલ્લાહ તઆલા કિતાબના સંપાદક, પ્રકાશક તથા એમાં મદદ કરનારાઓને ભરપૂર બદલો અતા ફરમાવે અને ઉમ્મતના દરેક વ્યક્તિઓને આવી કિતાબોથી લાભ ઉઠાવવાની તૌફિક અતા ફરમાવે.

ફકત વસ્સલામ,

લિ. (મવલાના) અબ્દુલ્લાહ કાપોદ્રવી સા. (દા. બ.)

(રઈસ : દારુલ ઉલૂમ ફલાહે દારૈન, તડકેશ્વર)



## (મવ.) મુફતી મહમૂદ હાફેઝજી સા. (દા. બ.)

ઉસ્તાદે હદીસ :જામિઅહ ઈસ્લામિય્યહ તઅલીમુદ્દીન, ડાભેલ

**બિસ્મિહી સુબ્હાનહુ વ તઆલા**

દરેક પ્રકારની તા'રીફ–હમ્દ અલ્લાહ તઆલા માટે જ છે, જેટલી સંખ્યામાં ઝાડ પર પાંદડા છે અને રેતીના કાંકરા છે તેટલી સંખ્યામાં દુરૂદ–સલાત–સલામ આપણા નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર હર ઘડી કિયામત સુધી ઉતરતા રહે. આમીન.

(૧) આજના જમાનામાં ઈન્સાન ઘણો જ મશગૂલ દેખાય છે, દીનથી દૂર દેખાય છે, દુનિયામાં વ્યસ્ત દેખાય છે. આવા સમયમાં થોડું કરીને વધારે કમાવવાની લાલચ છે. તેવા સંજોગોમાં થોડી મિનિટોમાં અુમક વઝીફાઓ પઢી લાંબો અને ઘણો સવાબ પ્રાપ્ત થઈ શકે તેવી વાતો આ કિતાબ ''આખિરતનો તોહફો''માં છે.

(૨) પ્રકાર પ્રકારના ફિત્નાઓ, તકલીફો તથા મુસીબતો જોવામાં આવી રહી છે. બીમારીઓથી લોકો પરેશાન છે. એવા સમયે આવી કિતાબ રહમત છે, જેના પઢવાથી મુસીબતો તથા બલાઓથી અલ્લાહ હિફાઝતમાં રાખે છે, ઈન્શા અલ્લાહ.

(૩) રોઝી–રોટીનો મસ્અલો લોકોને સતાવી રહયો છે, ચેન–સુકૂન અને રાહતની શોધખોળ થઈ રહી છે. આવા મોકા પર આ કિતાબ પઢવાથી આસાન રોઝી અને દરેક રહમત–બરકત ઈન્શાઅલ્લાહ હાસિલ થશે.

(૪) જાદૂ–જિન્નાતનું જોર વધી રહયું છે. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક જમાનાથી પહેલાં જે વાતાવરણ દુનિયામાં હતું, કંઈક તેવું જ થઈ રહયું હોય એવું લાગે છે અને બાપુઓ પાસે જવાથી બાપુના ખિસ્સા ગરમ અને પરેશાન માણસની પરેશાનીમાં વધારો જોવા મળે છે, જેથી આ કિતાબ પઢવાથી જાદુ, જીન્નાતની બલાઓ મફતમાં દૂર થઈ જશે, ઈન્શા અલ્લાહ.

સૌથી મોટી વાત એ છે કે, કિતાબમાં જે વઝીફાઓ છે તે કુર્આન શરીફ તથા હદીસ શરીફના પાક કલિમાત છે તેમજ અલ્લાહ તઆલાના નેક બંદાઓના વઝીફાઓ છે. એટલે કે ઈન્શા અલ્લાહ ફાયદો ચોક્કસ થવાનો જ.

ખૂબ જ મુબારકબાદી આવી મુબારક વસ્તુઓ છપાવી મફતમાં વહેંચી સવાબ પ્રાપ્ત કરવાના મુબારક કામ પર.

અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે તથા વધુ તવફીક આપે, આમીન, યા રબ્બલ આલમીન.

(મવ.) મહમૂદ હાફેઝજી સા. (દા. બ.)

ડાભેલ,

૨૧ જાન્યુઆરી, ૨૦૧૦



**(મવ.) યૂસુફ ટંકારવી સા. (દા. બ.)**
**ઉસ્તાદે હદીસ : દારુલ ઉલૂમ, ફલાહે દારૈન, તડકેશ્વર**

**નહમદૂહુ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ....**

**અમ્મા બા'દ,**

''તોહફએ દુન્યા વ આખિરત'' તથા ''આખિરતનો તોહફો'' નામી બંનેવ કિતાબો દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ, મુ. પો. કંથારીઆના પ્રકાશનો પૈકી ઘણા કિમતી અને લાભદાયક પ્રકાશનો છે, જેમાં મહાન ફઝીલતવાળા કલિમાત, દુરૂદ શરીફ અને મોકા મોકા પઢવામાં આવતી દુઆઓ ઘણી સારી તરતીબથી લખવામાં આવી છે. દુઆઓ વગેરે પહેલાં અરબી ભાષામાં લખી ઝેર, ઝબર લગાવી દીધાં છે. વળી, સાથે સાથે તેના ઉચ્ચાર ગુજરાતીમાં આપી દીધા છે, ને તરજુમો લખી દીધો છે. વળી, હવાલાઓ પણ આપી દીધા છે, જેનાથી કિતાબ ઘણી વજનદાર થઈ ગઈ છે, જેથી હવે આ કલિમાત અને દુરૂદ શરીફ પઢનાર તેમજ દુઆઓ કરનાર અર્થ સમજીને પઢશે ને દુઆઓ કરશે તો તેમાં રૂહ પેદા થશે અને દિલ લાગશે, જેની અત્યંત જરૂરત છે.

આવી કિતાબો જે ઉમ્મતના હર ફર્દ–વ્યકિત માટે લાભકારક હોય ઘરઘર મવજૂદ હોવી જરૂરી છે તથા મહેનત કરી હર ઘર સુધી પહોંચાડવી એ ઉમ્મતની અહમ ખિદમત છે.

આપણા દારુલ ઉલૂમ–કંથારીઆને અલ્લાહ તઆલાએ

મિલ્લતે ઈસ્લામિય્યહની આ પ્રકારની નેક ખિદમતના જઝબાતથી નવાઝેલ છે. જેણે આવી મુફીદ કિતાબો ઉમ્મતના ઘરે ઘર પહોંચાડવા માટે પ્રકાશન અને પ્રસારણનો અલગ વિભાગ હાથ ધર્યો છે. અલ્લાહ તઆલા એની આ ખિદમતોને કબૂલ ફરમાવી પૂરી ઉમ્મત તરફથી જઝાએ ખૈર અતા ફરમાવે તથા વધુ ને વધુ ખિદમતો માટે કબૂલ ફરમાવે ને ઉમ્મતને આવી બરકતવંત કિતાબોથી ફાયદો ઉઠાવવાની નેક તવફીક અતા ફરમાવે, આમીન, યા રબ્બલ આલમીન !

ફકત વસ્સલામ,

**લિ. (મવ.) યૂસુફ ટંકારવી સા. (દા. બ.)**

ઉસ્તાદે હદીસ : દારુલ ઉલૂમ ફલાહે દારૈન,

તડકેશ્વર, ગુજરાત



# નમ્ર વિનંતી

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ..........**

પવિત્ર અહાદીસમાં અમુક આ'માલ એવાં જોવા મળ્યાં, જે દેખાવમાં અત્યંત મુખ્તસર અને હલકાં–ફુલકાં જણાયાં, પરંતુ એમના આચરણ (અમલ) પર સવાબ બહુ જ પુષ્કળ બયાન થયો છે, જે અલ્લાહ તઆલાની કરીમ ઝાતનો માત્ર ફઝલો કરમ છે અને તેની અપાર બખ્શિશ છે, જે અમ ફકીરો માટે એની અસીમ રહમત છે. આ કિતાબમાં તે આ'માલને એકત્રિત અને સંગૃહીત કરાયાં છે, જેથી તે મહાન સવાબ પ્રાપ્ત થઇ શકે; પરંતુ યાદ રહે કે દીન કેવળ એ આ'માલ પર જ અવલંબિત નથી; બલકે દરેક મુસલમાનના શિરે ફર્ઝ છે કે તે તમામ પ્રકારના હક્કો અને ફરાઇઝને અદા કરે તથા તમામ પ્રકારના ગુનાહોથી બચવાની ભરપૂર કોશિશ પણ કરે.

કિતાબમાં વર્ણવાયેલા અમુક આ'માલને અમલમાં મૂકવા પર ગુનાહોની બખ્શિશનો વાયદો કરાયો છે, એના વિશે આ વાત ખાસ લક્ષમાં રહે કે એમાં માફીથી ગુનાહે સગીરહની માફી મુરાદ છે, કારણ કે ગુનાહે કબીરહ તૌબા વગર માફ થતાં નથી, જેથી કોઇને આ ગેરસમજ થવા ન પામે કે તે ગમે તે પ્રકારનાં ચાહે તેટલા ગુનાહ કરતો રહે, છતાં તૌબા વગર એ આસાન આ'માલ દ્વારા માફી થતી રહેશે.

તદુપરાંત, કોઇ સજ્જન એવા ધોકામાં પણ ન રહે કે જ્યારે અમે મોટા નેક કામોથી મહરૂમ છીએ તો આવા આસાન અને મુખ્તસર આ'માલ કરવાથી શું ફાયદો થવાનો છે ? અથવા જ્યારે અમે મોટા મોટા નેક કામ કરી રહ્યા છીએ તો પછી આવા (નાના નાના) આ'માલ કરવાની શી જરૂર છે ? આ બેઉ ખ્યાલ શયતાની ફરેબ છે, કારણ કે મારા મહબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જેમના પર મારા માં–બાપ કુરબાન થાય, ઇરશાદ છે :

**''નેકીની કોઈ વાતને કદાપિ હકીર (ગૌણ) ન સમજો !''**

કારણ કે શકય છે કે આ જ નેકી કબૂલ થઇ જાય અને એની જ બરકતથી આપણી બાકી રહેલી ઝિંદગી પણ દુરુસ્ત થઇ જાય.... જેથી આ સમતોલ જઝબા કે વલણથી આ કિતાબનું વાંચન કરી અમલ કરો. (''આસાન નેકિયાં''નો સારાંશ)

(નોંધ: તમામ દુઆઓ દિલપૂર્વક અને યકીન સાથે પઢવી જોઈએ. ઈન્શાઅલ્લાહ અવશ્ય ફાયદો થશે.

**વમા તવફીકી ઈલ્લા બિલ્લાહ, વલા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ...**

# સંપાદકની વિનંતી

હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે, જે કોઈ મારા પર કોઈ કિતાબમાં દુરૂદ લખે તો જયાં સુધી એ કિતાબમાં મારું નામ રહેશે ત્યાં સુધી એ લખનારને સવાબ મળતો રહેશે.

અને હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ તઆલા અન્હૂની રિવાયતમાં છે કે, લખનાર પર ફરિશ્તા દુરૂદ મોકલતા રહેશે. વળી, એક રિવાયતમાં એવો ઉલ્લેખ છે કે, લખનાર માટે ઈસ્તિગફાર કરતા રહે છે.

('ફઝાઈલે દુરૂદ શરીફ''માંથી)

તો દુરૂદ શરીફની ઈશાઅત એટલે કે એના પ્રચાર–પ્રસાર કે ફેલાવામાં શકય એટલી કોશિશ કરવી. દુરૂદ શરીફ છપાવી પ્રગટ કરવાથી એની તબ્લીગ થશે–લોકો સુધી પહોંચશે અને જેટલા લોકો એને પઢશે, ઈન્શા અલ્લાહ બારગાહે રહમતુલ લિલ્ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસ્હાબિહી વ સલ્લમ– માં કુબૂલિય્યત થવા સાથે આ કામ સદ્‌ક–એ–જારિયહ લેખાશે. વળી, છપાવી પ્રગટ કરનારને કલામ પઢનારાઓ જેટલો સવાબ મળતો રહેશે.

તે લોકોની મિસાલ કે જેઓ પોતાનો માલ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે, એક તે દાણા સમાન છે, જેમાંથી સાત કંટીઓ ઉગે છે કે જેની દરેક કંટીમાં સો (૧૦૦) દાણા હોય છે અને અલ્લાહ જેના માટે ચાહે છે બમણા કે સો (૧૦૦) ગણા કરી દે છે અને અલ્લાહ સર્વ વ્યાપી અને સર્વજ્ઞ છે. (સૂરએ બકરહ, આયત નં. ૨૬૧)

અંતમાં દુઆ છે :

અલ્લાહ રબ્બુલ ઈઝઝત આપણને સીરતે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં વાંચન, અભ્યાસ અને તેની ઉપર અમલ કરવાની તૌફીક અતા ફરમાવે અને હૌઝે કવષર પર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની લિકા (દીદાર અને મુલાકાત) જેવી અઝીમ નેઅમત આપણા માટે મુકદ્દર ફરમાવી છે. આમીન, યા રબ્બલ આલમીન !

# જરૂરી નિવેદન તથા અપીલ

ભાઈઓ ! આ કિતાબ **''આખિરતનો તોહફો''** (પ્રકાશન નં. ૫૦૦) તથા **''તોહફ-એ-દુન્યા વ આખિરત-ભાગ-૧ (પ્રકાશન નં. ૨૭૮) તથા ''તોહફ-એ-દુન્યા વ આખિરત-ભાગ-૨ (પ્રકાશન નં. ૪૪૮)''** ગુજરાતીમાં પોતાના, પોતાની ફેમિલીના તથા પોતાના મર્હૂમોના સવાબ અર્થે છપાવવી હોય તો દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ–કંથારીઆનો સીધો કોન્ટેકટ કરવા ગુઝારિશ.

મારા ભાઈઓ ! આ ક્ષણભંગુર દુનિયા ત્યાગી દેવાય તે પહેલાં, માલ સંગ્રહનો હિસાબ–કિતાબ પૂછાય તે પહેલાં, માલ ગેર (અવળે) રસ્તે ઊપડી જાય તે પહેલાં કંઈક માલ–મત્તા અલ્લાહ તઆલાના માર્ગે ખરચ કરો. અલ્લાહ તઆલા સાથે પણ વેપાર કરતાં જાઓ અને એ માટે સૌથી સરસ અને સારો માર્ગ ઈલ્મે દીન અને દીની કિતાબોના પ્રચારમાં નાણાં (પૈસા) ખરચ કરવા તે છે. એ જ ''સદકએ જારિયહ'' અને ''બાકી રહેનાર નેકીઓ'' છે, જે મરણ પછી પણ કામ લાગનાર છે. મૃત્યુ પછી પોતાનું નામ–એ–આ'માલ ચાલુ રહે તેનો આ ઘણો જ સારો અને બેહતરીન રસ્તો છે.

ઉમ્મતના માલદાર મુસલમાન મર્દો તથા અવરતોને ખાસ વિનંતી છે કે દીની સાહિત્ય (કિતાબો)ના પ્રચાર–પ્રસાર માટે ઉપયોગી પ્રકાશનો પ્રગટ કરવાના તથા છપાવવાના આ નેક કાર્યમાં દરેક પ્રકારે અમલી સાથ–સહકાર આપી સવાબે દારૈન હાસિલ કરો.

વધુ વિગત માટે દારુલ ઉલૂમના "પ્રકાશન વિભાગ"નો સંપર્ક કરવા વિનંતી.

**(મૌલાના) હસન ભડકોદ્રવી (સા.)**
(ભારતમાંથી) ☎ **02642-257086**
(પરદેશમાંથી) ☎ **011-91-2642-257086**



**પ્રકાશન વિભાગ :**
દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ,
મહમૂદનગર, મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)



## દીની સાહિત્ય........

—ના પ્રચાર અને પ્રસાર માટે ઉપયોગી પ્રકાશનો પ્રગટ કરવાના નેક કાર્યમાં હરેક પ્રકારે અમલી સાથ—સહકાર આપી સવાબે દારૈન, સઆદતે દારૈન અને ફલાહે દારૈન હાસિલ કરવા નમ્ર વિનંતી.

વધુ વિગત માટે દારુલ ઉલૂમના "પ્રકાશન વિભાગ"નો સંપર્ક સાધવા વિનંતી.



## જરૂરી સૂચના

દારુલ ઉલૂમના "પ્રકાશન વિભાગ"નો એક માત્ર હેતુ દીની સાહિત્યનો પ્રચાર—પ્રસાર છે, જેથી દારુલ ઉલૂમના "પ્રકાશનો કોઈ પણ પ્રકારના ફેરફાર કે કાપકૂપ વિના છપાવવાની આમ ઈજાઝત છે. અલબત્ત, જરૂરી અથવા ફાયદાકારક સુધારા—વધારા માટે દારુલ ઉલૂમના "પ્રકાશન વિભાગ"થી રજા મેળવવી જરૂરી રહેશે.



# દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ
مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓی اِبْرَاهِيْمَ
وَعَلٰٓی اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ
مَّجِيْدٌ ط اَللّٰھُمَّ بَارِكْ عَلٰی مُحَمَّدٍ
وَّعَلٰٓی اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓی
اِبْرَاهِيْمَ وَعَلٰٓی اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

يَا حَيُّ يَا قَيُّوْمُ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِهٖ وَسَلِّمْ ط

(نزہۃ المجالس)



اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ الْقَائِمَةِ وَالصَّلٰوةِ النَّافِعَةِ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّارْضَ عَنِّيْ رِضًا لَا تَسْخَطُ بَعْدَهٗ اَبَدًا ط (مسند احمد)



اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ، وَكُلَّمَا غَفَلَ عَنْ ذِكْرِهِ الْغَافِلُوْنَ ط

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ
کَمَا تُحِبُّ وَتَرْضٰی لَہٗ ط
(ذریعۃ الوصول)

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ
مُحَمَّدٍ وَّاَنْزِلْہُ الْمَقْعَدَ الْمُقَرَّبَ
عِنْدَکَ یَوْمَ الْقِیٰمَۃِ ط (طبرانی)

اَللّٰھُمَّ رَبَّ مُحَمَّدٍ صَلِّ عَلٰی مُحَمَّدٍ
وَّعَلٰٓی اٰلِ مُحَمَّدٍ وَّاجْزِ مُحَمَّدًا
صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ مَا ھُوَ اَھْلُہٗ ط

صَلَّى اللّٰهُ عَلٰى مُحَمَّدٍ وَّجَزَاهُ
عَنَّا مَاهُوَ اَهْلُهٗ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰىٓ اٰلِ
سَيِّدِنَا مُحَمَّدٍ كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ
وَكُلَّمَا سَهٰى عَنْهُ الْغَافِلُوْنَ ط

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ كَمَا اَنْتَ اَهْلُهٗ، فَصَلِّ عَلٰى
مُحَمَّدٍ كَمَا اَنْتَ اَهْلُهٗ، وَافْعَلْ بِنَا مَا اَنْتَ
اَهْلُهٗ، فَاِنَّكَ اَهْلُ التَّقْوٰى وَاَهْلُ الْمَغْفِرَةِ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ
وَعَلٰٓى اٰلِ مُحَمَّدٍ وَّبَارِكْ وَسَلِّمْ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِهٖ
صَلٰوةً اَنْتَ لَهَا اَهْلٌ وَّهُوَ لَهَا اَهْلٌ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ عَدَدَ
مَنْ صَلّٰى عَلَيْهِ، اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا
مُحَمَّدٍ عَدَدَ مَنْ لَّمْ يُصَلِّ عَلَيْهِ،
اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا
تَنْۢبَغِيْ اَنْ يُّصَلّٰى عَلَيْهِ ط